શ્રી નગદધર્મ પુસ્તકમાળા—ગ્રંથ—૨

# માયાનાં મન્થન

લેખક
**જેઠાલાલ નાથાલાલ દવે**
(ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી)
વિસનગર (ઉ. ગુજરાત)
હાલ કલોલ (ઉ. ગુજરાત)

પ્રથમાવૃત્તિ — પ્રત ૫૦૦
સંવત ૨૦૦૨ — સને ૧૯૪૬

મૂલ્ય રૂા. ૩-૦-૦

મુદ્રક અને પ્રકાશક :
'સંદેશ લિમિટેડ' વતી
નંદલાલ ચુનીલાલ
બોડીવાળા



કિંમત
રૂ. ૩-૦-૦
ત્રણ રૂપિયા

મુદ્રણસ્થાન :
ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ,
માધુભાઇ કોલોની,
અમદાવાદ.

નગદધર્મ પુસ્તકમાળા, ગ્રંથ. ૨.

# માયાનાં મન્થન

## — અ નુ ક્ર મ ણિ કા —

પ્રત્યેક કાવ્યનો છંદ, રાગ કે લયનું નામ આપવામાં આવ્યું છે, છતાં પ્રત્યેક કાવ્ય, સરલ અને ગેય હોવાથી વાચકો યથારુચિ રાગ, લય કે ધ્વનિમાં વાંચશે અથવા ગાશે તોયે વાંધો આવવાનો સંભવ નથી. છંદ જે ધ્વનિ બતાવે છે તે ધ્વનિ કોઇ પણ લયમાં મીઠું સંગીત સરજાવી શકશે.

લેખક.

૨૫૯૦૪

# શુદ્ધિપત્રક

અનિવાર્ય સંયોગોમાં જોડણી તેમજ મુદ્રણના ઘણા દોષ રહી જવા પામ્યા છે. મુખ્ય મુખ્ય અશુદ્ધિઓ આ નીચે આપી છે, તેને સુધારીને વાંચવા વાંચકોને નમ્રવિનંતિ કરવામાં આવે છે.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૨૧ | જુઠું | જૂઠું |
| ૧૪ | ૧૦ | ત્યાં. | ત્યાં, |
| ૧૫ | ૧૩ | જિંદગી | જિન્દગી |
| ૧૫ | ૧૬ | છે | છે. |
| ૧૬ | ૪ | જિંદગી | જિન્દગી |
| ૨૧ | ૧૫ | ચિનગાંરી | ચિનગારી |
| ૨૨ | ૧ | પ્રિયજનને ઢૂંઢે | પ્રિયજનને તે ઢૂંઢે |
| ૨૨ | ૧૬ | માયની | માયાની |
| ૨૪ | ૧ | સુણ્યું | સૂણ્યું |
| ૨૫ | ૨ | વડે | વહે |
| ૨૫ | ૬ | સુણ્યું, સુણ્યું | સૂણ્યું, સૂણ્યું |
| ૨૬ | ૧૩ | અંતરમહીંયે | અંતરૂમહીંયે |
| ૨૭ | ૧ | કાઈ | કોઈ |
| ૨૮ | ૧૧ | હયું | હૈયું |
| ૨૮ | ૧૫ | ગુમાવવા | ગૂમાવવા |
| ૩૦ | ૨૦ | હૈયાં | હૈયા |
| ૩૬ | ૧૪ | ‘દેવું | દેવું |
| ૩૬ | ૧૬ | મુસ્કીલ | મુસ્કીલ ! |
| ૩૮ | ૨૩ | મહિં | મહીં |
| ૩૮ | ૨૬ | મુશ્કાલ | મુશ્કીલ! ૩૭. |
| ૪૨ | ૫ | મહિં | મહીં |
| ૪૩ | ૧૬ | મીલન | મિલન |

| | | | |
|---|---|---|---|
| ૪૫ | ૧૨ | પામી'તી | પામી'તી ! |
| ૪૬ | ૬ | હુંફ | હૂંફ |
| ૪૬ | ૩૦ | અમો એ | અમોએ |
| ૪૮ | ૮ | માન્યું શબ્દ બરોબર છપાયો નથી) | માન્યું |
| ૫૩ | ૧૦ | મહિં | મહીં |
| ૫૩ | ૧૬ | લુછો | લૂછો |
| ૫૩ | ૨૪ | કઇ | કંઇ |
| ૫૬ | ૫ | ભુલાવે | ભૂલાવે |
| ૫૬ | ૧૩ | ાવપથગામી | વિપથગામી |
| ૫૮ | ૧ | મહિં | મહીં |
| ૫૮ | ૭ | પુરાણું | પૂરાણું |
| ૬૧ | ૨૧ | મહિં | મહીં |
| ૬૨ | ૭ | જિંદગીમાં | જિન્દગીમાં |
| ૬૪ | ૯ | ખુમારી | ખૂમારી |
| ૬૫ | ૧ | ગુન્હાઓ | ગુન્હાઓ |
| ૬૬ | ૯ | પુછે છે | પૂછે છે |
| ૬૮ | મથાળે (હેડીંગ) | પ્રશ્ના | પ્રશ્નો |
| ૬૯ | ૭ | ત્યાં ત્ય | ત્યાં ત્યાં |
| ૭૦ | ૨૨ | ઝુકાવવા | ઝૂકાવવા |
| ૭૩ | ૪ | જુદું | જૂદું |
| ૭૩ | ૧૨ | ન્યતા | ન્યૂનતા |
| ૭૩ | ૧૫ | શું કહું ? | હું શું કહું ? |
| ૭૪ | ૧૩ | ઘણુ | ઘણું |
| ૭૭ | ૧ | જુદો | જૂદો |
| ૭૮ | ૪ | નસ્તેજ | નિસ્તેજ |
| ૭૯ | ૧ | વું હતું | કેવું હતું |
| ૭૯ | ૭ | ભુંસવા | ભૂંસવા |

| | | | |
|---|---|---|---|
| ૮૩ | ૧૯ | હતા | હતાં |
| ૮૫ | ૧૬ | આનું | આવું |
| ૮૬ | ૩ | રહું ' | રહું, |
| ૮૯ | ૧૬ | આષધી | ઔષધી |
| ૯૪ | ૨૫ | આદર્શ | આદર્શ |
| ૯૫ | ૨૪ | ભન્યો | બન્યો |
| ૧૦૧ | ૯ | લુંટાય | લૂંટાય |
| ૧૦૪ | ૮ | અભી | અભી ? |
| ૧૦૪ | ૧૨ | ચૂરાવા | ચૂરાયા ? |
| ૧૧૦ | ૧૨ | ખારા | ખારા. ૯ |
| ૧૧૨ | ૧૭ | કરીતી | કરી'તી |
| ૧૧૪ | ૩ | ઓષધો | ઔષધો |
| ૧૧૪ | ૨૪ | આ જે | આજે |
| ૧૧૫ | ૮ | રહો | રો' |
| ૧૧૬ | ૧૪ | રહેશે | રહેશે |
| ૧૧૮ | ૨૮ | ભેદશા | ભેદ શા |
| ૧૧૯ | ૧૨ | ઉભયને | ઉભયને. ૧૬ |
| ૧૨૨ | ૧૨ | ખામી | ખાધી |
| ૧૨૩ | ૧૪ | નિહ | નહિ |
| ૧૩૪ | ૪ | અદ્ભત | અદ્ભુત |
| ૧૩૪ | ૫ | જગત | જગત્ |
| ૧૩૪ | ૧૨ | સોંદર્ય | સૌંદર્ય |
| ૧૩૯ | ૨ | આઝાદી | આબાદી |
| ૧૩૯ | ૯ | હયાં | હૈયાં |
| ૧૪૦ | ૨ | આવકાશ | અવકાશ |
| ૧૪૦ | ૨૦ | અકસ્માતથી | અકસ્માત્થી |
| ૧૪૧ | ૧૮ | કથા છે. | કથા છે, |
| ૧૪૫ | ૭ | "બ્રાહ્મણો બ્રાહ્મણો" | બ્રાહ્મણો, બ્રાહ્મણો |
| ૧૪૫ | ૨૨ | કેઇ | કંઇ |

| | | | |
|---|---|---|---|
| ૧૪૬ | ૨ | તે | ને |
| ૧૬૫ | ૧૪ | સવ | સર્વ |
| ૧૭૩ | ૬ | સિાદ્ધ | સિદ્ધિ |
| ૧૭૭ | ૧૦ | કદી | કરી |
| ૧૮૪ | ૧ | એકલે | એકલો |
| ૧૮૫ | ૫ | મોહમાયામ | મોહમાયામાં |
| ૧૮૫ | ૧૭ | ભાન! | ભાનૂ! |
| ૧૯૯ | ૧૫ | કર્યો. | કર્યો, |
| ૨૦૭ | ૧૪ | કર્યાં | કર્યાં જય |
| ૨૧૭ | ૮ | જાગનું | જગતું |
| ૨૨૬ | ૨ | કેવો | કેવી |
| ૨૨૬ | ૮ | પરંત | પરંતૂ |
| ૨૨૬ | ૨૧ | કેદખાનામાં | કેદખાનામાં |
| ૨૨૬ | ૨૭ | વિચારો | વિચરો |
| ૨૨૭ | ૯ | ગુન્હો | ગૂન્હો |
| ૨૨૭ | ૧૨ | ગુન્હો | ગૂન્હો |
| ૨૨૭ | ૧૩ | ગુન્હો | ગૂન્હો |
| ૨૨૮ | ૪ | પરંતુ | પરંતૂ |
| ૨૨૮ | ૯ | થ | થશે |
| ૨૩૦ | ૨ | હારયનાં | હાસ્યનાં |
| ૨૩૫ | હેડીંગ | મથ્યા સ્મરણ | મિથ્યા સ્મરણ |
| ૨૩૬ | હેડીંગ | આંતમ | અંતિમ |
| ૨૩૭ | ૨૨ | ચાલત | ચાલતા |
| ૨૩૭ | ૨૪ | સમો | સમો. |
| ૨૪૦ | ૭ | અજાવાળું | અજવાળું |
| ૨૪૯ | ૯ | ખતો | દેખતો |
| ૨૪૯ | ૧૨ | સુષ્ટિ | સૃષ્ટિ |
| ૨૫૦ | ૨૭ | દદીં | દર્દી |

| | | | |
|---|---|---|---|
| ૨૫૧ | ૧૩ | જીવના | જીવનના |
| ૨૫૨ | ૬ | વ્યાધીઓ | વ્યાધિઓ |
| ૨૫૨ | ૧૨ | દુાનયા | દુનિયા |
| ૨૫૩ | ૧૩ | સદંર્યની | સૌંદર્યની |
| ૨૫૫ | ૨ | ગૂમાવત! | ગૂમાવતા |
| ૨૫૬ | ૧૫ | વ્યાયાર | વ્યવહાર |
| ૨૫૭ | ૧ | ચિતા | ચિંતા |
| ૨૫૭ | ૬ | અશ્વર્ય | ઐશ્વર્ય |
| ૨૬૦ | ૮ | "અક્ય | ઐક્ય |
| ૨૬૨ | ૬ | હયે | હૈયે |
| ૨૬૩ | ૧૬ | વણાય | વણાટ |
| ૨૬૪ | ૧ | હયું | હૈયું |
| ૨૬૫ | ૨૪ | મહાં | મહીં |
| ૨૬૬ | ૧૦ | ધ્રુજે | ધ્રૂજે |
| ૨૭૦ | ૧૯ | માન વા! | માનવતા |

"જિન્દગી" ને બદલે "જીંદગી" કે "જિંદગી" છપાયું હોય ત્યાં તે સુધારીને વાંચવા વિનંતિ છે, કારણ કે એ અશુદ્ધિનો સમાવેશ, આ શુદ્ધિપત્રકમાં કર્યો નથી. "તુજ" ને બદલે "તુજ" તેમજ દીર્ઘ "ઊ"ને બદલે હ્રસ્વ "ઉ" અથવા હ્રસ્વ "ઉ" ને બદલે દીર્ઘ "ઊ"નો દ્રષ્ટિદોષથી ઉપયોગ થયો હોય તે તમામ શુદ્ધ સ્વરૂપે વાંચવા પ્રાર્થના છે.

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી

ડભોઈ તા. ૧૬–૪–૪૬

# સમર્પણ



જેણે સળગાવી છે આગ, જેણે કીધું સઘળું ખાખ,
જેની આજે ઉડે રાખ, એનું તર્પણ કરવું આજ. ૧

જે જીવીને જીવતા રહ્યા, મરતા મરતા આગળ થયા,
જે સંદેશા દેતા જાય, એનું તર્પણ કરવું આજ. ૨

જે આંખોના જે ચમકાર, પ્રસરાવે પ્રિય જનના પ્યાર,
દે દીલડાંને દે વિચાર, એનું તર્પણ કરવું આજ. ૩

જે આંખો ચમકીને ગઈ, જેની યાદી આજે રહી,
જેણે શોધ્યો આ સંસાર, એનું તર્પણ કરવું આજ. ૪

જ્યાંથી આવ્યું જે જ્યાં જાય, તેની પાછળ પ્રેમ તણાય,
એ જીવન જ્યાં રહો અંકાય, એનું તર્પણ કરવું આજ. ૫

શબ્દે શબ્દે જેનું તેજ, ધરી આકૃતિ વ્હેતું રહેજ,
જેના ભેદ—અભેદ અપાર, એનું તર્પણ કરવું આજ. ૬

કવિતા કરતાં કવિતા થયો, દેહ વિસરી દીલડું વર્યો,
જેણે જગવ્યા જગ વિસ્તાર, એનું તર્પણ કરવું આજ. ૭

જે માયામાં મીઠું મર્યો, જે માયાને મીઠો વર્યો,
જેણે સરજ્યો સાચો ભાર, એનું તર્પણ કરવું આજ. ૮

બોલી શબ્દો મૂંગી રહી, બોલી બોલી આગળ ગઈ,
જેના જાગે છે ભણકાર, એનું તર્પણ કરવું આજ. ૯

દુનિયાને જે જોતી જાય, જોતી જોતી રોતી જાય,
રડતાં રડતાં રહી બિમાર, એનું તર્પણ કરવું આજ. ૧૦

જેની લક્ષ્મી પ્રભુને વરી, એણે પ્રભૂનાં દર્શન કરી,
ઝીલ્યા જગના આશિર્વાદ, એનું તર્પણ કરવું આજ. ૧૧

જેણે હૈયે ખેંચ્યાં હીર, વરસાવ્યાં દીલડાનાં નીર,
સોંપ્યું સઘળું પ્રભૂની પાસ, એનું તર્પણ કરવું આજ. ૧૨

જેણે સ્નેહ કર્યો ન વિસાર્યો, જેણે દંભ નથી વિસ્તાર્યો,
તે જેવો તેવો દેખાય, એનું તર્પણ કરવું આજ. ૧૩

જેની પાસે ન્હોતું કંઈ, એવું દુનિયા કહેતી રહી,
તોયે અઢળક આપે આજ, એનું તર્પણ કરવું આજ. ૧૪

ઘર તોડી ગંગાપર ગયો, ન્હાહી ધોઈને ચોકખો થયો,
ઘર પર ગંગા લાવ્યો આજ, એનું તર્પણ કરવું આજ. ૧૫

રોતાં રોતાં હરિનું નામ, લેતો, કરતો આવ્યાં કામ,
જેને દીલડું, જેને હામ, એનું તર્પણ કરવું આજ. ૧૬

પૂછે પ્રશ્નો, પ્રેરે પ્યાર, સ્વર્ગ બને સઘળો સંસાર,
જાત સમર્પણ કરતી જાય, એનું તર્પણ કરવું આજ. ૧૭

જેને હૈયે હરિનો પ્રેમ, જેણે ત્યાગ્યાં ખોટાં વહેમ.
દુનિયા જેનો દિવ્ય પ્રહાર, એનું તર્પણ કરવું આજ. ૧૮

જેને હૈયે જીવતા જોગ, તે સમજે છે સાચા ભોગ,
યોગ ભોગનો જે અવતાર, એનું તર્પણ કરવું આજ. ૧૯

મન-માયાનો નથી ગુલામ, દેહ વાસના સમજે ન દામ
આપે તેમજ લે વિરામ, એનું તર્પણ કરવું આજ. ૨૦

લાખો લશ્કર ભેગાં થાય, તોયે ન કંપે જેની કાય,
પ્રેમ ભાવના પૂર્ણવિરામ, એનું તર્પણ કરવું આજ. ૨૧

પાસે આવી પૂજે પાય, મીઠાં ગાન મધુરાં ગાય,
જેના દીલમાં દીલ સમાય, એનું તર્પણ કરવું આજ. ૨૨

જાતે સળગે, જાતે ન્હાય, ન્હાતાં ન્હાતાં નમતો જાય,
જ્યાં ઉઠે પ્રભૂ પ્રેમ પૂકાર, એનું તર્પણ કરવું આજ. ૨૩

મન તન જેનાં સુંદર બન્યાં, મીઠી વાણી મીઠા વેગ,
દીલ નિખાલસ, હૈયે પ્યાર, એનું તર્પણ કરવું આજ. ૨૪

આપે તોયે માગે નહિ, આપી આપી હરખે અહીં,
ખૂટે નહિ એના વ્યવહાર, એનું તર્પણ કરવું આજ. ૨૫

પુલકિત દીલડાં, મીઠાં હાસ્ય, જગ આખામાં જ્યાં વેરાય,
જેની પાછળ દુનિયા જાય, એનું તર્પણ કરવું આજ. ૨૬

જેને હૈયે હરદમ કોડ, જગ સેવાના સાચા જોશ,
દેહ પડે પણ દર્દ ન થાય, એનું તર્પણ કરવું આજ. ૨૭

લક્ષ્મીથી જે ના લલચાય, પ્રાપ્ત લક્ષ્મીથી ના ફૂલાય,
દીલની અમીરી કદી ન ત્યાગે, એનું તર્પણ કરવું આજ. ૨૮

જે કંઇ છે તે પ્રભુના ખેલ, પ્રભુમાં દુનિયા રેલંછેલ,
ભેદભાવ જેણે ના શોધ્યા, એનું તર્પણ કરવું આજ. ૨૯

આવી આવી ચાલી ગઇ, જાતાં જાતાં રોતી રહી,
એ આંસુ હૈયાની ધાર, એનું તર્પણ કરવું આજ. ૩૦

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.



# ભૂમિકા

"માયાનાં મન્થન" માં વિષ અને અમૃત બંને રહેલાં છે—છતાં માયાનાં મન્થન અનિવાર્ય હોઇ, સમાજની પ્રત્યેક વ્યક્તિને તે ધર્મસ્વરૂપ છે. પ્રત્યેક વ્યક્તિના જીવનમાં જન્મથી માંડીને મૃત્યુ સુધી, માયાનાં મન્થનની પ્રવૃત્તિ ચાલુ રહે છે અને તે દ્વારા પ્રાપ્ત થતાં વિષ અથવા અમૃતનો ઉપયોગ અને ઉપભોગ એને કરવો પડે છે. જેમ અમૃતનો અતિરેક વિષમય છે, તેમ વિષનો અતિરેક પણ અમૃતમય બને છે. પ્રકૃતિ અથવા માયાના મન્થનમાંથી જીવન ઉત્પન્ન થાય છે. પ્રકૃતિમાં સમાઇ રહેલા સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણે ગુણોનો સમન્વય, મન્થન દરમ્યાન સચવાય તો વ્યક્તિગત જીવનમાં વિષ અથવા અમૃતનો અતિરેક થતો નથી અને આવું જ જીવન, તે વ્યક્તિને તેમ જ સમષ્ટિને ઉપકારક બને છે. શારીરિક, માનસિક કે આધ્યાત્મિક આરોગ્ય અથવા પ્રગતિ, પ્રકૃતિના આ ત્રણે ગુણોના સમન્વય દ્વારા પ્રાપ્ત થાય છે. એક પણ ગુણની અધિકતા વા ન્યૂનતા અથવા વધારે પડતા મન્થનથી ઉત્પન્ન થતી ગુણોની વિષમતા, વ્યક્તિગત જીવનના સર્વ પ્રદેશોમાં ભયંકર હાનિ પહોંચાડે છે. પરિણામે, વ્યક્તિગત જીવન અને તે દ્વારા સમષ્ટિગત જીવન, નિર્બળ, પામર, નિરૂપયોગી અથવા ભયાવહ નિવડે છે.

માયા અથવા પ્રકૃતિના આ મન્થનને આગળ ધપાવવાની શક્તિ "બ્રહ્મ" દ્વારા મળે છે. આપણા શાસ્ત્રકારોએ "બ્રહ્મ" અને "માયા"ના સમન્વયમાંથી આ સમસ્ત વિશ્વ ઉત્પન્ન થાય છે, એમાં જીવે છે અને એમાં લય પામે છે, એમ પ્રતિપાદન કરેલું છે. સાથે સાથે એમણે "બ્રહ્મ" તત્ત્વને સત્ય અને નિત્ય, જ્યારે "માયા" તત્ત્વને અસત્ય અને અનિત્ય વસ્તુ એમ કહ'

નાંખ્યું છે. આપણું જગત્ "માયા"થી ઉત્પન્ન થયું છે અને "માયા" ઉપરના આપણા મમત્વથી જીવન્ત રહેલું છે. આજે "માયા" એ પ્રત્યક્ષ અથવા સત્ય છે, એમ માની આપણે "બ્રહ્મ" તત્ત્વનો બહુ વિચાર કરતા નથી, અથવા કહો કે એને સર્વથા ભૂલી ગયા છીએ. તેમ છતાં કુદરતની વ્યવસ્થા અને તેનાં કાર્ય, તો આપણે માનીએ અથવા ન માનીએ, સ્મરણમાં રાખીએ અથવા ન રાખીએ, તોયે જેમ હતાં તેમ છે, અને તેમ રહેશે.

આપણા સમાજને, આપણા તત્ત્વવેત્તાઓના કથનમાં જ્યાં સુધી સંપૂર્ણ વિશ્વાસ રહ્યો, ત્યાં સુધી તેમણે એમના એ કથનમાં રહેલા સત્યનાં દર્શન કર્યાં કર્યાં એટલું જ નહિ, પણ એ સત્યનો ઉપયોગ અને ઉપભોગ, એમના જીવન દરમિયાન કર્યો—પરિણામ એ આવ્યું કે એમના જીવનમાં કાયમને માટે સત્ય, પ્રેમ અને આનંદની ભરતી રહ્યા કરી—પણ દેશના દુર્ભાગ્યે એ યુગ વહી ગયો. આજે આપણે એ યુગમાં જીવી રહ્યા છીએ કે જેમાં "માયા" સત્ય અને નિત્ય, જ્યારે "બ્રહ્મ" અસત્ય અને અનિત્ય એમ મનાઇ રહ્યાં છે. વળી આ પરિસ્થિતિ આટલેથી અટકી નથી. બીજા તરત "બ્રહ્મ"નો ધીમે ધીમે લોપ થતો ગયો અને સમસ્ત વિશ્વ, માયામય મનાવા લાગ્યું. બ્રહ્મનાં મન્થન અટકી પડયાં અને કેવળ માયાનાં મન્થન શરૂ થયાં. આ લેખકે, પણ સમાજના વ્હેતા પ્રવાહને અનુસરી, માયાનું જે મન્થન અનુભવ્યું, તેમાંથી પ્રાપ્ત થયેલાં કાવ્યો, સમાજ સમક્ષ જેમાંથી એ ઉત્પન્ન થયાં છે, એ જ નામે (અર્થાત્ **માયાનાં મન્થન**) રજૂ કર્યાં છે. અગાઉ જણાવ્યું એમ, માયાનાં મન્થનમાં વિષ તેમ જ અમૃત બંને સાથે સાથે હોય, તે પ્રમાણે એમાં રહેલા ગુણદોષની પરીક્ષા સમાજ કરી શકશે. વાચકની દૃષ્ટિ નિર્મળ હશે અને ભાવના શુદ્ધ હશે તો એને વિષના દેહમાં છુપાઇ રહેલા અમૃતનો પત્તો લાગ્યા સિવાય રહેશે નહિ. વાંચકોને, વિષ પણ અમૃતમય નિવડો, એવી ભાવના અત્રે અસ્થાને નહિ ગણાય.

આ કાવ્યગ્રંથનો આરંભ, 'કોરી કિતાબ' નામના પ્રથમ કાવ્યથી થયેલો છે. એટલે આમાં રજૂ થયેલાં કાવ્યો, જો રસ વિહોણાં હશે તો મારો આ કાવ્ય ગ્રંથ "કોરી કિતાબ" જ ગણાશે. "કોરી કિતાબ" ના આ જમાનામાં, મારું આ પુસ્તક પણ જો "કોરું" જ રહેશે તો તેની ચિંતા મારે કે સમાજને કરવાની નથી. જેમાં આત્માનાં ગીત નથી, હૃદયની સાચી સંવેદના નથી, એવાં કાવ્યો "કોરાં" જ ગણાય, છતાં આજે કાવ્યનું સ્વરૂપ પલટાવવાનો પ્રયત્ન થઇ રહ્યો છે; કાવ્યની વ્યાખ્યા ભિન્ન ભિન્ન રીતે થવા માંડી છે, એ યુગમાં મારાં કાવ્યો એ વ્યાખ્યા અને પલટાને અનુરૂપ નથી એમ કહેવાશે એટલે એમાં રસ હશે, આત્માનું સંગીત હશે તોયે ભય છે કે કદાચ, જેઓ આજે સાહિત્યના વાડા બાંધી બેઠેલા છે, એવા સાહિત્યસેવકોને એની ગણના નહિ રહે, એની કિંમત તેઓ નહિ કરે, છતાં મને એ વાતનો સંતોષ છે કે મારાં કાવ્યો, એમને માટે નહિ, પરંતુ સમાજ-વિરાટને માટે છે. તે સમાજવિરાટ એમાં રસ લેશે-એમને એ દ્વારા સંતોષ મળશે, તો માયાનાં મન્થન અનુસાર અવતરેલાં આ કાવ્યના લખનાર નિમિત્તે લીધેલો મારો શ્રમ સાર્થક થશે.

અત્રે રજૂ થયેલાં કાવ્યોનો મોટો ભાગ (લગભગ સો એક જેટલાં) મારી વીસથી પચીસ વર્ષની યુવાન વય દરમિયાન લખા-યેલાં છે. ત્યાર બાદ અત્યાર સુધીના ગાળામાં (આજે મારી પચાસ વર્ષની વય દરમિયાન) લખાયેલાં કાવ્યો પૈકી સાઠ પાંસઠ જેટલાં એમાં ઉમેરેલાં છે, અને તે સાથે મારાં કાવ્યોનું આ પુસ્તક આજે મારી આ ઉમ્મરે પ્રકટ થાય છે. બાકી રહેતાં, લગભગ આશરે ચારસો કાવ્યોનો ગ્રંથ પરમાત્માની ઇચ્છા હશે તો "આત્માનાં ગીત" એ નામે અનુકૂળતાયે નજદિકના ભવિષ્યમાં પ્રકટ થશે.

છેક નાની ઉમ્મરથી અત્યાર સુધી કાવ્યદેવીના ગુંજનનો અવિ-રત પ્રવાહ ચાલુ હોવા છતાં મારું કોઇ કાવ્ય મેં કોઈપણ સામાયિક પત્રમાં પ્રકટ કરવા મોકલવાની ઇચ્છા કરી નથી, કે કદી મોકલ્યાં

નથી કે સ્વતંત્ર કાવ્યગ્રંથ તરીકે પ્રકટ થવા દીધાં નથી. કારણકે મારી કવિતાએ મને કદી સંતોષ આપ્યો નથી, તેમ તેની કિંમત મેં હંમેશાં ઓછી આંકી છે. મનની આ અતૃપ્તિએ મારી કાવ્યપ્રવૃત્તિને કંઇક અંશે શિથિલ બનાવી દીધી, અને એનું પ્રરિણામ એ આવ્યું કે કવિતાદેવીની કેટલીયે પ્રેરણાઓને મેં ઝીલ્યા સિવાય જવા દીધી છે. મારા ઉપર મમત્વ રાખતા કેટલાક મિત્રો, જેમણે મારાં કેટલાંક કાવ્યો વાંચેલાં, તેમણે "જે કંઈ સર્જન થયું છે, તેનો તમને સંતોષ હોય કે ન હોય, તેની કંઇ કિંમત તમે આંકતા હો કે ન હો, પણ તેને સમાજ સમક્ષ રજૂ કરવાની તમારી ફરજ તમારે બજાવવી જોઇએ. મનની કે કુદરતની પ્રેરણા અનુસાર જે વસ્તુ અવતરી ચૂકી છે, તે કેવળ અંધકારમાં પડી રહે, તે ઇચ્છનિય નથી. પ્રત્યેક કલાકાર કે સાહિત્યકાર, એના જીવનનો હેતુ (mission) લઈને જન્મે છે એટલે એના જીવનના હેતુ પ્રમાણે જે કંઇ સર્જન થાય એ સમાજ માટે આવશ્યક છે, એમ માની એના પ્રકાશન માટે બેદરકાર રહેવું જોઇએ નહિ." એ શબ્દો દ્વારા આગ્રહ કર્યો. એ શબ્દોમાં રહેલા સત્યને સ્વીકારી લેતાં, સમાજ સમક્ષ, એક અપરિચિત કાવ્યકાર અને તેનાં કાવ્યનો પરિચય કરવાનો પ્રસંગ આ પ્રકાશન દ્વારા, આવી પડે છે. સાહિત્યકારોએ કે સમાજે જેનું નામ કદી સાંભળ્યું નથી. જે સાહિત્યકારોના કોઈપણ વાડામાં નથી, તેમ જ આધુનિક ગુજરાતના કોઈપણ સાહિત્યકાર સાથે જેને યત્કિંચિત્ પણ સંબંધ નથી, એવા અપરિચિત અને અજ્ઞાત કાવ્યકારનો આ ગ્રંથ છે, એ વાત લક્ષમાં રાખી, સુજ્ઞ-વાંચકવર્ગ એમાં સમાયેલા કાવ્યના ગુણદોષની સમાલોચના કરે એવી માગણી છે.

કવિતા, એ આત્માનો અવાજ છે—હૃદયની સંવેદના છે. એ સંવેદના દ્વારા થતા જીવનદર્શનનો એ પ્રતિધ્વનિ છે. જીવનદર્શન સાચું હોય તો, કાવ્યનો રસ કુદરતી પ્રવાહ ધારણ

કરે છે અને જડદૃષ્ટિએ ન જણાતાં અગોચર સત્યો પ્રકટાવી દે છે. સત્યનું દર્શન કરવું અને કરાવવું એ કાવ્યનો પ્રધાન હેતુ છે.

વ્યક્તિગત સંવેદના, ભિન્ન ભિન્ન પ્રકારની હોઈ શકે, તેમ છતાં સમષ્ટિગત વિરાટ સંવેદનાનો એક ભાગ હોઈ, સત્ય અને જીવનદર્શનમાં એકધારો વહે છે. જગત્ ઉપરના તમામ મહાકવિઓ, સાહિત્યકારો કે તત્ત્વવેતાઓને નિર્મળ સત્યનાં દર્શન એક જ સ્વરૂપે થયાં છે, તે તેમની કૃતિઓ વાંચતાં જણાઈ આવે છે.

ગુજરાતનું સાહિત્ય આજે ઘણે અંશે સમૃદ્ધ થયું છે. પશ્ચિમની સંસ્કૃતિની છાયા નીચે શરૂ થયેલા " માયામન્થને " અનેક કાવ્યકારોને હસ્તકે વિપુલ કાવ્યસાહિત્ય સરજાવ્યું છે, તેમ જ તેમનો તે પ્રવાહ અવિરતપણે ચાલુ છે. વર્તમાન યુગનાં " જીવનદર્શન " એમાં પ્રતિબિંબિત થવા લાગ્યાં છે અને સમાજ તેમાં રસ લઈ રહ્યો છે. કોઈ પણ પ્રજાનું સાહિત્ય, એના સમાજજીવન ઉપર અસર ઉપજાવે છે. અથવા સમાજના જીવન પ્રમાણે તેનું સર્જન થાય છે. સાહિત્ય અને પ્રજાજીવન, આવી રીતે પરસ્પર સંકળાયેલાં હોઈ, જે તે પ્રજાના સાહિત્ય ઉપરથી જે તે પ્રજાજીવનનો કયાસ નીકળી શકે છે. આદિભક્તકવિ, નરસિંહ મહેતાના યુગથી શરૂ થયેલું " બ્રહ્મમન્થન " જે સમય સુધી ચાલ્યું, ત્યાં સુધી " સમાજજીવન " માં માત્ર પરમાત્મા, ધર્મ અને નીતિના સૂર હતા અને સમાજજીવન પણ તેવું હતું. " બ્રહ્મમન્થન " ઓસરી જતાં "માયામન્થને" આપેલા સાહિત્યમાં કેવા પ્રકારના સૂર નીકળી રહ્યા છે, તે આપણે આધુનિક સાહિત્ય વાંચતાં અનુભવી શકીએ છીએ. માયાના મન્થનમાં " બ્રહ્મ " ભૂલાઈ જવાય તો તેમાં સાહિત્યકારો દોષિત નથી. સમાજ આખો જ્યારે " માયા " નો પૂજારી બન્યો છે, તે સમાજના સંસ્કારમાં ઉત્પન્ન થયેલા સાહિત્યકારો એની અસરમાંથી મુક્ત રહી શકે નહિ. સમાજને

માયાનાં મન્થન જોઈએ, તો સાહિત્યકારો " **બ્રહ્મનાં મન્થન** " આપી શકે નહિ અને આપવા જાય તો સમાજ એની અવગણુ-ના કર્યા સિવાય રહે નહિ, તેમ છતાં જેઓ આજે ભક્તિનો અને તત્ત્વચિંતનનો દાવો કરે છે, તેમની કવિતા કેવળ " **ભજન કિર્તન** " માં ખપે છે અને માયા મન્થનના અનુયાયી રૂઢ સાહિત્ય કારો એની કંઈ કિંમત આંકતા નથી. " **માયામન્થને** " સત્ય, નીતિ, ધર્મ અને પરમાત્માનાનું ઉદ્‌બોધન કરતી કવિતાને, કવિ-તા માનવાની સાફ ના પાડી છે. જડતાની કળામય પૂજાને કવિતા માનવા–મનાવવાનો ભારે પ્રયત્ન થઈ રહ્યો છે. ' મગજને કસ્યા સિવાય સરલતાથી સમજી શકાય' ઉદ્‌બોધન કરતી ઉપદેશાત્મક હોય અથવા અર્થઘનતાના ધ્યેય ઉપર સ્ફૂરી હોય તેવી કવિતાને કવિતા માનવા આજે કોઇ તૈયાર નથી. સીધો ઉપદેશ કરતી હોય તેવી કવિતા, કવિતા નહિ પણ " **ટાયલાં** " છે, અથવા શબ્દોની ઉતાવળી ગતિ છે, એમ સાહિત્યના ઇજારદાર થઈ બેઠેલા કેટલાક સાહિત્યકારો હિંમતપૂર્વક કહી શકે છે. " **બ્રહ્મ** " ઉપર માયાનાં પડળ ઢાળી દેવાની આ મનોદશા ચાલુ છે, ત્યાં સુધી સમાજને " **માયા** " સિવાય અન્ય કોઈ વસ્તુનું દર્શન કદી થવાનું નથી. છતાં સમાજ, મૂર્ખ નથી. માયા મન્થન દ્વારા એમની સમક્ષ રજૂ થયેલાં " **વિષ** " પ્રત્યેક પગલે અને પ્રત્યેક પળે પી લઈ ઉન્મત રહેવાની, તેમની તૈયારી નથી. માયા મન્થનના આ પ્રલય-કારી યુગમાંયે આત્માને સાચી શાન્તિ અને નિરામય આનંદની કેટલીક ક્ષણો જોઇએ છે અને તેની શોધમાં તે નીકળી પડે છે અને શોધી લે છે. " **ભજન–કિર્તન** " નાં પુસ્તકો જેટલાં વંચાય છે, તેટલાં પુસ્તકો પ્રતિષ્ઠિત સાહિત્યકારોની કાવ્યકૃતિઓનાં વંચાતાં નથી, તે બતાવી આપે છે કે કવિતા એ આત્માનાં ગીત છે. માયાનાં નહિ. માયાના થઇ રહેલા સતત હૂમલામાંથી બચવા માટે સમાજ, અવારનવાર " **બ્રહ્મ** " ની શોધમાં રહ્યા કરે છે. ધાર્મિક કાવ્ય સાહિત્યમાં એને એનું ઝાંખુ ઝાંખુ દર્શન થાય છે,

તેથી એની આન્તરિક મનોવૃત્તિ ધાર્મિક કાવ્ય સાહિત્ય વસાવવા અને વાંચવા એને પ્રેર્યાં કરે છે. પ્રતિષ્ઠિત સાહિત્યકારોની કાવ્ય-કૃતિઓ માત્ર વાંચવાની ખાતર વંચાય છે. આત્માની તૃપ્તિ માટે નહિ.

આત્માનાં ગીત હોય તો જ આત્મા તૃપ્ત થાય. મહાકવિ ન્હાનાલાલે, માયાના મન્થનથી પર રહીને "**બ્રહ્મમન્થન**" પ્રતિ પ્રયાણ કર્યું, ત્યારે જ તેમનાં કાવ્યોમાં "**બ્રહ્મદર્શન**" થતાં, સમાજે એ કાવ્યોની કિંમત આંકી છે. સમાજનો આત્મા, એમાં બ્રહ્મની સંવેદના અનુભવી શકે છે, એ જ પ્રમાણે જે જે કવિની કવિતામાં આવી બ્રહ્મસંવેદના જાગી છે, ત્યાં ત્યાં સમાજના આત્માને આન્તરિક આનંદ અને મીઠી શાન્તિ અનુભવવા મળ્યાં છે. માયાના કેવળ જડદેહમાં રહેલી કળા, સમાજને કે સમાજની કોઈ પણ વ્યક્તિને આનંદ કે ઉદ્‌બોધન આપી શકે એમ નથી. આન્તરિક સાચી સંવેદના અને હેતુ સિવાય, શબ્દો ઉપર શબ્દો ખડકીને ગહન બનાવી દીધેલી કવિતા, સમાજને જરાયે ઉપકારક થતી નથી, તેમ તે દ્વારા કવિનું, પણ કંઈ કલ્યાણ થતું નથી. આત્મા ગૂમાવીને બનાવેલી કવિતા, કવિતા નહિ, પણ "**કવિતાનાં કલેવર**" છે. ગમે તેવું આત્મિય સંબંધી પણ નિષ્પ્રાણ થતાં, એના મૃત દેહને કોઈ સંઘરી રાખતું નથી, તેમ આવાં "**કવિતાનાં કલેવર**" પણ સમાજ થોડા સમયમાં દૂર ફેંકી દેશે. કવિતા હશે તે જ જીવન્ત રહેશે, કવિતાનાં કલેવરો નહિ. જીવનદર્શન, જૂજ પ્રમાણમાં કરાવવાનું હોય, તેને માટે સ્વચ્છંદી તેમ જ જડતા ભરેલી કલ્પના દોડાવતી અને વિપુલ પ્રમાણમાં કઠિન અને જડબાંતોડ શબ્દોનો ઢગ ખડકવો, એનો કંઇ જ અર્થ નથી. સમાજને અલ્પ સમય માટે કદાચ એ દ્વારા આંજી શકાશે, છતાં તે તરત જ સાચી વસ્તુસ્થિતિ સમજી જશે અને એવાં કાવ્યોથી દૂર રહેશે. પરિણામ એ આવશે કે થોડા સમયમાં આ કાવ્યો ભૂતકાળની વસ્તુ બની જશે, અર્થાત્ અન્ધકારમાં

વિલય પામશે. " કવિતાનાં કલેવર "નો બાહ્ય દેખાવ સુંદર લાગશે. એમાં વીણી વીણીને (પ્રેરણાને એક બાજુએ રાખી, કેવળ બુદ્ધિમત્તા ઉપર મદાર રાખીને ગોઠવેલા શબ્દો) ભરેલા શબ્દોનું લાલિત્ય થોડો સમય વાંચનારને મુગ્ધ બનાવશે, પણ જ્યારે વાંચક, કવિના સંદેશ તરફ દ્રષ્ટિ કરવા પ્રયત્ન કરશે, ત્યારે તેમાં આત્માનું યત્કિંચિત્ દર્શન ન થતાં તે નિરાશ થશે. આજે "બ્રહ્મદર્શન" કરાવનારા ગુજરાતના પ્રાચીન કવિઓએ એમનાં કાવ્યો દ્વારા આપેલો જીવન સંદેશ, સમાજ જેટલો ઝીલી રહ્યો છે, તેટલો આધુનિક કવિઓની કહેવાતી સાચી કવિતાદ્વારા ઝીલાયો નથી અને એમની કવિતાએ સમાજના આત્માને સત્ય તેમ જ નિરામય આનંદનાં દર્શન કરાવ્યાં નથી, તે આ સત્યનો સંગીન પૂરાવો છે.

આવાં કાવ્યો, આજે જેટલા વેગથી વંચાય છે, તેટલા જ વેગથી તે ભૂલાઈ જવાય છે. સારામાં સારા કહેવાતા કવિઓની કૃતિઓમાંથી વીણી લીધેલા જીવનસંદેશના પ્રતિધ્વનિ સમાજમાં પડતા ભાગ્યે જ અનુભવવામાં આવશે. સામાન્ય સમાજ ઉપર, જે કવિતા અસર ઉપજાવી શકતી નથી, તે કવિતા, કવિતા હશે તોયે સમાજનું કંઈ હિત સાધવાની નથી. જો કે સાહિત્યકારો અરસપરસ अहोरूपं अहोध्वनिः ॥ એ ન્યાયે એમનાં કાવ્યોની કંડિકાઓનાં અવતરણ કરી, પ્રશંસા કરે છે અને સામાન્ય સમાજ સમક્ષ એમની કાવ્યકૃતિઓના ચમત્કારનું પ્રદર્શન કરાવવા મથે છે, તેમ છતાં સામાન્ય સમાજને એમનાં આ કાવ્યોમાં જીવનદર્શનનો આનંદ મળ્યો હોય તેવું જણાતું નથી. ગુજરાતની પ્રજાને સાહિત્યની કિંમત નથી–કદર નથી; પૈસા ખર્ચી સાહિત્યનાં પુસ્તકો વસાવવાની મનોવૃત્તિ નથી, એવો આક્ષેપ આજે કરવામાં આવે છે, તે આક્ષેપ ઘણે અંશે ખરો છે, અને તેમાંયે ખાસ કરીને કાવ્યનાં પુસ્તકો તરફની તેની મનોવૃત્તિ એને સર્વાંશે ખરો પાડે છે. કાવ્ય સિવાયનું ઇતર સાહિત્ય,

પ્રમાણમાં ઠીક ખપે છે, ત્યારે કાવ્યનાં પુસ્તકોનું આમ કેમ ? પ્રત્યુત્તર સરલ છે. ન્યાયની દ્રષ્ટિએ વિચાર કરીએ તો સમાજને જે પ્રકારની કવિતાની જરૂર છે, તે પ્રકારની કવિતા તેને મળતી નથી, તેથી તે કાવ્યનાં પુસ્તકો તરફ ઉદાસિનવૃત્તિ કેળવતો થઈ ગયો છે. સાહિત્યના ઇજારદારોએ, સાચી સાહિત્ય કૃતિ નહિ, એમ માની જેની કંઇ કિંમત ગણેલી નહિ, એવાં કાવ્ય પુસ્તકોની આઠ દશ આવૃત્તિઓ થઈ ગયાનું સાંભળ્યું છે. જ્યારે **"સાચી કવિતા"** અને **"સાચું સાહિત્ય સર્જન"** એ છાપ નીચે બહાર પડેલાં કાવ્યપુસ્તકોની બીજી આવૃત્તિ ભાગ્યે જ થાય છે, કારણ કે પહેલી આવૃત્તિની ગણત્રીની પ્રતો પણ ભાગ્યે જ ખપી હોય છે. આમાં સમાજનો દોષ પણ હશે, છતાં એક વસ્તુ તો નિર્વિવાદ છે કે સમાજને **"સાચી કવિતા"** અને **"સાચું સાહિત્ય સર્જન"** એ સિક્કા નીચે બહાર પડેલી કવિતામાં કવિતાનાં સાચાં દર્શન થતાં નથી, તેથી તે એનાથી પર રહે છે. સામાન્ય સમાજને આકર્ષી શકે, તે જ સાચી કવિતા હશે, એવી વ્યાખ્યા નજદિકના ભવિષ્યમાં ચલણી થાય તો તેમાં આશ્ચર્ય પામીશું નહિ. પરિણામે યુગને ઓળખી લઇ, યુગના સર્વસામાન્ય વર્ગને ઉપકારક થઇ શકે, એવી કવિતા તરફ ધ્યાન રાખવાની, યુગના સાહિત્યકારોની કપરી ફરજ થઈ પડશે.

આજની કવિતાનો સુંદર, વ્યવસ્થિત અને ઘાટીલો દેહ હોવા છતાં તેમાં અનેક દોષ છે (૧) આત્મા અને બ્રહ્મસંવેદનાની શૂન્યતા, (૨) ગડનતા (૩) અગેયતા અને (૪) કઢંગી કલ્પના.

આત્મા અને બ્રહ્મસંવેદનાની ગેરહાજરી બદલ અગાઉ કહેવાઇ ગયું છે એટલે તત્સંબંધે વિષ્ટપેષણની જરૂર નથી. ગડનતા માટે નિર્દેશ કરાયો છે, છતાં એને માટે કંઈક વધુ સ્પષ્ટિકરણની આવશ્યકતા છે. જે કંઇ સાચું અને સારું હોય છે, તે હંમેશાં સરલ અને બુદ્ધિગમ્ય ભાષામાં અવતરી પડે છે. એ કવિતાનો નિયમ છે, છતાં એને મારી મચડીને કઠિન અને જડબાંતોડ શબ્દોમાં

ઢાળવાનો પ્રયત્ન કેમ કરવામાં આવે છે, તે મારાથી સમજી શકાતું નથી. સાચી સંવેદનામાં હંમેશાં સરલતા હોય છે, તો પછી આ ગહનતા આવે છે ક્યાંથી ? એથી કવિના કયા મનોરથની સિદ્ધિ થાય છે ? સમાજને શો લાભ થવાનો છે ? વાંચનની સાથે સમજી શકાય અને હૃદય ઉપર અસર ઉપજાવે, એવી કવિતા, એ જ સાચી કવિતા ગણાય. કવિતા સમજવા માટે શબ્દકોષો ઉથલાવવા પડે કે ટિપ્પણીઓની આવશ્યકતા રહે, એવી કવિતા, સમાજને કંઇ આનંદ આપી શકતી નથી. કાવ્યકારનો જીવન સંદેશ જેટલો અધૂરો અથવા સંવેદના વિનાનો હોય છે, તેટલી જ કાવ્યમાં કઠિનતા અથવા ગહનતા આવે છે, એવું મારું નમ્ર મંતવ્ય છે. સાચી વાતો હંમેશાં સરલ શબ્દો ધારણ કરે છે, જ્યારે કૃત્રિમ પ્રયોગો, કઠિનતા અને ગહનતાને વરે છે. ભાષા, શબ્દોથી શણગારાતી નથી, પણ વિચારો અને સંવેદના વડે સાચી શણગારાય છે. કઠિનતા અને ગહન-તાને લીધે વાચકનો રસ ઊડી જાય છે અને તેવી કવિતાને શબ્દોમાં વાંચી લઇ, શબ્દો સાથે ભૂલી જાય છે. આવી કવિતાની કોઈ કંડિકાઓ કે તેનો સંદેશ વાંચકના ચીરસ્મરણમાં રહેતાં હશે કે કેમ તે વસ્તુ શંકાસ્પદ છે. સંવેદના વિના, કવિ થવાના કોડ હોય છે, તેવા સાહિત્યકારોમાં આ દોષ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. સુજ્ઞ વાંચકને સાચી અને કૃત્રિમ કવિતાનું સ્વરૂપ, એને વાંચતાં વેંત જણાયા સિવાય રહેતું નથી.

"રસમય વાકય તે કાવ્ય" એને દ્રષ્ટિમાં રાખી, મહા-કવિ ન્હાનાલાલે, ગદ્યસ્વરૂપની કંડિકાઓને પદનું સ્વરૂપ આપ્યું અને કવિતા તરીકે જાહેર કરી, ત્યારે સમાજમાં કેવા પ્રકારનો ઉહાપોહ થયો હતો તે વસ્તુ આજે સર્વેને વિદિત છે. ગદ્યસ્વ-રૂપની આ કંડિકાઓમાં ગેયતા નહિ હોવાથી, એનો રસાસ્વાદ સમાજ જોઇએ તેટલા પ્રમાણમાં લઈ શકયો નથી, તેમ છતાં એની કિંમત ઓછી થઈ નથી, તેનું કારણ એ છે કે એમાં

એમના આત્માની સાચી સંવેદના પ્રકટેલી હતી અને તે માયાનું નહિ પણ "બ્રહ્મનું મન્થન" હતું. એમની આ ડોલન શૈલીમાં એમનો આત્મા ડોલી રહ્યો છે અને સાથે સાથે વિરાટ બ્રહ્મ પણ ડોલી રહ્યાની પ્રતીતિ થાય છે, તેમ છતાં એમનાં ગેય કાવ્યો-દ્વારા જે આનંદ મળે છે, તે આ પ્રયોગથી મળતો નથી, એમ તો ના છૂટકે કહેવું પડશે. જેને કવિતા કહેવાય, એ ગેય જ હોવી જોઇએ, એ ત્રિકાલાબાધિત સત્ય છે. કવિતા એટલે આત્માનું ગીત, ગીત એટલે સંગીત. આત્માના તાર ઝણઝણ્યા સિવાય, આત્માની વીણા વાગતી નથી અને જ્યારે સંવેદના દ્વારા, એ તાર ઝણઝણે છે, ત્યારે તે "કવિતા" સ્વરૂપે જ બહાર આવે છે અને તે હંમેશાં ગેય જ હોય છે. કવિતા, અગેય રહે તો તે "કવિતા" નહિ, પણ શબ્દોની ગૂંથણી અથવા પરંપરાજન્ય "કવિતા કલેવર" જ ગણાય.

કવિવર ન્હાનાલાલના આત્માની ડોલતી શૈલીનું ખૂબ ખૂબ અનુકરણ થયું, પરંતુ તેમના પછી કોઇ કાવ્યકારને એમાં સફ-લતા વરી હોય તેમ જણાતું નથી, કારણ કે "માયાના મન્થન" માં રચ્યાપચ્યા રહેલા કાવ્યકારોને કવિતાના બન્ધન સિવાયના આ પ્રયોગો અનુકૂળ લાગે, પણ તેમાં એમનો આત્મા સાચી સંવેદના નહિ હોવાથી કદી ડોલી શક્યો નથી અને ડોલન શૈલી નિષ્ફળ ગઇ છે. કવિતા, એ ગાવાની વસ્તુ છે. જે ગવાય તે ચવાય, એ ન્યાયે જે ગવાતું નથી તે કદી ચવાતું નથી અને વાચકને કવિતાની કોઇ કંડિકા સ્મરણમાં રહેતી નથી. જીવનનો બધો વ્યવહાર, સ્મૃતિ ઉપર આધાર રાખે છે. કોઇપણ કવિનો જીવન સંદેશ, સ્મરણમાં ના ટકે તો કોઇપણ વ્યક્તિના જીવનમાં તે ઉતરી શકતો નથી. આથી કવિતા ગેય હોય તોજ સમાજને ઉપકારક થાય છે, એ વસ્તુ સિદ્ધ થાય છે.

આત્માને અને મનને સ્પર્શનારી વસ્તુ, કવિતાનો દેહ નહિ પણ એનો આત્મા છે. શબ્દો અથવા વાણી આત્માનાં પ્રતિક

છે, પરંતુ સંવેદના ભરેલા શબ્દો અથવા વાણીમાં આત્મા રહેલો છે. આત્માની આ ચીનગારી, વિરાટ જગતના આત્માને સળગાવી શકે, ત્યારે જ કવિતાની સાર્થકતા થાય છે. જગતના મહાન્ કવિઓની સફળતામાં આ જ સત્ય રહેલું છે. કવિતા જે ક્ષેત્રમાંથી ઉત્પન્ન થાય છે, તે ક્ષેત્રના ક્ષેત્રજ્ઞના બળ ઉપર એનું બળ રહેલું છે. વાસ્તવિક જીવનના વાસ્તવિક ઉચ્ચ પ્રદેશો પ્રતિ દોરી જનાર કલ્પના એ જ સાચી કલ્પના છે. એમાં રસ, સરલતા અને નિર્દોષતા રહેલાં છે. એ ગગનગામી હોય છે, છતાં એનો રાહ સીધો હોય છે. બહુ ઊંચે ચડે તોયે તે વિપથગામી બનતી નથી. આત્માના ઊંડાણમાં ઊતરે છે, છતાં માયિક વાતાવરણમાં ગૂંચવાઈ જતી નથી. એની ગતિ તીવ્ર હોવા છતાં વ્યક્તિગત જીવનમાં મન, બુદ્ધિ અને આત્માના સમન્વયમાં બાધારૂપ નિવડતી નથી. સાચી ગગનગામી કલ્પના, તે આત્માનાં અવિરત ઉડ્ડયનો છે. માયાના મન્થનની મર્યાદા પૂરી થતાં, બ્રહ્મમન્થન શરૂ થાય છે, ત્યારે જ કલ્પનાશક્તિનું આવું સ્વરૂપ ઉત્પન્ન થાય છે અને ત્યારે જ અવતરેલી સાચી કવિતા સમાજને ઉપકારક નીવડે છે અને કવિનો શ્રમ સાર્થક થાય છે.

કવિતા, કેવળ ક્ષણિક મનોરંજનનું સાધન છે, એમ માની શકાય નહિ. કેવળ એ દ્રષ્ટિએ રચાયેલાં કાવ્યો, વાચકોના હૃદય ઉપર કાયમની કોઈ અસર ઉપજાવી શકશે નહિ, એટલું જ નહિ પણ અલ્પ સમયમાં ભૂલાઈ જશે. મનોરંજન સાથે, અર્થઘનતા અને સત્યના ઉદ્બોધન ભરેલી સંવેદના આવશ્યક છે. સત્ય વસ્તુના દર્શન સિવાય, સાચું મનોરંજન પણ અશક્ય છે. કેવળ બુદ્ધિના ચમકારાથી થતું મનોરંજન ક્ષણિક નીવડે છે. એ બુદ્ધિના ચમકારા પાછળ આત્માની સંવેદનાનું ઉદ્બોધન, કવિતાને પ્રાણદાયક બનાવે છે. મનને આનંદ અને પ્રમોદ આપનારી વસ્તુ, કેવળ સાચા જીવનનું દર્શન કરાવી શકે, એ સ્થિતિ હોઈ શકે. સંવેદના નથી ત્યાં કવિ હૃદય નથી અને સાચા કવિ હૃદય સિવાય, સાચા કાવ્યનો આવિર્ભાવ નથી. આ સંવેદના, પ્રેમ,

સેવા, મન્થન, જગત્ દર્શન, જીવનદર્શન ઇત્યાદિ લાગણીઓથી ઉત્પન્ન થાય છે. અને કવિની કવિતામાં સમાય છે.

આવા પ્રકારની સંવેદના, એનું નામ જ પ્રેરણા. પ્રેરણા દ્વારા ઉત્પન્ન થયેલી કવિતા, એ જ માનવજીવનની મહામૂલી સંપત્તિ છે. કવિ, કલાકાર છે અને જગત્ ઉપર અન્ય કળાકારોની માફક પ્રભુનો એક પ્રતિનિધિ છે. કવિ કલાકાર રહે છે, ત્યાં સુધી સમાજને સાચી કવિતા આપી શકે છે અને જ્યારે કલાધર બને છે, ત્યારે તેની કવિતા સાચી કવિતા નહિ રહેતાં ક્ષણિક મનોરંજનનું સાધન બને છે.

આજે મૂળભૂત પ્રેરણાને મારી મચડી, એના પ્રવાહને શબ્દપ્રયોગ કે વાક્યપ્રયોગ તરફ વાળવામાં આવે છે. કવિતા સાગરનાં મુક્ત અને ઉછળતા સ્વતંત્ર પાણી ઉપર એના એવા ખડક સરજવામાં આવે છે કે એનાં ઉછળતાં, ઘૂઘવતાં અને મુક્ત પાણી બન્ધનમાં મૂકાઈ જાય છે અને તે પણ એટલા સુધી કે એનાં પાણી પણ દેખાતાં બંધ થઈ જાય છે. વહેતા કાવ્ય પ્રવાહને અટકાવી, જૂદી જૂદી જાતના પ્રયોગો કરી શબ્દ ચમત્કૃતિ બતાવવાના આજે જે પ્રયાસો થઇ રહ્યા છે, તે ક્ષણિક મનોરંજનનું કારણ કદાચ થઇ શકે, પણ તેની ચીરસ્થાયી અસર સમાજ ઉપર રહેવાની નથી. સાચી કવિતા, સમાજમાં ચલણી રૂપ ધારણ કરે છે અને સમાજના દરેક અંગમાં એનો ઉપયોગ અને ઉપભોગ થાય છે. જે ગવાય છે, તે ચવાય છે, તે પ્રમાણે સાચી કવિતા હોય છે એ જ ગવાય છે. જે કવિતા અગેય છે, તેમાં કવિતા નહિ હોવાથી જ તે અગેય રહે છે. કવિતા, કેવળ વાંચવાની અને માથાકૂટ કરી સમજવાની વસ્તુ રહે તો તેને કવિતા ગણી શકાય જ નહિ એવું મારું નમ્ર મંતવ્ય છે.

કવિતા, કેવળ યુગપ્રધાન હોઈ શકે, એ માન્યતા પણ સાચી નથી. માનવજીવનની સંવેદના, ભૂત, વર્તમાન અને ભાવિ, એ ત્રણે કાળમાં એક સરખી હોય છે. સંવેદનાનાં સાધનો અથવા સામગ્રી ભિન્ન ભિન્ન હોઇ શકે, પરંતુ તેથી મૂળભૂત સંવેદનામાં તફાવત પડવાનો નથી. ભૂતકાળની સામગ્રીમાંથી

વર્તમાનનો આવિર્ભાવ છે અને વર્તમાનની સામગ્રીમાંથી ભૂતકાળનો આવિર્ભાવ થશે, પરંતુ માનવજીવનની સાચી સંવેદના તો એમાં એક સરખી વહ્યા કરશે અને એક સરખી જન્મ્યા કરશે.

કવિતા સંબંધેના મારા આ વિચારો, મારી કવિતા સર્વાંગે સંપૂર્ણ છે, એવી દ્રષ્ટિથી રજૂ કર્યાં નથી. મારી કવિતામાં રહેલા ગુણદોષની મને પૂરી માહિતી છે. મારી કવિતાએ મને સંતોષ આપ્યો નથી તેમ તેની કિંમત મેં મોટી આંકી નથી, એવું મેં જે અગાઉ જાહેર કરેલું છે, તે વિવેકની ખાતર નહિ, પણ મને લાગેલી મારી મનોવૃત્તિનો નિખાલસ એકરાર છે. સમાજને તે કેવી લાગશે તે હું કહી શકતો નથી, છતાં તેમાં સરલતા અને હૃદયની સંવેદના ભરી છે, એટલું તો સમાજ અવશ્ય માનશે એની ખાત્રી છે. મારી કવિતા આત્મલક્ષી છે—પરલક્ષી નથી. કુદરતના વિરાટ સ્વરૂપની પૂજામાં, એની જુદી જુદી લીલાઓનાં ભિન્નભિન્ન દર્શન હું કરી શક્યો નથી કે વર્ણવી શક્યો નથી. મારાં કાવ્યોનો પ્રધાન સૂર પ્રકૃતિપૂજાનો છે. પ્રકૃતિમાં હમેશાં, પ્રેમ અને પ્રિયતમાનાં દર્શન થયા કર્યાં છે, અને એ જ દર્શન કાવ્યદેહે અવતર્યાં છે. પ્રકૃતિ, એ માયા છે એટલે મારાં કાવ્યોને "**માયાનાં મન્થન**" એ નામે પ્રકટ થવા દીધાં છે. આત્માને પૂજનારાઓને આત્મલક્ષી કાવ્યોમાં જે રસાસ્વાદ મળે છે, તે પરલક્ષી કાવ્યોમાં મળતો નથી, તેવી જ રીતે માયાના પૂજનારાઓને પરલક્ષી કાવ્યોમાં મળે છે, એવો આત્મલક્ષી કાવ્યોમાં મળતો નથી. માયાનું મન્થન હોવા છતાં મારાં કાવ્યો પરલક્ષી નથી, આથી આજના સાહિત્યમાં પરલક્ષી કાવ્યો તરફ સાહિત્યકારો તેમ જ સમાજનું વલણ હોવાથી મારાં આત્મલક્ષી કાવ્યોની કેવી કિંમત અંકાશે તેની મને પૂરેપૂરી ખબર છે. તેમ છતાં સમાજમાં આત્માને પૂજનારાઓની સંખ્યા પણ કંઇ ઓછી હોતી નથી, તેવાઓને મારાં કાવ્યોથી કંઇ આનંદ અને પ્રેરણા મળશે તો મારા શ્રમને સાર્થક માનીશ.

કાવ્યો રજૂ થાય તો કવિતા સંબંધેના અંગત વિચારો પણ રજૂ થવા જોઇએ, એ દ્રષ્ટિથી મારા એ વિચારો રજૂ કરતાં આ

ભૂમિકાનો વિસ્તાર વધ્યો છે છતાં તે નિરર્થક નથી. કાવ્યોની જે ગતિ થશે, તે ભૂમિકાની થશે. એમાં ચિંતા કરવા જેવું કશું નથી. પ્રત્યેક વ્યકિતને એનાં અંગત મંતવ્ય રજૂ કરવાની કુદરતી ફરજ છે, અને એમાંથી એણે ચ્યૂત થવું જોઈએ નહિ.

સાહિત્યસર્જનનાં સાચાં મૂલ્યાંકન કરી શકે એવા નિષ્પક્ષપાતી વિવેચકોની, આજે ગુજરાતમાં મોટી ઉણપ છે, તેવા સંયોગોમાં, કોઈ પણ કૃતિ, હાર્દિક પ્રેમભાવથી વાંચવામાં આવે તો, વિવેચકના અભિપ્રાય કે દોરવણી સિવાય પણ પ્રત્યેક વાંચક કોઈ પણ સર્જનના ગુણદોષ સરલતાથી સમજી શકે છે. સાચો વાંચકજ સાચો વિવેચક બને છે. આજે વિવેચનાનું કોઈ ધોરણ નથી. સાહિત્યની એક જ કૃતિની વિવેચનામાં આજે ભિન્ન ભિન્ન પ્રકારના અભિપ્રાય રજૂ થાય છે. "કપાલે કપાલે જુદી મતિ" એ ઉકિત અનુસાર, પ્રત્યેક વિવેચકને જે તે કૃતિના ગુણદોષ ભિન્ન ભિન્ન લગે તે સ્વાભાવિક હોઈ તેમાં વિવેચકોને દોષ દઈ શકાય નહિ, પરંતુ સાહિત્યકારોએ બાંધેલા જુદા જુદા પ્રકારના વાડાઓને લીધે, લેખક કયા વાડાનો છે? અથવા તો વાડા બહારનો છે કે કેમ? એટલું જાણી લીધા પછી, એની કૃતિને ઉપર ટપકે જોઈ લઈ એની કૃતિ માટે ખરો ખોટો અભિપ્રાય જાહેર કરી દેવો તે નરી ધૃષ્ટતા હોઈ, વિવેચકોની કર્તવ્યભ્રષ્ટતાને સિદ્ધ કરે છે. વિવેચન, આજે કળા નથી, પણ સત્તા છે. પત્રકારો, એમના ઉપર આવતી સાહિત્યકૃતિઓની સમાલોચના માટે, એમના વાડાના વિવેચકોને રોકી લે છે. આવેલી કૃતિઓ એમની પાસે રજૂ થાય છે. લેખક કોણ છે એટલું જાણી લીધા પછી, એને માટે કેવો અભિપ્રાય હોઈ શકે તે નક્કી થઈ જાય છે. વિવેચકને સમય હોય તો કૃતિ પૂરી વાંચી લે, નહિતર મુખ્ય મુખ્ય વસ્તુ લક્ષમાં રાખી નક્કી કરેલા ધોરણે સમાલોચના, પત્રમાં પ્રકટ કરાવી દે છે. ગુજરાતી સાહિત્યમાં સમાલોચનાની વિધિ આથી અધિક થતી હોય તેવું જોવામાં આવતું નથી. એકાદ બે સાચા નિષ્પક્ષપાતી વિવેચકો હશે, પરંતુ તેમના હાથ ઉપર સત્તા નહિ હોવાથી, ગુજરાતના તમામ સાહિત્યકારોને ન્યાય મળી શકતો નથી. આજે તો સાહિત્યવિવેચના, પત્રકારોએ પાળી

પંપાળેલા દીપડાઓ જેવા વિવેચકોના હાથમાં જઇ પડી છે, પરિણામ એ આવ્યું છે કે આવા ખરાખોટા પ્રચાર કાર્યને લીધે કંઇ પણ સત્ત્વ વગરની સાહિત્યકૃતિઓ મોટી સંખ્યામાં ખપી જાય છે, જ્યારે સત્ત્વ ભરેલી કૃતિઓની સામે કોઇ જોતું પણ નથી. (આ કથન ઉપરથી કોઇ એવું માનવાને ભૂલ ન કરે કે સમાજ, વિવેચકોનો અભિપ્રાય જાણી લીધા બાદ, જે તે કૃતિની ખરીદી કરવા નીકળે છે! કેટલીક વખત તો ઊલટું, કોઇ કૃતિ કોઈ પણ સ્થળે વિવેચના માટે મોકલી હોતી નથી તોયે તેનો ઉઠાવ સારો હોય છે, પણ તેનાં કારણો જૂદાં હોય છે. તેની ચર્ચામાં અત્રે ઉતરવાની જરૂર નથી લાગતી) વાંચકો પોતે જ્યારે, વિવેચક બનશે અને પ્રત્યેક સર્જનના ગુણદોષ જોતા થશે, ત્યારે જ સાહિત્યમાં ચલી રહેલી વિવેચનની આવી અરાજકતાનો અંત આવશે. ગુજરાતમાં સર્વે સાહિત્યકૃતિઓની કેવળ નિષ્પક્ષપાતી વિવેચના માટે એક સ્વતન્ત્ર સાપ્તાહિક, પાક્ષિક કે માસિક પત્રની ખાસ આવશ્યકતા છે. તે કોઇ પણ પત્રકાર કે એમના વિવેચકોનું વાજીંત્ર ન હોય પણ ગુજરાતના નિષ્પક્ષપાતી વિવેચકો એના સંચાલક બને અને પ્રત્યેક સાહિત્યકૃતિની નિષ્પક્ષપાત વિવેચના કરી એના ગુણદોષનું, મિત્રભાવે, દર્શન કરાવે તો ગુજરાતી સાહિત્યની અમૂલ્ય સેવા થશે અને દિન પ્રતિદિન એનો વિકાસ સધાશે. સાચી કૃતિઓનાં મૂલ્યાંકન થશે અને માત્ર પ્રચારકાર્ય અને વિવેચકોની કર્તવ્યભ્રષ્ટતાને લીધે થોકબંધ પ્રકટ થતું, સમાજજીવનને નષ્ટ કરનારું, નિરુપયોગી સાહિત્ય પ્રચાર પામતું અટકી જશે.

સુજ્ઞ વાંચકો, આ પુસ્તકમાં રજૂ થયેલાં કાવ્યોના ગુણદોષના વિવેચક પોતાની જાતે બને અને એની કદર એ પ્રમાણે કરે તે ભાવના સાથે વિરમું છું.

કલોલ
તા. ૧૬–૪–૪૧ } ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી

શ્રી નગદધર્મ પુસ્તકમાળા–ગ્રંથ–૨

# માયાનાં મન્થન

## (૧)

## કોરી કિતાબ !

કોરી રહી કિતાબ, મારી કોરી રહી કિતાબ
લખી લખીને થાકયો તોયે, કોરી રહી કિતાબ
મારી કોરી રહી કિતાબ ૧

લખ્યું ઘણું મેં પાને પાને, પણ કોરૂં થઇ જાય
અક્ષર સઘળા ઉડી જઈ શું કાગળ મહીં સમાય ?
મારી કોરી રહી કિતાબ ૨

આજ લખ્યું, તે કાલ ભૂંસાતું, કાલ ફરી જે લખાય
લઈ વાંચવા બેસું ત્યારે, દષ્ય કંઇ નવ થાય
મારી કોરી રહી કિતાબ ૩

દિવસોની–વર્ષોની મ્હેનત, માથે પડતી જાય
મન માને કે ઘણું લખ્યું, પણ દીલડું ના રંગાય
મારી કોરી રહી કિતાબ ૪

સ્નેહી સંબંધી કિતાબ માગે, ગાવા માગે ગીત ?
શી રીતે હું સોંપું એને ? કયાં શબ્દો ? કયાં ગીત?
મારી કોરી રહી કિતાબ ૫

ફરી ફરીથી પ્રિયજન આવે, ફરી ફરી એ વાત
"કેમ કવિવર ! મોંઘા બનતા ? કેમ છૂપાવો જાત ?
મારી કોરી રહી કિતાબ ૬

લખ્યું ઘણું તો થોડું વાંચું, થોડાં ગાઉં ગીત
કાવ્ય–કવિતા સ્નેહીજનનું બની રહે સંગીત
મારી કોરી રહી કિતાબ ૭

વાંચી વિચારી, ગીતડાં ગાઈ, પાછી દઉં કિતાબ
સ્નેહીજનને શીદ તલસાવો ? ક્યાં છે એ કિતાબ ?
મારી કોરી રહી કિતાબ ૮

ફરી ફરીથી આવી રીતે, માગે એ કિતાબ
પણ હું મૂઢ રહ્યો, શું બોલું ? શી સમજાવું વાત ?
મારી કોરી રહી કિતાબ ૯

અંતે અધીરૂં સ્નેહી બોલ્યું, "રાખો ના વિશ્વાસ
બેસી અહીંયાં વાંચી લઉં હું, આપ કવિવર પાસ
મારી કોરી રહી કિતાબ ૧૦

પ્રેમભાવના, તન, મન, સોંપ્યાં, સોંપો ના કિતાબ
માનસ તે સમજી ન શકાતું, અજબ આપની વાત !"
મારી કોરી રહી કિતાબ ૧૧

નિરાશ હૃદયે, અધીરૂં સ્નેહી, ખિન્ન બની મૂંઝાય
એ જોઈને, હું પણ થાકયો, કેમ છૂપાવું વાત ?
મારી કોરી રહી કિતાબ ૧૨

પ્રિયજનને મેં પુસ્તક સોંપ્યું, કોરી એક કિતાબ
ખૂબ ખૂશ થઇ હર્ષે બેઠી, પામી પ્રેમપ્રસાદ
મારી કોરી રહી કિતાબ ૧૩

પાન પછી પાનાં ફેરવતાં કોરૂં સર્વ જણાય
એ જોઈને એ મૂંઝાતી, અધીરી પાછી થાય
મારી કોરી રહી કિતાબ ૧૪

'કવિવર! આમાં ક્યાં છે કવિતા? કવિવર! ક્યાં છે ગીત?
વર્ષો સુધી લખી લખીને ક્યાં છૂપાવ્યાં ગીત ?
મારી કોરી રહી કિતાબ. ૧૫

વારે વારે યાચી તોયે આપી કોરી કિતાબ
શું વાંચું હું કે શું ગાઉં ? કોરી એક કિતાબ'
મારી કોરી રહી કિતાબ ૧૬

લખ્યું લખ્યું તો ઘણું લખ્યું ને ગાળ્યાં દિવસ રાત
શબ્દોની ભરતી સરજાતી, વણ્યા ભાવ પમરાટ
મારી કોરી રહી કિતાબ ૧૭

આશા મારી એવી હૈયે, પૂર્ણ થતાં એ કિતાબ
ગીત ગાઉં-જગને ગવડાવું, પણ થઈ રહી નિરાશ
મારી કોરી રહી કિતાબ ૧૮

કહ્યું તમે કે "પ્રેમ-પ્રેરણા, કાવ્ય-કવિતા ગીત
તું તન-મન-આતમ સોંપે તો, સરજાવું સંગીત"
મારી કોરી રહી કિતાબ ૧૯

મેં વિશ્વાસે સઘળું સોંપ્યું, મન-તન-આતમ પ્રાણ
સ્નેહ સમર્પણથી જો કવિવર દઇ દે જીવન લ્હાણ
મારી કોરી રહી કિતાબ ૨૦

ક્યાં ગઇ કવિવર! મીઠી કવિતા? બંધ પડયાં ક્યાં ગીત?
તમને પ્રેમ હતો લખવાનો, મારે ગાવા ગીત
મારી કોરી રહી કિતાબ ૨૧

હું સમજી કે મારી કવિતા, કવિવર લખતા જાય
રાત દિવસ મુજ પ્રેમભાવના, કવિવર ઝીલ્યે જાય
મારી કોરી રહી કિતાબ ૨૨

મારી કવિતા મારે મુખે, લઇ વીણા હું ગાઉં
કવિવર રીઝે, હું પણ રીઝું, આખું જગત રીઝાવું
મારી કોરી રહી કિતાબ ૨૩

કંઇ તો બોલો કવિવર! કોરી કેમ રહી કિતાબ?
લખી લખીને થાકયા તોયે, કોરૂં કેમ જણાય?
મારી કોરી રહી કિતાબ ૨૪

લખ્યું ઘણું મેં લખ્યું નિરંતર, કાવ્ય મધુરાં ગીત
ઉચ્ચ ભાવના, રસમય શબ્દો, સ્નેહસભર સંગીત
મારી કોરી રહી કિતાબ ૨૫

કાવ્યગીત, શબ્દો, સંકલના, એમાં તારા પ્રાણ
પ્રેમપ્રતિમા હૈયે સ્થાપી, લેવા લાગ્યો લ્હાણ
મારી કોરી રહી કિતાબ ૨૬

દ્વૈતભાવના દીલમાં ન્હોતી, ન્હોતું કંઇ અભિમાન
એક પ્રેમરસની ભરતીમાં, જનમ્યાં મધુરાં ગાન
મારી કોરી રહી કિતાબ ૨૭

લખ્યું બધું મેં તુજ પ્રેરણા પર રહીને મસ્તાન
હું સાધન, તું સાધક, તારી સાધનાનું સ્થાન
મારી કોરી રહી કિતાબ ૨૮

દીલ–હૈયાની ભરતી ચાલી, શબ્દો સરતા જાય
પ્રેમ તણા એ પ્રકટ પ્રવાહે, કાવ્ય હજાર સૃજાય
મારી કોરી રહી કિતાબ ૨૯

એક હતા ત્યાં અનેક જાગ્યાં, જુદાં જુદાં ગીત
લખી લખીને વાંચું ત્યારે જણાય એક જ ગીત
મારી કોરી રહી કિતાબ ૩૦

એક ભાવના, એક વાસના, જુદાં શાનાં ગાન ?
ધીમે ધીમે સરવા લાગ્યું, મુજ જીવનનું ધ્યાન
મારી કોરી રહી કિતાબ ૩૧

પ્રિયજનની પૂજા માટે મેં ધર્યો કેટલો વેગ ?
કેવી મધુરી કવિતા સરજી ? કેવો મારો પ્રેમ ?
મારી કોરી રહી કિતાબ ૩૨

તું પ્રિયજન, હું પ્રિયજન તોયે, હું કવિરાજ મહાન
તેં જે આપ્યું, એથી અધિકું, મારૂં છે આ દાન
મારી કોરી રહી કિતાબ ૩૩

તું ક્યાં ? હું ક્યાં ? તારા કરતાં, મુજ જીવન મહાન
ને એ રીતે મારી પ્રીતિ, કેમ નહિ બળવાન ?
મારી કોરી રહી કિતાબ ૩૪

તેં શું સોંપ્યું ? મેં તો સોંપ્યો, મુજ હૈયાનો નાદ
દીલ વલોવી, દીલ નીચોવી, પોકાર્યો જયનાદ
મારી કોરી રહી કિતાબ ૩૫

તેં તે કવિતા શાની સરજી ? તુજ પ્રેરણા શાની !
કવિ હતો તો કવિતા આવી, લ્હાણી મુજ હૈયાની
મારી કોરી રહી કિતાબ ૩૬

એક જીવનને માટે આટલાં ગીતો કેમ ગવાય ?
વ્યર્થ લીધી મેં મ્હેનત આવી, દીલડું બહુ મૂંઝાય
મારી કોરી રહી કિતાબ ૩૭

બધી કવિતા પ્રિયજનની છે, એવું કેમ ગણાય ?
એમાં ભાગ દુનિયાભરનો છે, દુનિયા રાજી થાય
મારી કોરી રહી કિતાબ ૩૮

પ્રેમ ભાવ પલટાયા પ્રિયજન ! જાગ્યું ત્યાં અભિમાન
દીલ મહીં દુનિયા સળગી ત્યાં ભૂલ્યો મારૂં ભાન
મારી કોરી રહી કિતાબ ૩૯

દીલ ઓસર્યું, દર્દ ઓસર્યાં, બંધ પડયાં મુજ ગાન,
કાવ્ય કવિતા બધું ઓસર્યું, મારાં શાં સન્માન ?
મારી કોરી રહી કિતાબ ૪૦

નવું થયું નહિ, જૂનું ભુંસાયું, અક્ષર ઉડી જાય,
લખી કવિતા સમાઇ ગઇ કયાં? મુજથી ના સમજાય
મારી કોરી રહી કિતાબ ૪૧

પ્રિયજન ! આવી રીતે મારી કોરી થઇ કિતાબ
નથી કવિ કે કવિવર આજે, કોરી પડી કિતાબ
મારી કોરી રહી કિતાબ ૪૨

ભલે ! કવિતા ગઇ ભુંસાઇ, કોરી રહી કિતાબ
પ્રેમ હતો મુજ હૈયે એવો, ફરીથી તું પ્રકટાવ
મારી કોરી રહી કિતાબ ૪૩

ફરી તને ના ભૂલું, ફરીથી પ્રકટે ના અભિમાન
પ્રેમભાવ અદ્વૈત અનુપમ, સીંચ સીંચ મુજ પ્રાણ
મારી કોરી રહી કિતાબ ૪૪

ફેંક ફેંક તું દૂર ફેંકી દે, કાગળની કિતાબ
આવ આવને વાંચ જીવનમાં મીઠી કવિતા ગાન
મારી કોરી રહી કિતાબ ૪૫

હું ગાઉં તે તું પણ ગાજે, હું દઉં તે તું દઈ દે
કાગળની કિતાબો છોડી, દીલનાં ગીત વાંચી લે
મારી કોરી રહી કિતાબ ૪૬

કિતાબ કોરી ભલે રહી, તું જીવન્ત કિતાબ રહેજે
એક ગીત એક જ વીણા પર ગાવા તન્મય રહેજે
મારી કોરી રહી કિતાબ ૪૭



# (૨)
# સાચો સાથી

શાને માટે, સુખ મહીં રચે, દુઃખની કલ્પનાઓ ?
શાને માટે, રસ મહીં પૂરે, પાપની વાસનાઓ ?
શાથી માન્યું ? સુખ બધું રહ્યું, સાથીઓ શોધવામાં,
શાથી જાણ્યું ? સ્થિર થઈ રહે, પ્રેમ સંસારના આ ? ૧

શું છે એવું ? સરલ થઇ પડે, યાતનાઓ શમાવે ?
ઊંચે રાખી, અવનત થતી, ભાવનાને જગાવે ?
વ્હેતાં વ્હેતાં, વિમલ થઇ જતું, વ્હેણ અટકાવવું કાં ?
જોતાં જોતાં, તન્મય થવા, કેમ વ્યાકુળ હું ના ? ૨

સાચો સાથી, સુખ મહીં નથી, દુઃખ સરજાવનારો,
સાચો સાથી, દુઃખ મહીં નથી, દર્દ પ્રકટાવનારો
સાચો સાથી, મનતન તણી, સાધનાને સ્વીકારે,
પોષે પ્રેમે, પ્રિયજન, નહિ, વાસનાના વિકારે. ૩

વેગે આવે, વિકલ મન તણો, વેગ અટકાવવાને,
દોરે સ્નેહે, સકલ પદ ગણી, કંટકોને નિવારે
દષ્ટિ એની, દૂર દૂર જતી, વાંચતી ભવ્ય ભાવિ,
છોને ઊંડી, અતિશય રહી, જિન્દગી જાણવાની. ૪

અંધારૂં છે, અધિકતર ભલે, દષ્ટિ રૂંધાઈ જાયે,
હોમાયાં છે, બહુ જન ગયાં, કાળની કાળી રાતે
ત્યાંથી આજે, જનમી પડતી, ભારે ભૂતાવળો પણ,
મારો આત્મા, અવિરત રસે, શોધતો રે' ઉષાને. ૫

મારે માટે, જગત્‌મહીં સદા, ખીલશે દિવ્ય ઉષા,
મારે માટે, ફરી ફરી સદા, જાગશે રમ્ય સંધ્યા
અંધારૂં છે, તદપિ નહિ રહે, આત્મા અંધ મારો,
કે ના જ્યોતિ, ઝગઝગી રહી, રોકશે માર્ગ મારો. ૬

સાચો સાથી, પ્રિયજન બન્યો, હાથમાં સાથ રાખે,
રસ્તો મારો, નિર્ભય બન્યો, ધ્યેય અંતે સધાશે
શાને માટે, ફરી ફરી કરૂં, ભૂલ હું ભૂલવાની ?
શાને માટે, સુખ મહીં રચું, દુઃખની જિન્દગાની ? ૭

## ( ૩ )

## કાળચક્ર

સુવાસ લે કે ના લે, પુષ્પો ખીલ્યે જવાનાં,
તું શ્વાસ લે કે ના લે, વાયુ વહ્યે જવાના ! ૧
આગળ રહે કે પાછળ, સાથે રહે કે છેટે,
કે સ્થિર થઇ ઊભો રે', દુનિયા તો કૂચ કરશે ! ૨
ના રાહ કોઈ જોતું, પાછું વળીને જો તું,
પન્થે ચઢ્યા પરાક્રમ, કરતા વહી જવાના ! ૩
રાખે ઉઘાડી આંખો કે મીંચવા મથે તું,
દુનિયા તણા તમાસા ઊડી નથી જવાના ! ૪
માની રહે, ન માને, પણ સત્ય, સત્ય, રહેશે,
જીવનાર જ્યાં ઊભા છે, જીવન ખીલી જવાનાં ! ૫
હળ્વે ભલે તું દોડે, દેખાવ રાખ મોટો,
હૈયે હશે ઊંડાણે, એ રંગ લાગવાના ! ૬
સત્કાર શ્રી હરિનો કે સત્યનો ન થાયે,
કુદરત તણા જે કાનૂન પલટાઇ ના જવાના ! ૭
સીંચાઇ રે' જીવનમાં, મીઠું અમી પળેપળ,
એમાં તું વિષ રેડે, અમી નથી જવાનાં ! ૮
સાચું હતું ત્યાં ખોટું, ખોટું હતું ત્યાં સાચું.
લઇ લેખિની લખ્યું તેં, સત્યો નથી જવાનાં ! ૯
પાસે રહે કે આઘે, પણ સ્નેહમાં ન અંતરૂ,
સાચાં સંબંધી એક જ તારે તરી જવાનાં ! ૧૦



## ( ૪ )

## પ્રેરણા

એણે કહ્યું આંખો ઉઘાડી જિન્દગી જોવી;
દુનિયાની શી દરકાર ? જ્યારે જિન્દગી જોવી ! ૧

જે જિન્દગીમાં શ્રીપ્રભુના પ્રેમની છોળો;
ઊછળી રહી, એ જિન્દગીને જીવતી જોવી ! ૨

પરમાત્માનો પ્રેમ જ્યાં, ત્યાં ભેદ છે શાના ?
જ્યાં જ્યાં પ્રકટતી જ્યોત, તે દિગ્મૂઢ થઈ જોવી. ૩

સંસારનાં સો ચક્ર જેના બંસરી સૂરે;
ચાલી રહ્યાં–ડોલી રહ્યાં, એની ગતિ જોવી.. ૪

જ્યાં દૃશ્ય કે અદૃશ્ય તત્ત્વો એકતા પામે;
માયા અને તે બ્રહ્મની જોડી બની જોવી. ૫

વિલાસને ઉલ્લાસ પણ ના આત્મા હારે;
એવી પ્રભુતા સાધવા, એ જિન્દગી જોવી. ૬

એણે કહ્યું આંખો ઉઘાડી જિન્દગી જોવી;
દુનિયાની શી દરકાર ? જ્યારે જિન્દગી જોવી ! ૭



## ( ૫ )

# ભાવનામૂર્તિ

શબ્દોથી જે નથી સરજાતી, તે હૈયે ઉભરાતી;
જે જોવાથી નથી દેખાતી, વણમાગી વહી જાતી. ૧
પાસે તોયે પ્રકટ નથી ને દૂર છતાં દોરાતી;
બોલે તોયે ન પડઘા પાડે, મૌન રહી મૂંઝાતી. ૨
એકલવાયી આવી ગતિના, રોધ-શોધ કેમ થાશે ?
દોડી દોડી પાછું પડશે કે, આગળ વહી જાશે ? ૩
દૃષ્ટિથી જો દૂર થશે તો, કયી સૃષ્ટિમાં પડશે ?
કે પાસે રહી ક્યાં ઉતરશે ? ક્યાં જઇ ગૂંજન કરશે ? ૪
એણે જ્યારે આંખ ઉઘાડી, બંધ થઈ દેખાતી;
મીંચેલી આંખોમાં એની, સુંદર છબી સરજાતી. ૫
દુનિયા જ્યારે મૌન રહે તે મારું મધુરૂં બોલે;
દુનિયા ગરજે તે મુંગી રહી, જડવત્ જીવન ડોલે. ૬
જે સર્જનથી તે સરજાતી, તે સર્જનથી જાતી;
તે સર્જનથી તેની વિભૂતિ, વિશ્વ મહીં વેરાતી. ૭
પુષ્પ મહીં જે, પરાગ રૂપે, રહી સુવાસ વધારે;
એવી રીતે મુજ અંતરમાં એ જ્યોતિબળ ધારે. ૮
જ્યારે છે તો કેમ ન જાણું ? કેમ ન પૂજું પગલાં ?
એને માટે હૈયું આપું, એને દઇ દઉં દીલડાં. ૯
એને માટે આશા રચાવું, એને માટે જ્યોતિ;
એને માટે દોડું-સ્તંભું, એનું જીવન શોધી. ૧૦
એના ખાલી અંતર પટ પર, કેમ ન પગલાં માંડું ?
કેમ ન એમાં સમાઈ રહું હું ? કેમ ન એક બનું હું ? ૧૧
શોધી શોધી એને શોધું, શોધી શોધી બાંધું;
બાંધી બાંધી એને છોડું, છોડી છોડી સાંધું. ૧૨
અંતર આકાશે કૌમુદી, પ્રેમચંદ્રની થઇ રે' !
શાન્તિ તેમ જ શિતલતા, ત્યાં જીવન ભરની વહી રે' ! ૧૩

## ( ૬ )

## વ્યાકૂળતા

આંખે આંસુ બહુ દિન પાડયાં, બહુ દિન નાંખ્યા નિસાસા
હૈયે હરદમ આશા રાખી, મળશે શ્રીહરિ સાચા. ૧
આંખો ફાડી ઊભીઊભી, રાહ હરિની જોતી
"આવ્યા છે" "આવે છે" એવું દુનિયા જ્યારે કહેતી. ૨
આંગણીએ મેં પુષ્પ પાથર્યાં, વળી સાથીયા પૂર્યા
ક્યારે આવી પગલાં પાડે–માંડે પ્રેમ ભરેલા. ૩
સંદેશા મેં સ્નેહે કહાવ્યા, "નાથ !" હવે તો આવો,
દાસી તારા દીલની પ્યાસી પ્રેમ પ્યાસ છીપાવો" ૪
આશા આવી રાખી જોઈ, જોઈ રાહ પણ ઝાઝી
અંતરમાંથી નિરાશાની, ચઢતી રહી ત્યાં આંધી. ૫
વેરેલાં પુષ્પો કરમાયાં, ગયા સાથીયા ભાગી
મારી કળા ધૂળમાં મળી ગઈને હું ઠરી રહી દુર્ભાગી. ૬
ના, નથી એક ક્ષણ, એક દિવસની, આ આવી નિરાશા
દિવસો, મહિના, વર્ષો વીત્યાં, એટલી જટિલ નિરાશા. ૭
ક્યાં છે, ક્યાં છે તારી સ્વારી ? આવે પણ ના આવે
એવું શું ખૂટયું છે મુજમાં કે મુજને તલસાવે ? ૮
મીઠી તારી માયા રાખું, મીઠાં સ્મરણોમાં મન નાંખું,
વ્યાકૂલ વિરહે, સહું વેદના, પ્રેમભાવના પ્રકટ પ્રકાશું. ૯
તું માગે તે આપી દઉં હું, મારી પાસે ના કંઇ રાખું,
રાતદિવસ હું તપ કરતી રહું, જપ કરતી રહું, ઝંખું ઝંખું. ૧૦
તું ક્યાં છે ? તે કહે એટલું, તું ના'વે તો હું આવું,
સામે દૂર જણાતી દુનિયા, ક્ષિતિજ છોડી આગળ આવું. ૧૧

વર્ષોની આ વિરહી સ્થિતિ, તે શું લાગે ઓછી ?
આજસુધી હૈયે રાખેલી, પ્રીતિ લાગી ખારી ? ૧૨

કે શું તપવ્રત મારાં મિથ્યા ? આજ સુધીનાં લાગ્યાં ?
કે કર્ણો પર નથી અથડાયા, આર્ત્તનાદના પડઘા ? ૧૩

કે પત્થર સમ હૈયું તારું, સૂનું તારું સ્નેહ ?
યાદ કરે એને સંતાપે, "ત્રાસ" "ત્રાસ" તું દઈ રે ! ૧૪

જાગ, જાગ, ઓ જીવનસાથી ! દયાદષ્ટિથી અમી સે છાંટી,
હવે વધારે નહિ રહેવાશે, કોમળ હૈયું પડશે ફાટી ! ૧૫

આવ, આવ, ઓ જીવનસાથી ! નાથ ! હવે ના રાખો આઘી,
ફરી ફરી હું રાહ જોઉં છું, એકરૂપ થવા દો આપી ! ૧૬



## ( ૭ )

## ક્યાં છે ?

ક્યાં છે ? ક્યાં છે ? એવી કવિતા, જેમાં કવિનો આતમ ચમકે ?
ક્યાં છે ? ક્યાં છે ? એવી કળાઓ, જેમાં દીલનાં દીલડાં ટપકે ? ૧

ક્યાં છે ? ક્યાં છે ? એ સુંદરતા, જે નિર્દોષ હૃદય પર ધબકે ?
ક્યાં છે ? ક્યાં છે ? એ જીવનનબળ, જે જીવન દર્દદર્દને પ્રકટે ? ૨

ક્યાં છે ? ક્યાં છે ? આત્મત્યાગ કે વીરતા વીરની ક્યાં છે ?
ક્યાં છે ? સંયમ ? સાચી વાણી, દીલની અમીરી ક્યાં છે ? ૩

ક્યાં છે ? વૈભવ ? ક્યાં છે સાધન ? સાચાં કૌવત ક્યાં છે ?
ક્યાં છે ? ક્યાં છે ? સાચું જીવન, ધર્મભાવના ક્યાં છે ? ૪

ક્યાં છે ? ક્યાં છે ? ચેતન ઓજસ્, વિમળ વિચારો ક્યાં છે ?
ક્યાં છે ? ક્યાં છે ? નીતિ નિયમો ? ફરજતણી ગમ ક્યાં છે ? ૫

મનની પાછળ તન ના દોડે, તનનાં તપ પણ ક્યાં છે ?
સ્વાર્થ સપાટે આતમ ડૂબ્યો, પરમ પદારથ ક્યાં છે ? ૬

ક્યાં છે ? ક્યાં છે ? ભ્રાતૃભાવના, અંતરનાં અમી ક્યાં છે ?
ક્યાં છે ? ક્યાં છે ? ભાઈ, ભાઈનો, બ્હેન, બ્હેનની ક્યાં છે ? ૭

ક્યાં છે માતા ? ક્યાં છે પિતા ? ક્યાં છે પત્ની કે પતિ ક્યાં છે ?
ક્યાં છે ગુરુ કે ક્યાં છે ચેલા ? ક્યાં ભક્તો ? ભગવાન્ જ ક્યાં છે ? ૮

ક્યાં છે ? ક્યાં છે ? સાચી સેવા, પ્રેમપ્રભુતા ક્યાં છે ?
ક્યાં છે ? ક્યાં છે ? સાચી પૂજન, સાચાં સ્મરણો ક્યાં છે ? ૯

ક્યાં છે મારું હેતું કે હું ? ક્યાં તું ? તારું કે તે ક્યાં છે ?
શું દેખાતું ? શું સરજાતું ? શું વળી જાતું ? તે ગમ ક્યાં છે ? ૧૦

આ સાચું, આ જુઠું, સારું ખોટું, ભેદ જ ક્યાં છે ?
જોયું જાણ્યું જન્મી જન્મી, તોયે સમજણ ક્યાં છે ? ૧૧

પાસે રાખ્યું કદી ના ત્યાગ્યું, પાપતણું ભારણ, તે ક્યાં છે ?
એક મુસાફર એવો અહીં હું, ભટકી ભટકી થાક્યો તે છે ! ૧૨

## (૮)
## ગોરખ ધંધો

હરદી હૈયું કેવું રાખ્યું ! એવું રાખ્યું, કોઇ ન સાથી
દીલડાં દઈ દઇને હું થાક્યો, માયાની મમતા ના ત્યાગી. ૧
"પ્રેમા" "પ્રેમ"ના પૂકાર શાના ? "પ્રેમ" "પ્રેમ"નાં કેમ પ્રદર્શન ?
પ્રેમ, પ્રકટતો નથી જનમતો રસ, ત્યાં ચાખે કોણ મુરખજન ? ૨
એવું કેવું મનડું કીધું, જેમાં જન્મે લાખ તરંગ ?
પળેપળે પલટાતાં એવા જીવનમાં તે શાના રંગ ? ૩
દોડીદોડી થાક્યો કારણ, દોડ્યો પણ ના રાખ્યાં ધારણ
ધ્યેય વિના ધરણી ધ્રૂજાવી, એ ધમકારા જીવનમારણ. ૪
આવું જ્યાં ત્યાં વિરામ શાના ? વિકાર ત્યાં તો રહે વેદના
વિકલ રહે મન વિષયો મહીં ત્યાં. પ્રેમ–પ્રેરણા, સ્પંદન શાનાં ? ૫
જે વસ્તુ જ્યાં રહી જડાઇ, તે વસ્તુને બીજે શોધી
કેમ કરી તે પ્રાપ્ત થવાની ? મ્હેનત કીધી માથે પડતી. ૬
ઊંચે નીચે આંખો માંડે, ઉન્મત્ત થઇને નર કો ગાંડો
સ્થિર નથી મન, સાવધ ક્યાંથી ? શું તે જોશે ? શું ગણવાનો ? ૭
મનથી માન્યું મળવા લાગ્યું, પાસે પહોંચ્યા પગલાં પાડી
પણ આંખો ઉઘાડી જોયું, નથી મળ્યું કંઇ, બહુ બહુ દોડી. ૮
દીલ દીધું પણ દીધું ન્હોતું, તેથી દીલ દુનિયાનુ પત્થર
પ્રેમ ખરો જ્યાં દોષ વિનાનો, પામરતા શું ટકશે પળભર ? ૯
નિજ વિશ્વાસ રહ્યો ડગમગતો, જનમ્યાં હૈયે ઝાઝાં ઝેર
કંઇ કહેતાં, કંઈ કરતાં એમાં, આખર ઉપજ્યા ઊંડા ખેદ. ૧૦
જે વાતો જે જેવી ન્હોતી, તેવી તેને માની લીધી
જે કરવાનું ન્હોતું તેવું કરવા લાગ્યો, માની નીતિ. ૧૧
જૂઠાં એવાં સત્યો માન્યાં, એવાં સત્યો પલટાવાનાં
પાપે જ્યારે પગલાં માંડ્યાં, એ જીવનમાં જીવન શાનાં ? ૧૨
જીવન જ્યારે ટપકી જાતું, ઓસરતું અંતરનું અમી ત્યાં
પાપ, આપ, દુઃખ ચિંતા જન્મે, ત્રિપથ વેગ પર વિરામ શાના ? ૧૩
ફરી કંઈ જાગું, ફરી કંઇ શોધું, ફરી પકડી લઉં સાચી વાત
અફળ ગયેલું ફરી અવતરશે, જીવનમાં કરતું ચમકાર. ૧૪
દીલ હશે તો દીલ દેવાશે, પ્રેમ હશે તો મળશે પ્રેમી
સત્ય હશે તો સાચા સાથી, આવી મળશે, ચિંતા શેની ? ૧૫

## ( ૯ )

## ભારણ

અજ્ઞાન, આશિર્વાદ ત્યાં શીદ જાણવા મથવું ?
ભૂલી જવામાં સાર છે, ત્યાં યાદ કરવું શું ?
પાસે રહ્યું, પાછું પડે જે દૂર છે તે કામનું,
દેખાય નહિ ત્યાં દોડવું, પણ પામવાનું શું ? ૧

જાણ્યું બહુ જાણ્યું અને બોજો કર્યો માથે,
જેની જરૂર ન્હોતી કદી, વ્હોર્યું બધું હાથે;
માન્યું પછી, બહુ મેળવ્યું, મન મસ્ત થઈ ફૂલ્યું
જાણ્યું નહિ, શું શું ગયું ? કે શું રહ્યું સાચું ? ૨

જ્યારે ભણેલું હું ભૂલું કે સાંભળેલું વિસરૂં
બોજો બધો ઓછો કરૂં, મન–દીલ તણો જો હું,
તો જ્ઞાન સાચું, ભાન સાચું, થાય જીવનનું
થંભી રહે, મન, તન અને અટકે ફરીથી જનમવું. ૩

જ્યાં જ્યાં સ્મૃતિ,ત્યાં ત્યાં ગતિ,જ્યાં જ્યાં ગતિ, ત્યાં જિંદગી,
સર્જન, જીવન, અવસાન, એ સ્થિતિ, બધી એણે રચી
ઓછો કરે **અવતાર** તો, સમજી લે બેડો પાર છે
જીવન મહીં જન્મે તરંગો, તો બધું ઉધાર છે ૪

અજ્ઞાન આશિર્વાદ, ત્યાં શીદ જાણવા મથવું ?
ભૂલી જવામાં સાર છે, ત્યાં યાદ કરવું શું ?
પાસે રહ્યું, પાછું પડે, જે દૂર છે તે કામનું
દેખાય નહિ ત્યાં દોડવું, પણ પામવાનું શું ? ૫



## (૧૦)

# અવળી ગતિ

શબ્દોને શણગાર્યા ત્યારે ભાવના ગઇ
દેહને શણગાર્યો ત્યારે આત્મા ડૂલ્યો
વિકારને વિચાર્યા ત્યારે પ્રેમ ઓસર્યો
સ્વાર્થના શણગારે આખી જિંદગી ડૂલ્યો. ૧

લીધું હરિનું નામ જ્યાં સુધી રહી ખૂણે
પરમાત્માના પ્રેમનો પમરાટ મેં ઝીલ્યો
પણ બહારની દુનિયા મહીં મેં વેષ ભક્તિનો
ધારણ કર્યો--કિર્તન કર્યાં, ત્યારે હરિ ભૂલ્યો. ૨

ખોરાકને શણગારતાં, ક્ષુધા મરી ગઇ,
ખાધું પીધું, પણ ના પચ્યું ને દેહથી ડૂલ્યો,
દીલને દબાવી દઈ લીધો મેં આશરો બુદ્ધિ તણો,
એ બુદ્ધિને શણગારતાં હું સર્વથા ડૂલ્યો. ૩

રે! આંગણું શણગારતાં મ્હેમાન તો ચાલ્યા ગયા.
પાછું ફરીને જોઉં તો હું એકલો તે એકલો,
જ્યાં પ્રેમને શણગારતાં પ્રેમીજનો પાછાં પડે,
સાચાં સંબંધી ના રહ્યાં, હું વેગમાં ડૂલ્યો. ૪

ને કાવ્યને શણગારતાં સાચી કવિતા ગઇ,
નવનીત લાગ્યું હાથ ના, હું છાશથી ફૂલ્યો,
મુજ આત્માનાં ગીત ગાવા દીલ તલસ્યું ત્યાં,
એ ગીત ગાયાં નિત્યનાં ને આત્મા ડૂલ્યો. ૫

મીઠાશ હૈયાની ત્યજી, વાણી મહીં ભરી,
આખા જગતને ખૂશ કરવા સ્નેહ વિસર્યો,
સ્નેહી ગયાં,તેમ જ થયું ન ખૂશ કંઈ આખું જગત,
મારો પ્રપંચ મને નડયો, હું એકલો ડૂલ્યો. ૬

પાસે રહેલાં દૂર રાખ્યાં, દૂરનાં ઝંખી,
ને દૂરનાં તો દૂર દોડયાં હું બધું ભૂલ્યો,
આંખો મહીં ચમકી રહેલી પ્રેમની જ્યોતિ,
મેં બૂઝવી હાથે કરીને દિવ્યતા ડૂલ્યો. ૭

## ( ૧૧ )
# મેં સળગાવી આગ !

મેં સળગાવી આગ, જીવનમાં મેં સળગાવી આગ;
હવે તો બધું થવાનું ખાખ, જીવનમાં મેં સળગાવી આગ. ૧

પ્રભુપ્રેમનો સાચો અગ્નિ, હૈયું કોરી ખાય,
શરીર સળગે, જીવન સળગે, ત્યાં શું મારૂં જાય?
જીવનમાં મેં સળગાવી આગ. ૨

સાચાં સ્નેહી કોટે વળગ્યાં, જૂઠાં ન્હાસી જાય,
અણુ અણુની એ આતશમાં, પ્રભુનાં દર્શન થાય;
જીવનમાં મેં સળગાવી આગ. ૩

જડ માયાની મમતા સરતી, ચેતન ચમકી જાય,
અંતરમાંથી આંસુ વ્હેતાં, ઠરીને અમીભર થાય;
જીવનમાં મેં સળગાવી આગ. ૪

જેને ખૂબ સંભાળી રાખ્યું, તે તો છેટું જાય,
પણ જેને ઝંખું છું તેની ઝાંખી આખર થાય;
જીવનમાં મેં સળગાવી આગ. ૫

પાપ દુઃખને ભય સળગે છે, જડતા સળગી જાય,
પ્રભુપ્રેમની સાચી ભરતી, જીવતું મરતું થાય;
જીવનમાં મેં સળગાવી આગ. ૬

સળગ્યા વિના શુદ્ધ થયું છે, આ દુનિયામાં કોણ?
યાદી જેને પ્રભુની હૈયે, તેને લાગે કોણ!
જીવનમાં મેં સળગાવી આગ. ૭

અણુ અણુમાં વ્યાપી રહેલા, ચેતનના ચમકાર,
સળગે તોયે સાચા રહેશે, સર્જન નવલાં થાય;
જીવનમાં મેં સળગાવી આગ. ૮

પ્રભૂ! પાપના પડદા તોડી, સાચા રાહ બતાવ,
જે માટે સળગું છું તેની, ઝાંખી નિત્ય કરાવ;
જીવનમાં મેં સળગાવી આગ. ૯

બન્યો બ્હાવરો વ્યાકૂળ હ્રદયે, આશ્વાસન દે નાથ!
ભલે બધું સળગી રે', પ્રભુજી! પકડી રાખો હાથ;
જીવનમાં મેં સળગાવી આગ. ૧૦

(૧૨)

## દોડીને દૂર જાઓ !

દોડીને દૂર જાઓ, છોડીને દૂર જાઓ,
પોકળ ના પ્રેમ કો બતાવશો;
જીવનમા રંગઢંગ, નાંખી તરંગમાં,
દીલડું ન કોઇનું દુભાવશો ! ૧

પ્રેમનો પ્રકાશ જ્યારે, હૈયે છે આથમ્યો,
"પ્રેમ" "પ્રેમ" કહી ના સતાવશો;
દીલમાં ન દર્દ તોયે, આંસુડાં આંખમાં,
લાવી ન દર્દી બનાવશો ! ૨

હૈયે ન આર્ત્તનાદ, વાણીમાં વેદના,
ભરવાથી લાભ શો ? પામશો ?
જીવી જીવાડવાના હૈયે છે હોંશ ના;
જીવી ન મારવાને આવશો ! ૩

ધીમું છે ધ્યાન તોયે, આંખો શીદ મીંચવી ?
આવો ન ઢોંગ કો અજમાવશો;
પાસે ન પ્રેમબળ, દીલમાં ન વાસના;
ભોળાંને કો ના ભમાવશો ! ૪

જેનું ના સ્થાન જ્યાં, તેને ત્યાં માનવું,
માની મનાવવા ન આવશો;
યાદી ન યાદ રહી, સ્મરણો ભૂલાયાં,
તેને શું તાજાં કરાવશો ? ૫

શાને દેખાવ કરી, દીલડાં દુભાવવાં,
વાણીના વેગ ના વધારશો;
ભૂલ્યાં તો ભૂલવું, ભ્રમણા ન રાખવી,
વાદળાં ન દંભનાં ફેલાવશો ! ૬

જેને ન જાણીયે, તેને ન માનીયે,
માનવા ન મન્થનો જગાવશો;
માન્યાં તો માનવાં, છેટાં ન રાખવાં,
વિશ્વાસ આવો વધારશો ? ૭
જાણ્યા ન ભેદ જ્યારે, સત્યને અસત્યના,
સાચું ત્યાં કોણ ? કેમ માનશો ?
દીલમાં છે દર્દ કોને ? સાચું સંબંધી કોણ ?
નિર્ણય કરવામાં કેમ ફાવશો ? ૮
દોડે છે દીલ ક્યાંહી, પગલાં ક્યાં પાડવાં ?
જવું નથી ત્યાં જવા ન આવશો;
દિશા છે દૂર અને લક્ષ્યસ્થાન વેગળું,
પાસે ઉભાં શું એમ પામશો ? ૯
વિષયની વાસનાની, વેદના સમાવવા,
ભક્તિના રંગ ના લગાવશો;
ધર્મ અધર્મના જો ભેદ નથી પારખ્યા,
પ્રભુનું નામ ના પોકારશો ! ૧૦
દુનિયાને આંજવાને જાત શીદ છેતરો ?
દંભમાં ન આત્મા ગુમાવશો;
વિશ્વાસુ કોઇ એક ભોળું ભલે ભૂલશે,
પણ પ્રકટેલ સત્ય ક્યાં છૂપાવશો ? ૧૧
તોડયા છે તાર તમે, રૂંધ્યા છે માર્ગ ભલે;
પ્રેમી હૃદયના શું પામશો ?
જીવી જીવાડવાની વાત મૂકી વેગળી;
સાચું જીવન કેમ પામશો ? ૧૨
દોડીને દૂર જાઓ, છોડીને દૂર જાઓ,
પોકળ ના પ્રેમ કો બતાવશો;
જીવનના રંગઢંગ, નાંખી તરંગમાં,
દીલડું ન કોઇનું દુભાવશો ! ૧૩

## ( ૧૩ )

# પ્રિયજનને

કડવા ઘૂંટડા કેમ ગળાશે ?
પ્રિયજન ! ફરીથી કેમ મળાશે ?
અંતર્ પર આઘાત થયો પણ
યાદી કેમ ભૂલાશે ?
સરવર સૂકાં સ્નેહ તણાં શું
આવી રીતે થાશે ! કડવા૦ ૧

ખારો સાગર તોયે સરિતા
તે ભણી વ્હેતી જાશે,
આકાશે ઉડેલું પંખી
આખર માળે ધાશે. કડવા૦ ૨

દીલની વાતો દીલડું જાણે
મનડું ત્યાં મૂંઝાશે,
પ્રેમ પદારથ બુદ્ધિ ન સમજે
પ્રેમ પ્રેમને વ્હાશે. કડવા૦ ૩

સ્નેહ મહીં જ્યાં શંકા જન્મે
ભેદ હજાર વણાશે,
ભેદભાવના દૂર થવાથી
સાચો સ્નેહ સધાશે. કડવા૦ ૪



## ( ૧૪ )

# માયાની ચિનગારી

માયાની ચિનગારી નારી, માયાની ચિનગારી;

મેં તો બળતી બ્રહ્મે ભાળી, નારી,
માયાની ચિનગારી.—માયાની० ૧

સળગે જાતે ને સળગાવે,
સળગી સળગી શુદ્ધ બનાવે;
સર્જન કરતી ભાળી, નારી,
માયાની ચિનગારી.—માયાની० ૨

બ્રહ્મ પદારથ શોધી શોધી,
જ્વલન્ત જ્યોતિ બનતી રહેતી;
કાયમ નિર્વિકારી, નારી,
માયાની ચિનગારી.—માયાની० ૩

માયાને બ્રહ્મ પાસે પાસે,
એક બીજાને મળવા નાચે;
એની છે સરદારી, નારી,
માયાની ચિનગારી.—માયાની० ૪

એ અંગાર પકડવા માટે
બ્રહ્મ "ચીપીઓ" પાસે રાખે;
એને વશ રહેનારી, નારી,
માયાની ચિનગારી.—માયાની० ૫

જાતસમર્પણ સ્નેહે કરતી
નવલાં નવલાં રૂપો ધરતી;
અંતરમાં રમનારી, નારી,
માયાની ચિનગારી.—માયાની० ૬

"પ્રભુ !" કહી પ્રિયજનને ઢૂંઢે,
તાર તત્ત્વના સાંધે ઊંડે;
સળંગ સરતી ભાળી, નારી,
માયાની ચિનગારી—માયાની૦ ૭

એ સરજે તો સઘળું જન્મે,
બ્રહ્મનાદ પણ એથી ગરજે;
ગંગા યમુના ભાળી, નારી,
માયાની ચિનગારી.—માયાની૦ ૮

એ આવે ત્યાં સઘળું આવે,
એ આપે તે દુનિયા પામે;
એ રમતી રમનારી, નારી,
માયાની ચિનગારી.—માયાની૦ ૯

એ આંખોને એ પાંખો છે,
બ્રહ્મ વિવર્તે આદ્ય રૂપે છે;
ઠરતીને ઉડનારી, નારી,
માયાની ચિનગારી.—માયાની ૧૦

એ માયા કાયાને સરજે,
એ કાયામાં ધબકા ધબકે;
નાડી નભતી ભાળી, નારી,
માયાની ચિનગારી.—માયાની૦ ૧૧

ક્ષેત્ર વિના ક્ષેત્રજ્ઞ ન કોઈ,
બ્રહ્મ રહે માયાને મોહી:
એની એ બલિહારી, નારી,
માયાની ચિનગારી.—માયાની૦ ૧૨

એણે આપ્યું બ્રહ્મે લીધું,
બ્રહ્મે બ્રહ્મ સ્વરૂપ જ કીધું;
એ જીવન રચનારી, નારી,
માયાની ચિનગારી.—માયાની૦ ૧૩

## ( ૧૫ )

## સાચા ગુરુદેવને

સાચા સાથી એક તમે છો
એક તમે ગુરુદેવ !
પૂર્વપ્રવાસી, જીવનપ્રવાસી,
એક તમે ગુરુદેવ !—સાચા૦ ૧

આન્તર્ મનની અવિરત આશા
જ્ઞાન પ્રકાશ પરમપદ પાશા
દોરી દોરી દીલડાં દોરો, રક્ષક છો,
ગુરુદેવ !—સાચા૦ ૨

ભવસાગરનાં ઊંડાં પાણી
ડૂબ ડૂબ થઈ રહી જિન્દગાની
એ નૌકાને પાર, ઉતારો એવા છો,
ગુરુદેવ !—સાચા૦ ૩

અહંભાવ મુજ નિર્મૂળ કરતા
તન, મન, મારાં નિર્મળ કરતા
વેદ અને વેદાન્તવિચારક
જ્ઞાનદીપક ગુરુદેવ !—સાચા૦ ૪

આંખો અંધ થઈ અટવાતી
ચારે દિશાઓ આંધી આંધી
એમાં હાથ લઈને દોરો, પ્રેરક છો,
ગુરુદેવ !—સાચા૦ ૫

પૂણ્ય પ્રભાવે ભેગાં મળતાં
આતમ દર્શન કરતાં ઠરતાં
હૈયાં મારાં કર્યાં જાગતાં, જીવન સમ,
ગુરુદેવ !—સાચા૦ ૬

નિર્બળ તોયે છું વિશ્વાસુ
જીવન સોંપી હવે ઉલ્લાસુ
તારક, રક્ષક, દિવ્યપ્રવાસી,
સાથી છો, ગુરુદેવ ! સાચા૦ ૭

## ( ૧૬ )

## મારૂં ગીત

કોણે ગાયું ? કોણે સુણ્યું ? મુજ જીવનનું ગીત ?
કોણે મુજ જીવનનું ગીત ? કોણે ખેંચ્યું એ નવનીત ?
કોણે શોધ્યું એ નવનીત ? ૧

ગાય ગાય ફરી ગાય, ગાન એ
ન્હાય ન્હાય ફરી ન્હાય, ગાન એ
પડઘા પાડે ને પ્રકટાવે, મંજુલ મૃદુત્તર ગીત
કોણે શોધ્યું એ નવનીત ? ૨

મુજ મન તનના તાર ઝણઝણે
વિશ્વ વિરાટે હૃદય સંચરે
એ ધબકારા, જીવન દ્હેરે', એ જીવનની જીત
કોણે શોધ્યું એ નવનીત ? ૩

દૂર દૂર ભલે ગાન ગવાતું
મુજ જીવનમાં એ વહી જાતું
ધબકે, ચમકે, પ્રકટે પાછું, પાછું એ સંગીત
કોણે શોધ્યું એ નવનીત ? ૪

જે સરજાયું તે મેં જોયું
જે જોયું તે મેં પછી ખોયું
ખોતાં ખોતાં શેષ રહ્યું તે મુજ જીવનનું ગીત
કોણે શોધ્યું એ નવનીત ? ૫

દૂર હતું તે પાસે આવ્યું
પાસે હતું તે મેં સળગાવ્યું
એ અગ્નિની ભસ્મ ઉપર અંકિત થયું મુજ ગીત
કોણે શોધ્યું એ નવનીત ? ૬

એક અણુના એ રણકારે
વિશ્વ વિધાન વડે ચમકારે
મધુર બંસરી અવિરત બજતી, સરજાવે મુજ ગીત
કોણે શોધ્યું એ નવનીત ? ૭

ગાયું તો મેં હરદમ ગાયું
સુણ્યું તો મેં હરદમ સુણ્યું
શોધ્યું તો મેં હરદમ શોધ્યું, મુજ જીવનનું ગીત
કોણે શોધ્યું એ નવનીત ? ૮

શબ્દ નથી તોયે સરજાયું
વાણી નથી તોયે તે ગવાયું
શ્રવણ નથી તોયે સંભળાયું, મુજ જીવનનું ગીત
કોણે શોધ્યું એ નવનીત ? ૯



## ( ૧૭ )

## એકલો ! (૧)

હું એકલો, હું એકલો, હું જાઉં જ્યાં ત્યાં એકલો
ચારે દિશાએ એકલો, જીવન મહીં હું એકલો
આકાશમાંયે એકલો, પાતાળમાંયે એકલો
જાગી જીવું તો એકલો, ડૂબી મરૂં તો એકલો. ૧

કાયામહીંયે એકલો, માયાહીમંયે ! એકલો
હૈયા મહીંયે એકલો, મુજ પ્રાણ પદ પર એકલો
આંખો ઉઘાડી હોય તો, દુનિયા હું દેખું એકલો
આંખો મીંચાઇ રહે કદી, તો સ્વપ્ન દેખું એકલો. ૨

કાયામહીં છાયા પડીને, દ્વૈત ભાવ જણાય છે
પણ દ્વૈતનો દ્રષ્ટા જગત્માં, ખેલતો હું એકલો
સંખ્યા સમીપ રહી નથી, વાણી બની છે બ્હાવરી
તોયે પ્રતિક રૂપે રહી, હું વિશ્વ રચતો એકલો. ૩

આશામહીંયે એકલો, અંતરમહીંયે એકલો
છેટે ઘણો દૂર એકલો, પાસે પડ્યો હું એકલો
સરજાય જ્યાં સર્જન બધાં, મન્થન કરે જ્યાં માનવો
ત્યાં આદ્ય સામગ્રી રૂપે હું પ્રેરણા સમ એકલો. ૪

卐

# ( ૧૮ )

## એકલો (૨)

સાચું સંબંધી કોઈ પણ, આ વિશ્વમાં મારૂં નથી
તોયે બધાના પ્રેમનો રાખું ઇજારો એકલો
પોષાય નહિ તે પોષવા, શકિત નથી, સાધન નથી
તોયે કરૂં દાવો થવા રક્ષક બધાનો એકલો. ૧

સાચો સંબંધી વિશ્વમાં, હું કોઇનો કદી ના રહ્યો
તોયે નિરંતર ઇચ્છતો, લાખો સંબંધી એકલો
આવી મળ્યાં એને ગણ્યાં નહિ, પ્રેમનાં પોષક બળો
તોયે હજૂ ઝંખી રહ્યો, સ્નેહી નવાં હું એકલો. ૨

જાણ્યું નથી તે જાણવા, મહેનત બધી ચાલુ રહી
તોયે ગણી અજ્ઞાન દઉં, ઉપદેશ સૌને એકલો
પામ્યો નથી તે પામવા, મારા પ્રયત્નો ચાલતા
તોયે કરૂં હું ઢોંગ દેવા દાન સૌને એકલો. ૩

દર્દી બન્યું છે દીલ મારૂં, આંખ આંસુડાં ભરે
તોયે દિલાસો અન્યને,દેવા મથું હું એકલો
રોતો રહ્યો હું એકલો, બળતો રહ્યો હું એકલો
તોયે મથું રોનારને, રંજીત કરવા એકલો. ૪

ના સત્ય કે સેવા તણી, જન્મી જીવનમાં ભાવના
તોયે નિરંતર, જગતની સેવા હું ઝંખું એકલો
જોયું નથી, જાણ્યું નથી, માન્યું નથી, એ વાતનો
દુનિયા સમક્ષ કરી રહ્યો, પોકાર પોકળ એકલો. ૫

આંખો મીંચાઇ રહી બધી, મૂંઝાઈ પણ મનડું રહ્યું
તોયે કહ્યું મેં "આમ જોયું, રાહ આવો" એકલો
ના પ્રેમ સેવાના કદી, સંકલ્પ જાગ્યા જીવનમાં
તોયે સમાજમહીં ઘૂમ્યો, સેવક બની હું એકલો. ૬

પરમાત્મ પર પ્રીતિ નથી, નીતિ ન હૈયે ટપકતી
તોયે બની બેઠો ગુરુ એ નામ પર હું એકલો
નથી આત્મદર્શન કે નિમન્જન પ્રેરણા પામ્યો નથી
નિર્મૂળ નથી થઈ વાસના, વિકાર કે વિષયો તણી. ૭

સિદ્ધાંત સાચા જીવનના જનમ્યા નથી, પચવ્યા નથી
પ્રારબ્ધનાં પૂર ઓસર્યાં કે ભસ્મીભૂત થયાં નથી
"હું", "તું", અને "મારૂં" "તમારૂં" ભેદ ભૂલાયા નથી;
સારૂં અને ખોટું કયું, વિવેક એ જાણ્યા નથી. ૮

ડૂબી રહ્યો છું એકલો, તાકાત તરવાની નથી;
તોયે બન્યો હું "બ્રહ્મ" માનું, "બ્રહ્મ" આજે એકલો,
હૈયું ધબકતું હારતું, મુજ પાપના ખૂબ ભારથી;
તોયે જગતનાં પાપ હરવા, વેષ રાખ્યું એકલો. ૯

તો કેમ તારૂં ? કેમ તરશે ? મૂર્ખ નર હું કેટલો ?
મુજ જીવન ભ્રમણામાં પડયું, આખર રહું હું એકલો,
સજી સ્વાંગ સત્ય ગુમાવવા કે આત્માને હારવો;
એવા પ્રયત્નોમાં સતત પામર થતો હું એકલો. ૧૦



## ( ૧૯ )
## ત્યાગની મઝા

મઝા જે રાગમાં ન્હોતી, મઝા તે ત્યાગમાં આવી;
મિલનમાં જે મળ્યું ન્હોતું, વિયોગે તે મળ્યું આવી. ૧

રહી સાથે ન જે સમજ્યાં, થતાં જૂદાં તે સમજાયું;
હતું શું કે નહોતું શું? રહ્યું શું ? શું નવું આવ્યું ? ૨

પરસ્પર પ્રેમના મીઠા કરારો પ્રેમનાં બન્ધન;
સ્વીકાર્યાં ત્યાં સુધી સાચા હૃદયના પ્રેમનાં દર્શન. ૩

થયાં ના કે થવાની ભાવના ઠંડી પડી ગઈ'તી;
વિયોગે વેદના વધતાં ખરી જ્યોતિ ઝગી રહી શી ! ૪

મઝા જે મોહમાં ન્હોતી, ઉદાસીનતા મહીં જાણી;
મઝા જે મૌનમાં દેખી, ન દેખી બોલતાં વાણી. ૫

મઝા ના માન પામ્યું જે, હવે અપમાન અપનાવે;
હતો ના હર્ષ મળવામાં, સ્મરણ તે ખૂબ સરજાવે. ૬

વિકારોથી વલોવાઇ, વિકારો પોષવા માટે;
બિચારૂં કોઈનું દર્દી, બનેલું દીલ છો દોડે. ૭

મઝા જે માનવામાં છે, મઝા ના જાણવામાં છે;
પ્રણય કે પ્રેમના આનંદ, નિરંતર કલ્પનામાં છે. ૮

ખરૂં ખોટું નથી જાણ્યું, ખરૂં શું માની સ્વીકાર્યું ?
ખરેખર પૂર ઓસરતાં, રહ્યું ત્યાં શું ? ગયું ત્યાં શું ? ૯

મઝા રહી પ્રેમ કરવામાં, મઝા ના પામવામાં છે;
સુધાભર સ્નેહનો સત્કાર, સ્નેહી પૂજવામાં છે. ૧૦

નિરંતર કાર્યનો આનંદ, રહ્યો છે યત્ન કરવામાં;
પરિણામે પ્રકટ આવેશ કે આવેગ ઠરવાના. ૧૧

મઝા જે રાગમાં ન્હોતી, મઝા તે ત્યાગમાં આવી;
મિલનમાં જે મળ્યું ન્હોતું, વિયોગે તે મળ્યું આવી. ૧૨

## ( ૨૦ )

## ભ્રમિત મુસાફરને !

હવે તો થોભ થોભી જા, મુસાફર ! મૂર્ખ બનતો ના !
ઘણા દિન રાહ છોડીને, રખડતો'તો હવે તો જા ! ૧

પકડ્યા રાહ, થોભી જા, ખરે રસ્તે હવે તો જા;
મુસાફર ! મૂર્ખ બનતો ના, હવે તો થોભ થોભી જા. ૨

છૂટેલાં બન્ધનોમાં તું, ફરી બંધાય શા માટે ?
તૂટેલી સ્નેહ ઝંઝીરો, મહીં ઝકડાય શા માટે ? ૩

નીકળવાનો હતો આરો, છતાં ગાફિલ રહ્યો તું કાં ?
હવે તો થોભ થોભી જા, મુસાફર ! મૂર્ખ બનતો ના. ૪

ગણ્યું જે સ્નેહનું બન્ધન, વિષયની આગ છે એની;
વૃથા શીદ હોમવાં મન-તન ? મુસાફર ! રાહ જોતો જા. ૫

નથી ભોગે રહી તૃપ્તિ, નિરંતર વાસના વધતી;
વિષયની આગ દાવાનળ સમી જ્વાલા બધું કરતી. ૬

મથ્યા જેઓ વિષયને શાન્ત કરવા માર્ગ આ લઈને;
કદી ફાવ્યા નથી ને ફાવશે નહિ જાત હોમીને. ૭

ભટકતું રે' નિરંતર મન, અટકતો આત્મા એનો;
રહે હોમાઈ મન-તન ત્યાં, પછી ઉદ્ધાર ત્યાં કોનો ? ૮

હવે તો થોભ થોભી જા, મુસાફર ! મૂર્ખ બનતો ના;
જીવન આ રાહ પર જીવવા, બનાવ્યું ના, સમજતો થા ! ૯

મહામાયા તણાં નખરાં, નિરંતર દેખવા પામે;
અને હૈયાં મહીં તારે, સળગતી આગ એની રે'. ૧૦

રહે ખેંચાઇને દોડે, વળી તું જોરથી દોડે;
અને હોમાઇ રે' તોયે, તને ના ભાન એનું રે'. ૧૧

મહામાયા પ્રતિમા પ્રેમની એવું ગણી દોડે;
પરંતુ પ્રેમની કુંડળ, વિષયની આગ ના છોડે. ૧૨

મહામાયા હજારો રૂપથી, સઘળે રહી વ્યાપી:
ભલે પાત્રો જૂદાં જૂદાં, વિષયની આગ રહી સરખી. ૧૩

પછી તું આગ શી રીતે, બુઝવવાનો–શમવવાનો ?
પડે અગ્નિમહીં ઇન્ધન, પછી છે તાપ વધવાનો. ૧૪

ઉકળશે આત્મા એમાં, નહિ તારો રહે કાબૂ;
નહિ તુજ માન્ય ભક્તિથી, કદી રક્ષણ થશે તારૂં. ૧૫

વિષયની આગ જ્યાં સળગે, રહે શો ધર્મ ? શી ભક્તિ ?
પ્રભૂનાં ગુણગાનો પણ તને શું દઈ શકે શક્તિ ? ૧૬

મુસાફર ! રાહ જોતો જા, ફરી ના ભૂલ કરતો જા !
હવે તો થોભ થોભી જા, મુસાફર ! મૂર્ખ બનતો ના ! ૧૭

મહામાયા તણી માયા મહીં ઝકડાય જે સઘળા;
પછી હો સંત કે સાધુ, કદી હો મસ્ત કે સબળા. ૧૮

કદી હો જ્ઞાની અજ્ઞાની, કદી મ્હોટા કદી ન્હાના
કદી હો મૂઢ કે સીધા, બધા સરખા રીબાવાના. ૧૯

બધા સરખા ફસાવાના, બધા બેહાલ બનવાના,
ગુમાવી આત્મા, મન તન, બધા અંતે જ રોવાના ૨૦

કદી કુદરત તણો કાનૂન, નહિ લે પક્ષ કોઈનો;
કદી ફરતા નથી કાનૂન, નથી મ્હોટા છટકવાના. ૨૧

હજૂયે શીદ રે' ગાફિલ ? હજૂયે કેમ રે' ઉન્મત્ત ?
મુસાફર ! રાહ જોતો જા, હવે તો થોભ થોભી જા ! ૨૨

જીવન એવું ઘડાયું છે, કદાચિત્ એક બે ભૂલો;
ગમે તેવા કરે પણ તું, નિરંતર ભૂલ કરતો કાં ? ૨૩

કદાચિત્ એક બે ભૂલો તણો જો થાય પસ્તાવો;
ખરેખર આર્ત્તહૈયેથી, ક્ષમા પરમાત્મા કરશે ! ૨૪

પરંતૂ જે નિરંતર ભૂલ પર ભૂલો કર્યા કરશે;
જડી લઈ પાપ હૈયે તે, પ્રભૂનો ભક્ત શેં બનશે ! ૨૫

પ્રભૂનો પ્રેમ ક્યાં જડશે ! પ્રભૂ કોપેથી શેં બચશે !
ડૂબેલો કેમ તે તરશે ! ખરૂં પ્રસ્થાન ક્યાં કરશે ! ૨૬

હવે તો થોભ થોભી જા, મુસાફર ! રાહ જોતો જા !
મુસાફર ! મૂર્ખ બનતો ના, ફરીથી ભૂલ કરતો ના ! ૨૭



# [ ૨૧ ]

## નિરાશા !

હૈયું વલોવ્યું, આત્મા ડહોળ્યો અને મનને મથ્યું
તત્પર રહ્યું મુજ હૃદય હરદમ સ્મરણ કરવા સ્નેહનું
તૂટી ગયેલા તાર સાંધ્યા, વાદ્ય રાખ્યું વાગતું
તોયે પડ્યા ના પ્રેમના પડઘા અને હૈયું રીઝયું. ૧

ઉત્સુક રહી આંખો સદા, દર્શન કરૂં પ્રિયજન તણું
આવે કદી મુજ આંગણે, સત્કાર સ્નેહેથી કરૂં!
ને દઉં દિલાસા પ્રેમથી વાતો કરી હૈયું ભરૂં
તોયે ન આવી તે કદી, અકળાઇને આજે રડું! ૨

સોંપી દીધી મેં સર્વ વસ્તુ, પ્રેમ પ્રીતિ ભાવના
પાસે ન રાખ્યું મેં કંઈ, જ્યાં ભેદ સર્વ શમ્યા હતા
તોયે ન તે તેણે સ્વીકાર્યું, રહી અટુલી એકલી
આશ્ચર્ય છે કે પ્રેમરસના સીંચનેયે ના દ્રવી! ૩

કેવું શરીર મૃદુ અને સુંદર છતાં નિષ્ઠુર દીલ!
પત્થર સમું ના પીગળ્યું પ્રત્યેક પળ રે' દૂર ક્રૂર!
નિર્દોષ નયનોમાં જણાતી પ્રેમની છાયા છતાં
ખેંચાઇને પાસે જતાં મન, તન, ન કિંચિત્ હાલતાં! ૪

જાણે નથી એને ને મારે કંઇ પરિચય કોઇ પળ
કે કોણ આવ્યું ? કેમ આવ્યું ? ચિંતવે ના એક ક્ષણ!
હું જાઉં તોયે શું હતું ? ના જાઉં તોયે શું થયું ?
એવી રીતે એ એકદર રહી પજવતી, શું માનવું! ૫

તૂટી ગયું છે હૃદય પણ ના વાસના છૂટી શકે
દૂર દૂર તે દોડી રહી તોયે મને બાંધી રહે
નિશો ચઢેલો પ્રેમનો આંખો હજૂ ઘેરી રહ્યો।
ત્યાગી રહી—બાંધી રહી, નિર્ણય ન કાંઈ થઇ શકયો! ૬

# ( ૨૨ )

# દેવીને !

ઊંડે ઊંડાણે આત્મા સુષુપ્ત સ્થિતિમાં હતો
મૃતઃપ્રાય હૈયું થઇ ગયું'તું ઓસર્યું'તું તેજ બળ;
ઉત્સાહને ઉમંગનાં ઝરણાં સૂકાયેલાં હતાં,
તેવી પળે ત્હેં દેવી ! દીધી આત્માને પ્રેરણા. ૧

ચમકી ચૂક્યું ચેતન ફરી, જાગી જીવનની ભાવના
સંકલ્પબળમાં તેજ સ્ફુર્યાં, કાર્યવેગે કલ્પના
ધપતી રહી છે ધરણી પરથી, ઉચ્ચ આકાશો ભણી
છે તે બધી તારી કરૂણા ! કેમ ભૂલું હું [illegible] ? ૨

હું કોણ ? મારૂં કાર્ય શું ? મુજ ધર્મ શો ? મુજ મર્મ શો ?
એ પ્રશ્ન વિસારે પડયા'તા, આત્મા કકળ્યો હતો !
દર્દી બન્યું'તું દીલ આખું, આંખમાં આંસુ હતાં,
ગુંચવણ ભરેલી જિંદગીમાં રે ! ન દિલાસા હતા. ૩

ત્હેં વેગ આપ્યો તે જીવનને એ દયા ઓછી નથી,
કર્તવ્ય કર્મ તણી ફરી ઝાંખી થઇ તુજ પ્રેમથી;
મુજ ધર્મને મુજ મર્મના આદર્શ હિંડોળે ચડ્યા,
પ્રકટી વસંત, જીવનમહીં પરિતૃપ્ત કરશે આત્મા. ૪

ત્હેં તો બૂઝાતી આગને ફૂંકી ફૂંકી હૈયે ભરી,
ચારે દિશાએ ત્હેં ચમકતી વિજળી વહેતી કરી;
નયનોમહીં જાગી ચમક, હૈયામહીં જાગી ઝમક;
આવેશમય મુજ આત્મામાં પ્રિયે ! કવિતા ત્હેં ભરી. ૫

ન્હોતો જરાયે રસ, હૃદયહીન, પ્રેમ કે પ્રારબ્ધ ના
ના રાગ કે અનુરાગના સંકલ્પો હૈયામાં હતા;
ના ધ્યેય, ના મમતા, ન મોહ, ના ભ્રાન્તિ કે શાન્તિ હતી
જડવત્ જીવનમાં એક પળનો પ્રિય ! આનંદ ક્યાં હતે ? ૬

જિન્દગીમાં જે પળે જે વસ્તુની ઉણુપ હતી
પ્રિય દેવી ! ત્હેં તે ભેટ આપી, જિન્દગી જીવતી કરી;
ત્હેં શુદ્ધ હૃદયે સ્નેહના સંચારથી સાચા કર્યાં;
કર્તવ્યથી વિપથ થયેલી જિન્દગીને તારવા. ૭

આ જિન્દગી રહી જેટલી, ત્હેં રાખી મમતા એટલી;
ત્હેં પ્રેમ પૂર વહાવી મારી શુદ્ધિ કીધી કેટલી !
આજે જીવે છે આ જીવન ઓ દેવી ! તારા દાન પર;
એમાં સ્ફૂરે આદર્શ કેવળ પ્રેમ ને કર્તવ્યના ! ૮

સેવા અને સત્યે તણા અનુરાગ કાયમ થઇ રહો !
વર્ષાવ દેવી ! નિત્ય આશિર્વાદ એવી યાચના !
હું હોઉં ત્યાં તુજ પ્રેમ હો ! તારી કરૂણા, તુજ છબી !
તુજ પ્રેમ ભરતીમાં મળેલી હૂંફ દૂર થશો નહિ ! ૯



## ( ૨૩ )

## મુશ્કીલ !

જનમવું છે ઘણું સ્હેલું, પરંતૂ જીવવું મુશ્કીલ;
હૃદયને તોડવું સ્હેલું, પરંતૂ જોડવું મુશ્કીલ ! ૧

ઉઘડતી આંખ મીંચાતી, મીંચાતી ખોલવી મુશ્કીલ !
વચન દેવાં ઘણાં સ્હેલાં, પરંતૂ પાળવાં મુશ્કીલ ! ૨

ઘણીએ વાત કહેવાશે, પરંતૂ વર્ત્તને મુશ્કીલ;
ખરા દીલની ખરી વાતો, સમજવી છે ખરે મુશ્કીલ ! ૩

પ્રતિમા સ્થાપવી સ્હેલી, પરંતૂ પૂજવી મુશ્કીલ;
ડૂબેલું ડૂબવા લાગે, પરંતૂ તારવું મુશ્કીલ ! ૪

સજીને સ્વાંગ સાધુનો, પ્રદર્શન થાય સેવાનાં;
પરંતૂ પ્રેમભર સાચી નરી સેવા બહુ મુશ્કીલ ! ૫

મળી આવે ઘણી મહોબત, સંબંધી મિત્ર સ્નેહીની;
પરંતૂ એક પણ સાચી, નીકળવી તે મહીં મુશ્કીલ ! ૬

જુવાની જાગવી સ્હેલી, પરંતૂ રાખવી મુશ્કીલ;
હૃદય દેવું ઘણું સ્હેલું, પરંતૂ જાણવું મુશ્કીલ ! ૭

રડે હૈયાં ભરાતી આંખ, આંસુથી જગત્ ભરમાં
મહા વ્યાધિ ઉપાધિથી, ટપકતી રાખવી મુશ્કીલ ૮

દિલાસા તો ઘણા દેશે, કરીને તત્ત્વની ચર્ચા:
થનારા દુઃખના ભાગી, નીકળનારા ઘણા મુશ્કીલ ! ૯

ભરાતાં આંખમાં આંસુ, નિહાળી દર્દી બનનારા
મળે પણ આંસુ લ્હોનારા, નીકળનારા બહુ મુશ્કીલ ! ૧૦

પ્રશંસા પ્રેમની કરશે, પ્રભૂનાં ગાન પણ ગાશે;
પરંતૂ પ્રેમની ખાતર, જીવન જીવનાર છે મુશ્કીલ ! ૧૧

કવિતા કાવ્ય લખનારા, કદાચિદ્દ હોય કે જાગે
પ્રભૂના પ્રેમમય ખોળે જીવન દેનાર છે મુશ્કીલ ! ૧૨

ભલા ! દુષણ અને ખામી, જગત્‌માં શોધવી છે સ્હેલ;
સતત સદ્‌ભાવને ગૂણની ગતિને પામવું મુશ્કીલ ! ૧૩

બીજાના દોષનાં દર્શન, બીજાના કાર્યની નિંદા;
મહા વ્યાપાર એ સ્હેલો, જીવનનો ધર્મ છે, મુશ્કીલ ! ૧૪

અધિકારી નથી તોયે, ઘણું લેવું ઘણું સ્હેલું;
નથી આપ્યું તો ના લેવું, કહેનારા મળે મુશ્કીલ ! ૧૫

બની વિદ્યા અનુરાગી, ગુરુ પાસે જવું સ્હેલું;
ગુરુનાં જ્ઞાનને વિદ્યા ગ્રહણ કરવાં બહુ મુશ્કીલ ! ૧૬

અતિથિ કોઈ આવે તો, અતિથિ માનવો સ્હેલો;
પરંતૂ પ્રેમથી સત્કારવો એને, બહુ મુશ્કીલ ! ૧૭

મળે ના ત્યાં સુધી અટકાવવી છે લાલસા સ્હેલી;
પરંતૂ હાથ લાગેલું, ત્યજી દેવું બહુ મુશ્કીલ ! ૧૮

જીવન જીવી મરી જાવું, જગતના રોજના છે ખેલ
છતાં જીવી મરી રહેવું, અમર, એ વાત બહુ મુશ્કીલ ! ૧૯

શરીર સળગાવવું સ્હેલું, પરંતૂ વાસના મુશ્કીલ;
જગત્ જડ નિત્ય જોવાનું, પરંતૂ, આત્મા મુશ્કીલ ! ૨૦

કઠિન કલિકાળમાં હરિનું, સ્મરણ સંતાપ હરનારૂં;
છતાં સાચું સ્મરણ કરવું, થવું એ છે, બહુ મુશ્કીલ ! ૨૧

પ્રભૂને પ્રાપ્ત કરવાના, સરલ રસ્તા દઈ રૂંધી;
પછી દે દોષ દુનિયાને, જીવન એ જાણવું મુશ્કીલ ! ૨૨

કર્યાં પાપો, કર્યા ગુન્હા, કદાચિત્ તે રહે છાનાં;
પરંતૂ પાપના શ્રાપો ઉતરતા ટાળવા મુશ્કીલ ! ૨૩

હતું પાસે ઘણું તોયે, જગતને કાંઈ ના દીધું;
સમાલી ખૂબ રાખ્યું કે રખેને થાય ના ઓછું. ૨૪

કર્યો ઉપભોગ, ના ભ્હેતું કર્યું, એ વાત છે કંઈ સ્હેલ;
પરંતુ કાળના ગર્ભે જતું અટકાવવું મુશ્કીલ ! ૨૫
દુલારી દીલની શોધી, કદાચિત્ દીલ દેવાશે;
છતાં દીલમાં દુલારીને, દુલારી રાખવી મુશ્કીલ ! ૨૬
ભલે હૈયું ધબકતું રે', ભલે રે' પ્રાણ પૂરેલા;
પરંતુ આત્મના દર્શન વિના, સંયમ સદા મુશ્કીલ ! ૨૭
ભલે આંખો ચમકતી રે', ભલે આંસુ ટપકતાં રે';
પરંતુ પ્રેમનાં દર્શન વિના સંયમ સદા મુશ્કીલ ! ૨૮
ભલે હો ભાવના ઉંચી, જનમતી જાગૃતિ મનની;
પ્રભૂ ચરણે પડયા નહિ તો બધું મિથ્યા—બધું મુશ્કીલ ! ૨૯
મદિરા મોહની પીને થવું ઉન્મત્ત ઘણું સ્હેલું;
ઉતરવા મોહના નિશા, રહી સાવધ, બહુ મુશ્કીલ ! ૩૦
ભમે ભાવિ તણી ભ્રમણા, છટકવાના નથી આરા;
ઉઘડતી આંખથી જોઈ જવું નાસી બહુ મુશ્કીલ ! ૩૧
ઉભી રહી હાથમાં હૈયું અને હૈયામહીં આંસુ;
રડે છે કે રડાવે છે સમજવું એ બહુ મુશ્કીલ ! ૩૨
બહુ દિન પ્રાર્થના કીધી, પ્રભૂને પ્રેમથી રીઝવ્યા;
પ્રભૂ આવ્યા ગયા તે વાતની સમજણ રહી મુશ્કીલ ! ૩૩
હતા દૂર ત્યાં સુધી જેની, નિરંતર રાહ જોઈ'તી
સમીપે આવતાં એનું સ્મરણ ટકવું બહુ મુશ્કીલ ! ૩૪
સતત વરસી રહે અમૃત, સમજવું એમ બહુ સ્હેલું;
ખરી વૃષ્ટિ વખત હાજર રહીને પામવું મુશ્કીલ ! ૩૫
જીવન જંજાળ મોટી તે મહિં અટવાઈ રહેવું સ્હેલ;
ગુંથેલી જાળ તોડીને નીકળવું બહાર બહુ મુશ્કીલ ! ૩૬
જગત્ સળગાવવું સ્હેલું, પરંતૂ જાન છે મુશ્કીલ
ઉકળતી આશાનાં ઝાકળ જીવનમાં ઝીલવાં મુશ્કીલ

પ્રકટતા પ્રેમનાં સાધન, હૃદયથી ટાળવાં મુશ્કીલ;
નીકળતા જ્ઞાનની જ્યોતિ, ખરેખર જાણવી મુશ્કીલ! ૩૮

સમજવા સત્યના સિદ્ધાંત કે સમજાવવા સ્હેલા,
પરંતૂ સત્યને જીવનમહીં વણવું બહુ મુશ્કીલ! ૩૯

અટકવું આત્મની વાટે, ભટકવું પાપને માટે;
ભ્રમણ-ભ્રમણા બહુ સ્હેલાં, દમન-પ્રતીતિ બહુ મુશ્કીલ! ૪૦

પ્રકટ કરવી પ્રભુતા અર્થની કે દેહની સ્હેલી;
પરંતૂ તે પ્રભૂતાને ટકાવી, રાખવી મુશ્કીલ! ૪૧

છવાતાં ઘોર અંધારૂં, ધવાતાં આત્મ, મન ને તન;
નિરાશાનાં ચઢે વાદળ, નીકળવું બહાર બહુ મુશ્કીલ! ૪૨

રહ્યો છું "બ્રહ્મ" આ દુનિયા, બધી છે "બ્રહ્મ" એ કહેવું;
સરલ છે, બ્રહ્મમય જીવન, સમજવું-શોધવું મુશ્કીલ! ૪૩

પ્રતીતિ બ્રહ્મની એમાં રહે છે જ્યાં સુધી સાધન;
અનુકુળ વિશ્વનાં થઇ રે', પ્રતિકૂળતા થતાં મુશ્કીલ! ૪૪

પ્રભૂના પ્રેમના કે સત્યના સિદ્ધાંતને ત્યજવા;
કરે છે લોક વાતો "બ્રહ્મ"ની ને ભ્રમમહીં પડતા. ૪૫

કદી ભ્રમણામહીંથી બ્રહ્મનાં સત્યો નહિ ચમકે;
ડૂબ્યો જો આત્મા એમાં પછી ઉગારવો મુશ્કીલ! ૪૬

પ્રકટ પ્રારબ્ધને માટે થવું ગતિમાન્ બહુ સ્હેલું;
પરંતૂ ગુપ્ત બળગતિને ખીલવવી છે બહુ મુશ્કીલ! ૪૭

સરી રે' સ્વાર્થ ત્યાં સુધી, સંબંધો રાખવા સ્હેલા;
પરંતૂ પ્રેમ ને સેવાભર્યા સંબંધ બહુ મુશ્કીલ! ૪૮

પ્રિયજનની પ્રશંસાના, પ્રયત્નો તો બહુ સ્હેલા;
પ્રિયતમ ઇષ્ટને માટે, જીવન દેવું બહુ મુશ્કીલ! ૪૯

જનમવું છે બહુ સ્હેલું, પરંતૂ જીવવું મુશ્કીલ!
હૃદયને તોડવું સ્હેલું, પરંતૂ જોડવું મુશ્કીલ! ૫૦

## [ ૨૪ ]

## અવળો રાહ

ઉભો હું એકલો આજે, બહુ દૂર, ક્રૂર છે કિસ્મત!
ગુમાવી ગોદ માતાની, ચૂકાવું પાપની કિંમત! ૧

અટૂલો હું, અકેલો હું, નહિ સ્નેહી ન કો સાથી
હતાં જે હૂંફ ને રક્ષણ, વિના કારણ દીધાં ત્યાગી! ૨

જનમ જેણે મને આપ્યો, ઉછેર્યો પ્રેમથી પોષ્યો
લડાવી લાડને સાધન તણો ભંડાર દઇ દીધો. ૩

છતાં જે જે મળેલું તે, બધું મેં વેડફી દીધું
પ્રિયત્તમ પ્રાણ માતાના નિયમનું ખૂન મેં કીધું. ૪

હતું જે કાર્ય માતાનું, ઉપાડી મેં શિરે લીધું
પીવા પીરસાય જ્યાં અમૃત ત્યજીને ઝેર મેં પીધું. ૫

બન્યું દીલ બ્હાવરૂં મારૂં, થઇ બેચેન હું ભટકું
બતાવો માર્ગ માતાનો, મળું એને શરણ અટકું. ૬

મળેલાં સાધનો ખૂટયાં, લુંટાયાં આત્મનાં ઓજસ્
પડયું અંતરૂ બહુ મ્હોટું, કહાં માતા? કહાં કિસ્મત! ૭

ગતિ મારી બધી અટકી, વૃત્તિ સુકાનથી છટકી
સૂકાયાં સત્યનાં સ્ફૂરણો, બધી રહી પ્રેરણા અટકી. ૮

હતું જેણે બધું આપ્યું, બધું એણેયે લઈ લીધું
રહી ગઈ આકૃતિ કેવળ, બધું હીર-નૂર દઇ દીધું. ૯

હવે તો જન્મવા લાગ્યા, હજારો જાતના વ્યાધિ
ઉપાધિ એમ વધતી રહી, નથી ક્ષણ એકની શાન્તિ: ૧૦

અકાળે આંખની જ્યોતિ જતાં દેખાય કયાં દુનિયા
પછી પ્રેમાળ માતાનાં કરૂં દર્શન અરેરે! કયાં? ૧૧

મળ્યું'તું જે મને તે તે હતું એને રીઝવવાને
કર્યો ઉપયોગ મેં એવો, રીઝે નહિ પણ ખીજવવાને! ૧૨

જીવનમાંથી જીવન ખૂટે, જીવન એવું ગુજાર્યું મેં!
હૃદયમાંથી હૃદય અટકે, હૃદય એવું બનાવ્યું મેં! ૧૩

વિચારોના વધી રે' વેગ, પણ કર્તવ્ય ના સૂઝે;
જરૂર જેની જરાયે નહિ, વધાર્યો બોજ મેં હૈયે. ૧૪

સહ્યો સ્હેવાય નહિ આજે મૂંઝાઈને રહ્યું મરવું;
જીવનનો મર્મ હું ચૂક્યો, પછી ક્યાં શાન્ત થઇ ઠરવું? ૧૫

શરીરના સ્વર્ગમાં મેં નર્કનાં ભૂતો ઉભાં કીધાં;
રૂધિર પી તૃપ્ત થાતાં ત્યાં નવાં જન્મી પડે પાછાં. ૧૬

ભૂતાવળ આ બધી હીર-નૂર ચૂસી નાચશે હૈયે;
જીવનમાં એક ક્ષણની પણ પછી શાન્તિ પમાશે શે? ૧૭

અરે! ઉલ્લાસને વિલાસના વિવેક ના સમજ્યો;
શરીરની શાન્ત સ્થિતિનો મહાપ્રલય થઈ ચૂક્યો. ૧૮

શરીર હાર્યું અને મનનાં હજારો રક્તબીજોયે;
પીધી લીધી સુધા મુજ આત્મની ને આત્મા ડૂલ્યો. ૧૯

ધબકતું એકલું હૈયું, મહા ભ્રમણાના ધબકારે
કરૂં શું? થાય છે શું? ભાન એનું આજ ક્યાં મારે? ૨૦

ચઢયો નિશો મને મારો, મને મારો ને માયાનો;
મને મારો ને મારાં સાધનોનો તેમ સત્તાનો. ૨૧

મને મારોને લક્ષ્મીનો, મને મારોને બુદ્ધિનો
મને મારોને મારા દેહનોને મારી દુનિયાનો. ૨૨

ચમકતી વિજળી એવી ગતિ થઇ મુજ જીવનની
છતાં સમજ્યો કે મારી જિન્દગી બળવાન્ બનતી રહી. ૨૩

જીવનમાં અલ્પતા આવી, મહત્તા માનવા લાગ્યો
બન્યું દીલડું બધું પામર, અમીરી માનવા લાગ્યો. ૨૪

ચમકતી વિજળી જાતાં પ્રકટતું ઘોર અંધારૂ
જીવનમાં અવતરી ચૂક્યું, છતાં સમજ્યો, છે અજવાળું. ૨૫

હતું દીલ ત્યાં મૂકી પત્થર, જગતને લૂંટવા લાગ્યો
હતું મન શાન્ત તેમ જ સ્થિર, તરંગો તાણવા લાગ્યો. ૨૬

હતી જ્યાં પ્રેમની વર્ષા, સતત ત્યાં દ્વેષ સળગાવ્યા
હતી જ્યાં સત્યની સૃષ્ટિ, અનર્થો લાખ સરજાવ્યા. ૨૭

હતી જે દીલ મહિં કરૂણા–દયા તે ઓસરી ચૂકી
હતી સેવાવૃત્તિ ત્યાં સ્વાર્થની બાજી રચાઈ રહી. ૨૮

કદી મારૂં હતું નહિ જે, કદી મારૂં ન રહેવાનું;
જગત, હા ! એ જગત્ માટે જીવન હાર્યો બધું મારૂં. ૨૯
રડો ! આંસુ હવે પાડો, જીવનની આ ખરાબી પર !
અગર ધિક્કાર વર્ષાવો, જીવનની ઘોર રાત્રિ પર ! ૩૦

જીવનમાંથી ઘણું લીધું, જીવનને કાંઇ ના આપ્યું
જીવનને પોષવા કરતાં જીવનને શોષવા લાગ્યું. ૩૧

હવે પોકાર ઉઠે છે, પ્રિયત્તમ ! પ્રાણ માતા તું
ફરી દઈ દે નવું જીવન, જીવન એવું, જીવન સાચું. ૩૨



## (૨૫)
## વિશ્વાસ

ભલે! હો દૂર કે પાસે, તને હું યાદ કરવાનો
ભલે! તું ન્હાય કે પજવે, તને તો નિત્ય ભજવાનો! ૧

તને સોંપી દીધાં તન-મન, તને મેં આત્મા સોંપ્યો
સ્વીકારે કે તિરસ્કારે, નથી દરકાર કરવાનો! ૨

નથી મારી કને મારું, ગણું મારું, કશું એવું
રહ્યાં શાં ત્રાસ કે ભીતિ? બની નિર્ભય વિચરવાનો. ૩

હતું તારું તને આપ્યું અને તેં સર્વ સ્વીકાર્યું
ડૂબાડે કે હવે તારે, જવાનું શું પછી મારૂં? ૪

ડૂબાડે તો હવે ડૂબું અને દેખું નહિ દુનિયા
છતાં હું જ્યાં ડૂબું હું ત્યાં તને તો યાદ કરવાનો. ૫

તરાવે તો તરૂં, મારૂં હલેસાં પાર ઉતરવા
કિનારે જાઉં પહોંચી પણ તને તો યાદ કરવાનો. ૬

મને દોરી રહ્યો છે તું, બધી તું પ્રેરણા આપે
કરૂં જે કંઇ બધું અર્પણ તને છે એમ ગણવાનો! ૭

જીવન જે દે, જીવન તે છે, જીવન તે જીવતું રાખે
જીવનમાં અવતરી આવે, મધુર મીલન સમજવાનો. ૮

卐

## [૨૬]

## આર્તનાદ–પ્રાર્થના

દોર દોર ફરી દોર, જીવનના જીવન્ત પગલે દોર
હૃદયના રસમય રાહે દોર, જીવનના જીવન્ત પગલે દોર–દોર૦ ૧

પાપશ્રાપથી બચવા આવ્યો, અવનિમાં અટવાતો
અમલ કરી અવળી બુદ્ધિ, પૂનિત પગલે દોર
જીવનના જીવન્ત પગલે દોર–દોર૦ ૨

એક નહિ પણ અનેક પગલે, મન તન મૂર્ખ બનાવ્યાં
ભય, દુઃખ, ત્રાસ વધારી મુકયાં, સુખને સ્થાને દોર.
જીવનના જીવન્ત પગલે દોર–દોર૦ ૩

આકર્ષણ તો અજબ પડયાં છે, માયા મુગ્ધ બનાવે
શું કરવું ? તે નથી સમજાતું, મુકત કરી મને દોર
જીવનના જીવન્ત પગલે દોર–દોર૦ ૪

ભયનું ભાવિ ક્ષય કરનારૂં, અમૃત ઉરનું પીતું
કેમ ધબકશે ? કેમ વિકસશે ? નિર્ભય પથ પર દોર
જીવનના જીવન્ત પગલે દોર–દોર૦ ૫

મારે માટે કેમ ખજાનો તારો બાપુ ! ખૂટે ?
તારી દયા, હું હરદમ યાચું, ઇચ્છિત પગલે દોર
જીવનના જીવન્ત પગલે દોર–દોર૦ ૬

વણ અધિકારે માગું તોયે, તું દેવા અધિકારી
ખરી ખોટી પણ મુજ પ્રાર્થના, પિતા ! લે સ્વીકારી
જીવનના જીવન્ત પગલે દોર–દોર૦ ૭

ભલે ખરાબે ચઢ્યું નાવડું, પણ તું તેનો સુકાની
અચળ રહી હૈયે એ આશા, શાનો શોર બકોર ?
જીવનના જીવન્ત પગલે દોર–દોર૦ ૮

# [ ૨૭ ]

## નવો ઘા !

હજારો ઘા થયા'તા ને, હજારો ઘા રૂઝાયા'તા
પરંતૂ આ ઘણો ઊંડો, પડેલો ઘા રૂઝાશે ના ! ૧

મળ્યાં સ્નેહી સંબંધી બહુ, બતાવ્યાં પ્રેમને માયા
છતાં બન્ધન કદી દીલ પર, નથી આવાંયે બંધાયાં ! ૨

નચાવી હું રહ્યો' તો પ્રેમનાં કારણ અને પાત્રો
પરંતૂ આજ હું નાચું, શિથિલ થઈ જાય છે ગાત્રો ! ૩

કદીયે પ્રેમમાં જોઇ, નહોતી આટલી આંધી
ઉપાધિ જન્મતી ન્હોતી, વ્યથા દીલમાં ન જાગી'તી ! ૪

સદા સીધા હતા રસ્તા, દગલબાજી જરા ન્હોતી
પરમ પદ પ્રેમમાં વિશ્વાસની, છાયા છવાતી'તી ! ૫

હતાં હૈયાં સરલ સાચાં, ઊંડાણો માપવાનાં ના
સદા સેવા તણી સુરભિ, જીવનમાં જન્મ પામી'તી ૬

હતું એવું ઘણુંયે જે, જીવનને જોર દેતુ'તું !
પ્રકટ આવેશભર હૈયું, ઊછાળા મારતું રહેતું ! ૭

પરંતૂ પ્રેમ આ કેવો ? પ્રતીતિ થાય ના જેની
વ્યથા દીલમાં વધારી દે, કરે ઘા કારમા એવી ! ૮

સહન કરવા નથી શક્તિ રહીને તૂટવા લાગ્યું
બિચારૂં એકલું હૈયું, થવાનું શું ન સમજાતું ! ૯

卐

## ( ૨૮ )
## પામરતા

થવાની જે પળે તારી હતી, સાચી બધી કિમ્મત !
અરેરે ! એ પળે એવું કર્યું ત્હેં શું? ઘટી કિમ્મત ! ૧
લઈ કર થાળને વરમાળ, એ લક્ષ્મી પધારી'તી
થયું'તું શું? ગયો તો ક્યાં? વૃથા એ તક ગુમાવી'તી ! ૨
ઉભી રહી આંગણે તારે, તને જે પ્રેમથી પૂજે
બની રહી હુંફ હૈયાની, છતાં તેને સતાવી'તી ! ૩
ઊંડાણે આત્મા જાગ્યો, કરાવે સત્યનાં દર્શન !
છતાં શી ધૂન આવી કે ઉપર માયા જમાવી'તી ! ૪
હતાં જે સ્નેહનાં સાથી, તિરસ્કાર્યાં અને દોડયો
પીવા ઉન્મત બની મૃગજળ, ફજેતી કાં જમાવી'તી ? ૫
હતી જ્યાં પ્રેમની આશા, નિરાશા પાપની સેવી
સનાતન સત્યને છોડી, અનીતિ ત્હેં જગાવી'તી ! ૬
બિચારૂં પ્રેમભર હૈયું, પડ્યું'તું આશ્રયે તારે
અકારણ ભેદવા એને, છૂરી કાતિલ ચલાવી'તી ! ૭
હતી વ્હેતી પૂનિત ગંગા, ગટરમાં કેમ ત્હેં વાળી ?
મૃદુ મીઠાં કુસુમોની, સુવાસો કેમ ત્હેં ટાળી ? ૮
જીવનમાં જન્મ પામેલાં, બધાંયે સ્વપ્ન ફળતાં ના !
છતાંયે પ્રેમભર સ્વપ્નો તણી વાતો દબાવી'તી ! ૯
હતું પાસે ન કોઈ ત્યાં, થયાં જ્યાં નાથનાં પગલાં
છતાં તે વસ્લની રાતે, ખરી પ્રીતિ દબાવી'તી ! ૧૦
પડી'તી રાત અંધારી, અને આંખો મીંચાઈ'તી;
હતી તું જ્યોત્સ્ના તોયે, ચમકતી કેમ ના'વી'તી ? ૧૧
બધું સળગી રહ્યું'તું ને બધી ભસ્મો જમાવી'તી;
છતાં ત્હેં શાં કર્યાં જાદુ ? થતી ભસ્મો ઉડાવી'તી ! ૧૨
બધું સળગી રહ્યું'તું ને, કશું બાકી રહ્યું ન્હોતું
છતાં એવું કર્યું ત્હેં શું ? બધી આગો ઠરાવી'તી ! ૧૩
બધાં જો ત્યાગતાં આવે, પછી રે' કોણ જન શાથી ?
કહ્યું'તું "હું તમારી" એ પ્રતિજ્ઞા ત્હેં વિસારી'તી ! ૧૪
કબરમાં જે જઈ સુતા, બિચારા બોલવા લાગ્યા;
અમો એ આ કબર માટે, નવી દુનિયા બનાવી'તી ! ૧૫

## ( ૨૯ )

# સીધો પ્રશ્ન

હું જ્યાં હતો, ત્યાં તું આવી નહિ તો;
તે પ્રેમ શાનો, કે સંવેદના શી ?
મેં જે કહ્યું, તે તું માની શકી ના;
તો પ્રેમ વિશ્વાસ, એમાં રહ્યો ક્યાં ? ૧

હું જ્યાં હસું, હાસ્ય તારું ન દેખ્યું
હું જ્યાં રડયો, ત્યાં તું રડી શકી ના
માયા તણી આંખ. મીંચાઈ જાતાં
ભ્રમણામહીં મૂર્ખ, બનતું રહ્યું કાં ? ૨

અહર્નિશ હૈયે, રહી યાદ તારી
તોયે ન મારી, સ્મૃતિ તેં સ્વીકારી
હારી ચૂક્યો, પ્રેમના દાવ સઘળા
તોયે મથે, શાદ બેહાલ કરવા ? ૩



## [ ૩૦ ]

## એકરાર!

વિચાર વાણી કાર્યની ના એકતા સાધી
હૈયા મહીં ના પ્રેમની ઉર્મિ ખરી જાગી
સંકલ્પ, ના સેવા તણા સ્ફૂર્યા કે સંધાયા
મિથ્યા પ્રયત્નો સૌ ગયાને માર્ગ રૂંધાયા! ૧

જેવું હતું તેવું કદી ના સત્ય સ્વીકાર્યું
મિથ્યા દલીલો મેં કરીને રાખ્યું અંધારૂં
જ્યારે હતું જે જાણવાનું તે પળે ખાળ્યું
માન્યું નથી મેં માનવાનું મૂર્ખ કેવો હું! ૨

વિચારના વેગો વધ્યા પણ ધ્યેય ચૂકાયાં
નિષ્પ્રાણ થઇ ગઈ ભાવના સંવેદના વિના
દેખાય કે દોડી રહ્યો મેં મેળવ્યું માન્યું
પરિણામ જ્યારે જોઉં તો ભૂલો પડયો'તો હું! ૩

ઉંચે ચઢે શેં આત્મા? જ્યાં પાપ પોષાતાં
શ્રદ્ધા વિના શું રાહ સાચા કોઈ પણ પામ્યાં?
નિર્દોષ ના વ્યવહાર જો જીવન તણા રાખ્યા
કયાંથી ઉપાધિ આવરણો દૂર થાય માયાનાં? ૪

કયાંથી પ્રકાશે પ્રેમજ્યોતિ? પ્રેમની વાણી?
સંવેદના માનવજીવનની જાગી ના જાણી!
દોરાય કે પ્રેરાય ના પરમાત્મની પ્રીતિ
કયાંથી સનાતન સત્યની સ્થાયી બને નીતિ? ૫

અજ્ઞાનને આડંબરે હું આત્મા હાર્યો
ભૂલ્યો તે ભૂલ્યો ખૂબ ભૂલ્યો અંત ના એનો!
હું કયાં ગયો છું? કયાં પડયો છું? ભાન પણ એનું
આજે નથી મુજને રહ્યું, કયારે થશે તેનું. ૬

નક્કી નથી સંકલ્પમાં, વિચાર વાણીમાં
પ્રેરે પ્રભૂ પરમાત્મા તો ભાન આવે આ
નહિંતર ખરાબે નાવ મારૂં જ્યાં ચઢ્યું છે ત્યાં
તૂટી જશે–ડૂબી જશે નૌકા જીવનની ત્યાં ! ૭

ચારે દિશાએ પ્રેમનો સંદેશ પ્રેરાતો
સત્યને સદ્‌ભાવનો આદર્શ દેખાતો
નિઃસર્ગમાંથી નીતરી રહી કાર્યની નીતિ
તોયે ન દીઠું સાંભળ્યું, ટાળી નહિ ભીતિ ! ૮

મનને મલિન કરી કરી એ પ્રશ્નને છોડયો
સદ્‌ભાવને સ્થાને સદા ધિક્કાર વર્ષાવ્યો
ઇર્ષ્યા અને કંઇ દ્વેષથી દર્દી કર્યું દીલને
નિઃસર્ગને તે ના નમ્યું તેથી રડે છે એ ! ૯



# [ ૩૧ ]

## એક પ્રસંગ

" નિરાંતે નાથ! ઊંઘો હું, તમારા પ્રેમની પ્યાસી
સતત સેવા કરી રહી છું, છતાંયે કેમ ઉદાસી? ૧

હજૂયે કેમ અકળાતા? નિસાસા નાંખતા શાને?
જરા તો આંખ મીંચી લ્યો, તમારાં દર્દ ભૂલવાને! ૨

પ્રબળ છે પ્રેમનાં બન્ધન, સબળ છે સ્નેહની શક્તિ
બની રહી બ્હાવરી તોયે, રહો દુઃખી તમે શાને? ૩

નિરાંતે નાથ! ઊંઘો હું, સજી તમને નહિ જાઉં
અહીંયાં આપની પાસે રહું બેસીને ઝાવું! ૪

કહો તો પ્રેમથી ચૂમું, કહો તો ગાન હું ગાઉં
કહો તો અંકમાં લઈને, મૃદુ કર ફેરવું મારો! ૫

નિરાંતે નાથ! ઊંઘો હું, હવે તો હું તમારી છું
તમારા પ્રેમની દેવી અને દાસી તમારી છું! ૬

પ્રકટ થઈ પ્રેમની જ્યોતિ, ધવાયાં પ્રેમી બે હૈડાં
રહી સાથે રમણુ કરશે, થયેલા ઘા રૂઝવવાને! ૭

તમારી હું અને સેવા તમારી હું કરૂં તોયે
તમારૂં દર્દ ના ઓછું થશે તો પ્રેમ આ શાને? ૮

નિસાસા હોય ત્યાં જો ના, વહે આનંદની ધારા
નિરાશા હોય ત્યાં જો ના, જનમતી વેગભર આશા. ૯

રડેલાંને હસાવે નહિ, મરેલાંને જીવાડે નહિ
તૂટેલાંને ન જે જોડે, પછી એ પ્રેમ તે શાને? ૧૦

ઉકળતું આપનું હૈયું, ન મારો પ્રેમ જો ઠારે
સળગતા સ્નેહનાં સ્પન્દન, નસેનસમાં ન જો હાલે. ૧૧

જીવન જો ના બની રે' એક બીજાનું અમીમય તો
પ્રદર્શન પ્રેમનાં શાનાં? કરારો પ્રેમના શાને? ૧૨

નિરાંતે નાથ! ઊંઘો હું, શિતળ વાયુ રહી ઢોળી
તમારા ગાલ ચૂમ્યા મેં, ભરી મેં પ્રેમની ઝોળી! ૧૩

તમોને પ્રેમનાં આલિંગનો લઈ અંકમાં લીધા
અટલ વિશ્વાસ હૈયે રાખશો ને ઊંઘશો વ્હાલા! ૧૪

નિડર છું નાથ! જ્યાં માથે તમારા પ્રેમની છાયા!
જીવન-ભાવિ બધું તમને હવે સોંપ્યું પછી ભય શા? ૧૫

થવાનું જે હતું તે થઈ ચૂક્યું ત્યાં પ્રશ્ન શા કરવા?
જવાનું જ્યાં હતું જે દીસ, ગયું ત્યાં કાયદા શાના? ૧૬

પ્રકટતા પ્રેમના અવરોધ કરવાથી અટકતા ના
વહેતાં વ્હેણ વારિનાં, સદાયે સાગરે મળતાં! ૧૭

નિરાંતે નાથ! ઊંઘો હું, હવે જુદાં નહિ પડશું
તમારા સુખમાં મારૂં બધુંયે સુખ જનમવાનું! ૧૮



## [ ૩૨ ]

## ક્યાં છે?

પ્રભૂતા પ્રેમની પ્રારબ્ધમાં, પૂરનાર, તે ક્યાં છે?
સ્વયંભૂ સત્યની સિદ્ધિ સમી, સંવેદના ક્યાં છે? ૧
જગાડી જિન્દગી આખી, વધાવ્યાં સ્નેહભર હૈયાં
ઉઘાડયો આત્મા પોષ્યો, સુધા એ સ્નેહની ક્યાં છે? ૨
હતું જ્યાં ઘોર અંધારૂં, અને ના રાહ દેખાતા
ચમકતી વિજળી થઈને, રહી દોરી, હવે ક્યાં છે? ૩
દબાયું'તું ઘણા બોજે, બિચારૂં એકલું હૈયું
ઉપાડયા ભારને હળવું કીધું, કરનાર, તે ક્યાં છે? ૪
ધબકતી નાડીઓ જ્યારે, પડી'તી મંદ ને ગતિઓ
બની રહી સ્થિર, ત્યાં આવેશ પૂર્યા, હાલ તે ક્યાં છે? ૫
ઘણાં દર્દો વધ્યાં વેગે, અને ન્હોતી દવા ક્યાંહી
ચિકિત્સક જે થઈ આવી, સમાવ્યાં દર્દ, તે ક્યાં છે? ૬
કવિતા કાવ્યનાં ઝરણાં, સૂકાઈને છૂપાયાં'તાં
ફરી વ્હેતાં કર્યાં જેણે, દુલારી દીલની ક્યાં છે? ૭
ગવાતાં ગાન રોકાયાં અને નૃત્યોયે વિરામ્યાં
ફરીથી ખૂબ રેલાવ્યાં, ભલા! દીલદાર, તે ક્યાં છે? ૮
નિસાસા નાંખીને રડતો, દિલાસો દઈને જીવાડયો
અમર મુજ આત્મા કીધો, મહા અમૃત, તે ક્યાં છે? ૯
સમાધિ સ્નેહની લાગી અને ભ્રમણા બધી ભાગી
ધર્યું જ્યાં ધ્યાન ત્યાં દર્શન દીધાં દેવી થઈ, ક્યાં છે? ૧૦
પ્રભૂને પૂજતાં જેની પૂજા પળવારમાં થઈ ગઈ
પ્રતિમા પ્રેમની હૈયે સ્થપાઈ, હાલ તે ક્યાં છે? ૧૧
નિરાશા ઘેરતી રહી'તી અને જીવન નિરસ લાગ્યું
વહાવી પ્રેમરસધારા, ખીલાવ્યો હાલ, તે ક્યાં છે? ૧૨
જીવનમાં જિન્દગી જેણે નવી રેડી અને સ્થાપ્યો,
હૃદયમંદિર તણો સ્વામી, સ્વીકાર્યો નાથ, તે ક્યાં છે? ૧૩
"જીવીશું ત્યાં સુધી સાથે રહીને નાથ! જીવીશું.
પછી જૂદું થવાનું ક્યાં?" કહેતી, હાલ તે ક્યાં છે? ૧૪

# ( ૩૩ )

## મૂંઝવણુ

તુજને ત્યજી હું જાઉં ક્યાં? આરામનું છે સ્થાન ક્યાં?
પ્રિયજન ગણી તુજને ચહું, તું ન્હા મને તરછોડ વા,
તું સાથ દે, વા રચ દગો, શિર કાપ વા સંભાળ વા
તું તાર કે ડૂબાડ, એની દાદ કે ફરીયાદ ક્યાં? ૧

"તારા સ્મરણમાં જિન્દગી મારી બધી આ વહી જશે,"
સંકલ્પ સાચા જાગતા, એવા હવે મારે હદે;
પળવાર પણ અળગા થવાનું પ્રિયજન! મુશ્કીલ બન્યું,
તુજને ત્યજી હું જાઉં ક્યાં? હું શું કરૂં? હું શું બનું? ૨

કોને ખબર આ પ્રેમ આવો, એકદમ ક્યાંથી વળ્યો?
સ્થિરચિત્ત મહિં સંકલ્પ આવા, મોહના ક્યાંથી થયા?
મનને બહુ વાર્યું પ્રિયે! વિચાર બહુ યે મેં કર્યા;
તોયે અરેરે! પ્રેમનાં ઝરણો તો ઉભરાતાં રહ્યાં! ૩

દીલ તો કહે છે" દર્દી બનવાનો અખતરો આદર્યો;
જીવન તણું સાચું જીવન ગુમાવવા મથતો રહ્યો,
મૃગજળ સમી આ દોડમાં, હારી જશો, દુઃખ પામશો,
તોયે સબળ આકર્ષણે, વિચાર એ લુલો થયો. ૪

દિનરાત તારી ઝંખનામાં, પ્રેમ મોહ તણો નિશો,
ઉન્મત્ત બનાવે આર્દ્રહૈયું, નામ તારૂં ઝંખતો,
જ્યાં જાઉં ત્યાં તારી છબી, દૃષ્ટિ સમક્ષ જ તરવરે,
ક્યાં? કેમ હું આરામ પામું, પ્રિયત્તમ! તારા વિના? ૫

રે! આંસુડાં છે આંખમાં, છે વેદના હૈયે ભરી,
ને વાણી તો મારી બની, કરૂણા ભરેલી પ્રાર્થના,
બેહાલને બિમાર ચિત્તે, હું હવે ભટકાઉં છું,
કઈ શાન્તિ પામું તુજ સમીપે, શું વધારે વર્ણવું? ૬

તુજને કદર છે પ્રેમની, તું ચ્હાય છે કે ચ્હાય ના ?
એની ખબર મુજને નથી, તોયે યે મન અચકાય ના,
તારી સમીપે આવવા, તારા હૃદયને ઝંખવા,
તુજ હૃદયને રીઝાવવા, તુજ પ્રેમબળને પામવા. ૭

તું ગમે તે હોય સાચી, સ્નેહી જૂઠી કે ક્રૂરા;
પ્રેમાર્દ્ર કે પ્રેમાડંબર ધરનાર કો કુશળ રમા,
એ પ્રશ્ન કરવાના નથી, વિચાર ધરવાના નથી,
તું થઇ રહે મારી સદા, બસ, એ જ કેવળ ભાવના ! ૮



## ( ૩૪ )

## છેલ્લી થાપ

અરેરે ! શોધતો'તો શું ? અને આવી મળ્યું ત્યાં શું ?
જવાનું ક્યાં હતું મારે, અને પહોંચ્યો જઇ ક્યાં હું ? ૧

ઊંડાણે આત્મા ગરજ્યો, અને હૈયે ચઢી હેલી,
છતાં એ ગર્જના–હેલી, સમાઈ ગઈ, બન્યું એ શું ? ૨

હતું હૈયું બિચારૂં, પ્રેમભર મૃદુ અને મીઠું,
વિકલ આજે બની રડતું, હસ્યું એ શું ? રડ્યું એ શું ? ૩

ઊંઘ્યો'તો ત્યાં જગાડ્યો ક્યાં ? જગાડીને ઊંઘાડ્યો ક્યાં ?
રમાડી માર ક્યાં માર્યો ? હસાવીને રડાવ્યો ક્યાં ? ૪

નહોતું તે મને આપી, હતું તે ખુંચવી લીધું;
અને એ પ્રેમની ભેટો મહીંયે ઝેર કાં દીધું ? ૫

નહોતું માનવા જેવું, મનાવી બ્હાવરો કીધો,
બતાવ્યું કંઇ, બનાવ્યું કંઇ, દગો દીલદાર તેં દીધો ! ૬

હતો હું ત્યાં ન તું આવી, મને ત્યાં ઉલટો ખેંચ્યો.
કહ્યું "દઉં પ્રેમનાં સીંચન" મને તેં જીવતો વીંધ્યો

卐

## ( ૩૫ )

## ભ્રમિત દીલને

ફરી પાછો પડયો ભૂલો, મુસાફર! રાહ જોતો જા,
જવાનું જ્યાં નથી તારે, રખે દોરાઈ જાતો ના! ૧

ઘણાં આકર્ષણો ઊંડાં, તિમિર પડદે છૂપાયાં છે,
વિનાશક છે બાજીનો, અલ્યા! શિકાર બનતો ના! ૨

" કદી ભાવિ ન ભુલાવે, કદી લલચાય ના આશા "
બધા નિર્ણય નકામા શું, થયા આવા, ભલા! તારા? ૩

અટૂલો એકલો આજે રહ્યો છે, મૂર્ખ! ક્યાં દોડી?
ન પ્રેરે કોઇ, પ્રેરે કોઈ, તોયે કાં રહ્યો દોડી? ૪

અનુભવ યાદ કર ભૂતકાળના, ભાવિ સમજવાને,
છવાયું ઘોર અંધારૂં, જરા તો થોભ બચવાને! ૫

ગતિ છે તીવ્ર પણ જ્યારે, મતિ તારી મલિન થઇ છે,
ખરો એ રાહ નહિ જુવે, ફજેતી આખરે રહી છે! ૬

વૃથા શીદ હાંફતો દોડે? વિપથગામી બને શાને?
મળી શી ખાતરી તુજને, તને છે ઇષ્ટ મળવાને? ૭

હજારો આમ દોડયા'તા, જરા ના કોઇ થોભ્યા'તા,
ફર્યા પાછા ન કોઇ ઇષ્ટ પામી તાલ જોયા'તા! ૮

" અમારૂં ઇષ્ટ આગળ છે અને પાછળ ભરૂં પગલાં. "
કહી એવું ઘણા દોડયા, છતાં આખર ફસાયા'તા! ૯

નથી જ્યાં સ્પષ્ટ રેખા કે નથી જ્યાં તેજનાં કિરણો,
નથી જ્યાં કાર્ય કે કારણ હજૂ નક્કી છતાં ચરણો! ૧૦

અલ્યા! અવળી દિશામાં જાય છે, પળવાર થોભી જા!
જવા દે રાત થવા દે પ્રાતઃ પછી તું દોડ દોડી જા! ૧૧

જીવનના સર્વ આદર્શો, થવાના આમ તો નિષ્ફળ
સફળ કરવા, સમજવા રાહને, ધસતું, સમજતો જા! ૧૨

( ૩૬ )

# નીચલા થરનાં માનવી

નીચલા થરનાં માનવી તે ઉપર ક્યાંથી આવે ?
સજ્જનનો તે સંગ કરે નહિ, દુર્જન મનથી ભાવે...નીચલા૦ ૧

સૂર્ય પ્રકાશે બને બ્હાવરાં, જોઈ નિશા ખૂશ થાયે
પ્રેમભાવ કે ખુશામતના, ભેદ ન ભેદી જાણે...નીચલા૦ ૨

સાચી વાતો મિથ્યા માને, મિથ્યા સાચી જાણે
નિષ્કંટક જે રાહ રહ્યા તે, ગતિ અવળી લઇ છાંડે...નીચલા૦ ૩

સત્ય પદારથ કદી ન સ્વીકારે, ભ્રમણામાં ભટકાયે
અમૃત પીવા હાથ મળે તો, વિષમય માની ત્યાગે...નીચલા૦ ૪

મન તનમાં પામરતા ભરતાં, પામરતાને પૂજે
જીવનના રસકસ સૂકવી દે, જગત્ વેગથી ધ્રૂજે...નીચલા૦ ૫

ઝગમગતી જ્યોતિને જોઇ, આંખો મીંચી દોડે
પ્રકટ રહે ના પ્રેમપ્રદેશે, રસમય હૃદયો તોડે...નીચલા૦ ૬

મૌન રહે મીઠી વાતો પર, ક્ષણિક શબ્દ પર રીઝે
જગત્ તણી કૂચ જોઈ શકે નહિ, મનમાં મનથી ખીજે...નીચલા૦ ૭

આંખ ઉઘાડી તોયે ન દેખે, દેખી દેખી ભૂલે
જીવનતણો જે જીવન્ત આત્મા, એને આખર ડૂલે...નીચલા૦ ૮

卐

[ ૩૭ ]

# મનોવ્યથા

આંસુ નથી આંખો મહિં, તોયે રડું છું હું
દીલની વ્યથા દીલમાં શમે, તેથી મરૂં છું હું—આંસુ૦ ૧
વાણી ગઈ મૂંઝાઈ, મૂંઝાઈ ભાવનાઓ
દીલ દર્દ વ્યક્તઃ કરવા, શક્તિ નહિ રહી કો—આંસુ૦ ૨
શું દર્દ તે ન જાણું, જાણું ન શેં મૂંઝાઉં?
દીલ દર્દ કેમ જાગ્યાં? તોફાન કાં મચાવ્યું?—આંસુ૦ ૩
આવ્યું નથી નવું કંઈ, ખોયું નથી પુરાણું
શોધ્યું નથી, મળે ના, એવું છતાં થયુ શું?—આંસુ૦ ૪
હૈયું નથી વિદાર્યું, દીલ કોઈનું ન બાળ્યું
ના પ્રેમ-પાપ વ્હોર્યા, તોયે બની ગયું શું?—આંસુ૦ ૫
આંખો બધી ઉઘાડી, દુનિયા રહ્યો વિચારી
તોયે રહ્યો હું માની, એ ગડમથલ નકામી—આંસુ૦ ૬
સહુ સત્યને સ્વીકાર્યાં, અસત્ય છેક ખાળ્યાં
બનતું બધું જીવનથી, પાળ્યું છતાં થયું શું?—આંસુ૦ ૭
જ્યાં ત્યાં નથી જતો હું, અલિપ્ત એકલો રહું
માયા સંબંધ માટે, ગાંડો નથી છતાં શું?—આંસુ૦ ૮
રડતું રહ્યું છે હૈયું, નિઃશ્વાસ નાંખતું એ
જીવન અકારૂં લાગે, આવું બની ગયું શું?—આંસુ૦ ૯
નથી મિત્ર કોઈ મારૂં, નથી દુશ્મનો બનાવ્યા
નથી તાર કોઈ દીલના, તોડ્યા છતાં થયું શું?—આંસુ૦ ૧૦
મન તન ક્ષિણ થાયે, મુજ આત્મા વિંધાયે
કારણ વિના બન્યો હું, શેં બ્હાવરો કરૂં શું?—આંસુ૦ ૧૧
ક્યાં જાઉં? હું કરૂં શું? આરામ ક્યાં હું પામું?
દીલને દિલાસો દેનાર, શોધ્યે મળી શકે શું?—આંસુ૦ ૧૨
દુનિયા ન દર્દ માને, પછી દર્દ તે હરે શેં?
પરમાત્મ નાથ! થાક્યો, ઉદ્ધાર, હું મરૂં છું?—આંસુ૦ ૧૩

## ( ૩૮ )

# વિસ્મૃતિ

હું શું કરૂં? શું ન કરૂં? ન એનું
સંવેદનામાં સ્મૃતિમાં રહ્યું ના
આવ્યું હતું શું? ને જતું રહ્યું શું?
રે! ભાન એનું કશુંયે રહ્યું ના! ૧

હું કોણ? તે કોણ? ક્યારે મળ્યાં'તાં?
કે પ્રેમ સંવેદનામાં ડૂબ્યાં'તાં!
એણે કહ્યું શું? કે મેં સાંભળ્યું શું?
રે! ભાન એનું, કશુંયે રહ્યું ના! ૨

આંખો મળી'તી કે હૈયું મળ્યું'તું?
ઝાંખી થઇ'તી કે સ્વપ્નું ફળ્યું'તું?
દેવી હતી કે ક્રૂર રાક્ષસી તે?
એ તે હતો પ્રેમ કે કલ્પનાઓ? ૩

સંબંધમાં સ્નેહ સ્ફૂરતો હતો કે?
માયા તણાં બન્ધનોમાં જતો તો?
આદર્શ અવતાર જન્મી રહ્યો'તો,
કે ડૂબી રહ્યો? ભાન એનું રહ્યું ના! ૪

મેં શું કહ્યું? પ્રેમસંબંધ માની,
મેં શું ગણ્યું? સ્નેહસંબંધ સાંધી,
ઉત્પન કરી પ્રેમની જ્યોત-આંધી?
આજે અરે! ભાન એનું રહ્યું ના! ૫

વાણી મધુરી અધુરી રહી ગઇ
સંવેદનામાં સ્ફૂરણા રહી ગઇ
દષ્ટિ તણાં દશ્ય સમાઇ ચૂક્યાં
આંખો બિચારી રડીને રડી રહી! ૬

જાગ્યું હતું શું ? ને ઊંઘી પડયું શું ?
સાંધ્યું હતું શું ? ને છૂટી પડયું શું ?
કાલે હતું ? આજ ઉડી ગયું શું ?
શું શું મળ્યું ? શું શું જતું રહ્યું'તું ? ૭

કાલે હતો દેવ તે દૈત્ય આજે
દેવી તણી દષ્ટિમાં કાં જણાયો ?
કાલે હતો પ્રેમનો પ્રેમી સાચો,
પ્રેમી મટી કેમ દુશ્મન મનાયો ? ૮

આજે નથી સ્નેહ સત્કાર એના
આજે નથી પ્રાણ પથરાઈ રહેતા
આજે નથી આંખ હસતી જણાતી
બદલાઇ ગઇ કેમ પ્રણયો પ્રહારી ? ૯

એણે સ્વીકાર્યું તે આપી ચૂકયો હું
એણે મનાવ્યું તે માની ચૂકયો હું
એણે કહ્યું તેમ કરી છૂટયો હું
તોયે પ્રિયે ! કેમ ધૂત્કારતી થઈ ? ૧૦

જયારે મળ્યાં ભેદબુદ્ધિ જરાયે,
કે કોઇ શંકા અવિશ્વાસ ત્યારે,
ન્હોતાં વચન પ્રેમ સંવેદનામાં
આવ્યાં અરે ! કેમ આવી દશાયે ? ૧૧

જૂઠાં ઠરી આમ જુદાં થવાનું
કર્મે લખ્યું કિસ્મતે શું ઘડેલું ?
ઉભયના રહ્યા રાહ જૂદા હવે જો,
જીવતું રહ્યું શું ? કે મરતું રહ્યું શું ? ૧૨

卐

# [ ૩૯ ]

## બેકદરને !

રડી જ્યારે રહી'તી તું, રડયો હું આંસુડાં પાડી;
રડી આજે રહ્યો છું હું, તને દરકાર ના તેની ! ૧

નિસાસા નાંખતી ત્યારે, દિલાસા મેં તને દીધા;
નિસાસા હું રહ્યો નાંખી, તને તેની ન રહી ગણુના ! ૨

હતું દર્દી બનેલું દીલ, તારૂં બ્હાવરૂં ગાંડુ;
પ્રયત્નો મેં કર્યા એને, નિરંતર શાન્ત કરવાને. ૩

બન્યો હું બ્હાવરો આજે, હણાયાં ઓજસો મારાં;
છતાં એને જરાયે શાન્ત કરવાના પ્રયત્નો ક્યાં ? ૪

જીવન અટવાઈ રે' મારૂં, ખીલે કે જાય છો હારી;
જરાયે ના વસી હૈયે, દયા તારે, ન દેખાડી ! ૫

ખરેખર ખૂબ જામ્યું'તું, જીવનમાં ઘોર અંધારૂં;
અને અટવાઇ રહી'તી તું, ભૂલી'તી રાહ તારા તું. ૬

પ્રયત્નો મેં કર્યા બનતા, પ્રકાશો પાથરી-પ્રેરી;
જણાયો રાહ સાચો ને, દિશાઓ સૂઝવા લાગી. ૭

હણાયા અંધકારોને, ચમકવા જ્યોત્સ્ના લાગી;
ઉઘડતી આંખને નિશા, ગયા ભ્રમણા તણા ભાગી. ૮

જીવન જન્મ્યું નવું તારૂં, અને આશા ભર્યું લાગ્યું;
અને તન મન તણા, તારો મહીં સંગીત પણ જામ્યું. ૯

મધુરાં ગાન ગાતી રહી, ગયેલું ભાન પણ આવ્યું;
ડૂબેલી ઉપરે આવી, જીવન તેં તારૂં સંભાળ્યું. ૧૦

છતાં આજે રહ્યો છું હું, ડૂબી ભ્રમણા મહિં ભટકું
બન્યો છું બ્હાવરો, જાણું નહિ કે ક્યાં જઇ અટકું ? ૧૧

ચૂક્યો છું રાહ મારા હું, અને વ્યાપ્યું છે અંધારૂં
જવું છે ક્યાં? જતો હું ક્યાં? કશું સમજી શકું ના હું! ૧૨

અરેરે! એ પળે પણ તું, મને ના દોરવા આવે
અરેરે! એ પળે પણ તું, ખબર ના કાઢવા આવે. ૧૩

અરેરે! એ પળે પણ જો, મને તું દે ન દિલાસા
પ્રિયત્તમ પ્રેમનાં બન્ધન, સંબંધો સ્નેહના શાના? ૧૪

સડેલી જિંદગીમાં જે પળે દુર્ગંધ જામી'તી
અને વાતાવરણ એવું, તને હરદમ રહ્યું ઘેરી. ૧૫

હતો ના ભેદ જ્યાં સારા નઠારાનો છતાં આજે
કહે તું "જો કરૂં દરકાર તો મુજ આબરૂ લાજે" ૧૬

ભલા! નિર્દોષ પ્રીતિમાં, જગતને પાપ કો ભાસે
ખરૂં ખોટું ન સમજે તે ભલેને કાંઇપણ બોલે. ૧૭

અરેરે! સ્વાર્થ વિનાના, સંબંધો શુદ્ધ પ્રીતિના
જીવનનાં તે સમર્પણ છે, અને છે રાહ નીતિના. ૧૮

પ્રભુતા પ્રેમની આવા, વિરલ પગલે સમાઇ છે
છતાં આજે તને દુનિયાતણો ભય એ નવાઈ છે! ૧૯

ભલા! નિર્દોષ પ્રીતિ ત્યાં, તને પણ લાગતી ભીતિ!
મને સમજાય ના આજે, ભૂલ્યો હું કે ભૂલી તું ગઇ? ૨૦

કરે જે સ્નેહમાં શંકા, ધરે દુનિયા તણો ડર જ્યાં,
જીવનનો મર્મ ના જાણે, ન જાણે રાહ પ્રીતિના. ૨૧

સંબંધો બેકદર આવા, પ્રપંચો માત્ર ઠગવાના,
ઊંડાણે આત્મજીવન પર, નિરંતર મેલ ભરવાના. ૨૨

જીવનમાં સત્યની જ્યોતિ, ચમકતી હોય ત્યાં સુધી
અને નીતિ તણાં ઝરણાં, વહેતાં હોય ત્યાં સુધી. ૨૩

પ્રકટતો પ્રેમ સાચો રે', અને બળ ધર્મનું પામે
જીવન તે દીપતું સાચું, સતત નિર્ભય થઇને રે' ૨૪

નિરંતર રાહ જોતો હું, હવે તો આખરે થાકયો,
અને એ સત્ય સમજાયું, ખરેખર હું ઠગાયો'તો! ૨૫

ગણ્યું,'તું પ્રિયજન જેને, અને રાખી ઘણી મમતા,
સમર્પણ શુદ્ધ પ્રીતિનાં કર્યાં, દરકાર એને ના. ૨૬

સ્મરણ એને નથી મારૂં, નથી આકર્ષણો એને
દયા દીલે ન દેખાતી, ન મારો મોહ છે એને. ૨૭

ન મારો સ્નેહ સત્કારે, જીવન મારૂં ન સંભાળે,
દિલાસા દઇ શકે છે ના, ન મીઠી વાત કરી જાણે. ૨૮

દીલે આશા હતી કે તે જરૂર આવી મને મળશે,
પ્રિયજન પ્રેમ નહિ ભૂલે અને યાદી ન વિસરશે. ૨૯

પરંતૂ આ બધી આશા, નિરાશામાં છે પલટાઇ
મળી તે ના મળી આખર, અને ચાલી ગઇ પાછી. ૩૦

કરે ના યાદ કે હું કેટલું એને રહ્યો ચહાતો ?
કરે ના યાદ કે મેં કેટલી પ્રીતિ ધરી રાખી ? ૩૧

વધારી પ્રેમભર મમતા, બન્યા તે ભોગ આપ્યા મેં;
છતાં એ સર્વનો પડઘો, ખરો પાડી શકી નહિ [illegible]. ૩૨

કરે ના યાદ કે હું આવતો એની કને હરદમ;
નિરંતર જ્ઞાનસુધા પાઇ, મેં પ્રેર્યાં જીવન દરરોજ! ૩૩

સતત ઉત્સુક હૈયું આ, રહ્યું એને જ મળવાને;
અને આંખોએ ખેંચાતી, પ્રિયજન મુખ જોવાને! ૩૪

જરાયે એ પળે રાખી નહિ દરકાર દુનિયાની:
અને ગાંડો બનેલો હું સદા રાખી રહ્યો યારી! ૩૫

બની અઇ'તી કદી દર્દી, સૂણ્યું કે દોડતો આવે;
કરૂં કંઈ સુશ્રુષા, આરામ પામે, ભાવના રાખી. ૩૬

સ્મરણમાં તું, વિચારો પણ નિરંતર થઇ રહ્યા તારા;
વિચારોના બધા વેગો સમા, આચાર પણ મારા. ૩૭

સંબંધી સ્નેહી મિત્રોમાં પ્રશંસા મેં કરી તારી;
ગુણો તારા પ્રકાશ્યા મેં, પ્રતિમા પૂજતાં તારી. ૩૮

કદી ના દોષ દેખ્યા મેં, કદી ના દોષ પણ શોધ્યા;
ઉઘાડી ઉજળી બાજુ, છૂપાવી ત્રુટિઓ તારી. ૩૯

કશો મેં સ્વાર્થ ના શોધ્યો, કશી ના ઉણપો રાખી;
બને તું કેમ કરી સુખી ? નિરંતર ભાવના પોષી. ૪૦

બધું આવું કર્યું જે કંઇ, થયું તે હું કરી ચૂકયો,
પરમ નિઃસ્વાર્થ પ્રીતિનો, અરે ! આદર્શ ના ચૂકયો. ૪૧

રગે રગમાં રહી વ્યાપી, ખુમારી શુદ્ધ પ્રીતિની
અને ચમકી રહી જ્યોતિ જીવનમાં શુદ્ધ નીતિની. ૪૨

છતાં ના યાદી તેં રાખી, ધરી દરકાર ના હૈયે,
બની ગઇ વ્હાલરી નિષ્ઠુર, તમન્ના તેં ત્યજી હૈયે ! ૪૩

તને જે ઠીક લાગ્યું, તેં કર્યું, ફરીયાદ રહી શાની ?
છતાં એ સત્ય શીખ્યો કે, જગતના પ્રેમ છે ફાની ! ૪૪



(૪૦

# હાર્દિક પ્રાર્થના

ગુન્હાઓ માફ કર મારા, પ્રભૂ! પાપો સમાવી દે,
મીંચાતી આંખ ઉઘાડી, ખરી જ્યોતિ બતાવી દે! ૧

ભૂલ્યો છું રાહ હું મારો અને ભ્રમણા મહીં ભમતો,
ફરી ભૂલો પડું નહિ એટલી શકિત જમાવી દે! ૨

રડી રે' આંખને હૈયું, ઊંડાણે આત્મા સળગે
પ્રભૂ! એ ત્રાસના તાપો તણા શ્રાપો સમાવી દે! ૩

ખરૂં ખોટું ન હું સમજ્યો, વધાર્યા લાખ ઝઘડા મેં,
અરેરે! પ્રેમ કે સત્યો તણી સુધા ન ચાખી મેં! ૪

જીવન બળવાન્ તોયે આજ, એ પામર બની ચૂકયું
ગુમાવ્યું જ્ઞાનનું ગૌરવ અને ઓજસ્ વહી ચૂકયું. ૫

હતો હું જે નથી આજે રહ્યો હાનિ શી ઓછી છે?
નવું ના દે ભલે પણ તું પ્રભૂ! જૂનું બચાવી લે! ૬

ડૂબે ના નાવ આ મારૂં, ફજેતી થાય ના એની
સુકાની તું થઇ મારો, પિતા! તું પાર પાડી દે! ૭

અટલ વિશ્વાસ રે' તારો, સતત સ્મરણો રહે હૈયે
કરૂં જે કંઈ પ્રભૂ સઘળું, સમર્પણ તુજ ચરણકમળે! ૮

જીવનમાં ના ફરી જન્મો, કદીયે પાપની બુદ્ધિ
જીવન જન્મો, ફરી જન્મો, ધરી રહી આત્મની શુદ્ધિ! ૯

## (૪૧)

## છેલ્લી સજા

ભલે ! તું રાહ જોતી રે', હવે પાસે નહિ આવું
ભલે ! દિવસો ગણી તું લે, છતાં પાસે નહિ આવું ! ૧

ભલેને રાહ જોતી તું, રડે, હૈયું નહિ હાલે
રડે, નિઃશ્વાસ નાંખે કે મરે, તોયે નહિ આવું ! ૨

બની બિમાર તું શય્યા મહીં, આળોટતી છો રે'
ભલે ! સદેશ કૂહાવે કે "મળો" પણ હું નહિ આવું ! ૩

નિરાશાથી તું ઘેરાતી, દુઃખે દર્દે રડી પડતી
જીવનજ્યોતિ હણાતી રહી, છતાં હું ત્યાં નહિ આવું ! ૪

હજૂ ઉત્સુક છે નયનો, પ્રિયત્તમ પ્રેમીને જોવા
ભલે ! નિસ્તેજ આંસુથી નીતરતાં રે', નહિ આવું ! ૫

પુછે છે તું સ્વજનને કે " નમેરા નાથ ના આવ્યા ? "
હૃદય તૂટી ગયું છે, તું મરે છે, પણ નહિ આવું ! ૬

વહી જાતા જીવનમાં એટલી ઇચ્છા તને રહી છે
મળું હું, ને મરે તું શાન્તિથી, પણ હું નહિ આવું ! ૭

હતું મારૂં હૃદય કોમળ, ઘણું પ્રેમી, ઘણું સાચું
છતાં આજે બન્યું નિષ્ઠુર, તૂટે તોયે નહિ આવું ! ૮

પથારીમાં પડી છે તું, અને છે ઝંખના મારી
ચપળ નયનો ચમકતાં છે, રહી યાદી તને મારી ! ૯

પળેપળ આંખ ઉઘાડી, પળેપળ મારતી ફાંફાં,
પ્રિયત્તમ પાસ આવ્યા, કે નથી આવ્યા, તપાસી રહી ! ૧૦

છતાં આશા નિરાશામાં, પરિણમશે, નહિ મળશે
જીવન દીપક બુઝાશે ને બધાં મન્થન વૃથા ઠરશે ! ૧૧

રડે તો ખૂબ રોતી જા, સ્મરે તો યાદ કરતી જા !
તપે તો ખૂબ તપતી જા, મૂંઝાતી જા—બુઝાતી જા ! ૧૨

પડી છે તો પડેલી રે', ડૂબી છે તો ડૂબેલી રે'
એકલી તો એકલી રે', પ્રિયત્તમ પ્રેમી વિના તું રે'! ૧૩

તૂટયા છે તાર હૈયાના, છૂટયા છે શ્વાસ સંધ્યાના
કરી રહી કૂચ આગળ તું, જવાની હોય ત્યાં તું જા! ૧૪

ગમે તેવી હવે તારી, સ્થિતિ થઇ રે' નહિ આવું
પીગળશે ના હવે પત્થર સમું હૈયું બન્યું મારૂં! ૧૫

નહિ આંસુ વહાવું હું, નહિ રોઉં, નહિ જોઉં
નહિ યાદી જરા રાખું, નહિ બેહાલ હું થાઉં! ૧૬

જીવનમાં આપણે જાણે, કદીયે કોઇ દિન ન્હોતાં
મળ્યાં – ભેગાં થયાં – ચ્હાતાં હતાં – સ્મરણો બધાં ભૂલું! ૧૭

કદી ચિંતા ન તું કરતી, હવે મારૂં થવાનું શું?
જુદાં આગળ પડયાં'તાં, ત્યારથી એ પ્રશ્ન જ્યાં ન્હોતો! ૧૮

ભૂલ્યો છું તો હવે કાયમ સ્મરણ એ સ્નેહનું છૂટયું
છૂટી તું ને છૂટયો પણ હું, બન્યું નિર્મિત શ્રી હરિનું! ૧૯



## (૪૨)

## પ્રશ્નો

પાસે આવી પ્રિયજન બનું, પ્રેમ સ્વીકારશો કે?
સાથે આવી સેવા આપું, સ્નેહ સ્વીકારશો કે? ૧

આંખોમાંથી આંસુ લૂછું, દીલથી દીલ ચાંપું
હૈયે રાખું હરદમ સ્મૃતિ, યાદ કરશો મને કે? ૨

જ્યાં આવો ત્યાં ઝંખુ તમને, દીલ સ્વીકારશો કે?
જ્યાં બેસો ત્યાં પૂજું પગલાં, પૂણ્ય પ્રસરાવશો કે? ૩

જ્યાં જાગો ત્યાં બનું જ્યોત્સ્ના, ઉર હરખાવશો કે?
પાસે આવી પાયે લાગું નાથ! ચ્હાશો મને કે? ૪



(૪૩

# પરિવર્ત્તન

આજે છે જે મીઠી આશા, કાલની તે નિરાશા
આજે છે જે તારૂં સ્નેહી, કાલ દુશ્મન થવાને. ૧
આજે આવી પાસે ઊભું, કાલ તે દૂર થાશે
આજે જોયું, આજે જાણ્યું, કાલ ભૂલી જવાને! ૨
જ્યાં જ્યાં જીવન, ત્યાં ત્યાં મૃત્યુ, મોહ, ત્યાં ત્યાં મૂંઝાવું,
જ્યાં જ્યાં સર્જન, ત્યાં ત્યાં ક્રંદન, પ્રેમ, ત્યાં ત્યાં રીબાવું! ૩
જ્યાં જ્યાં માયા, ત્યાં ત્ય કાયા, કલ્પના, ત્યાં કથાઓ
સ્થિર પદારથ, સત્ય જીવન વિન, દેખવાનો રહ્યો શો? ૪
આવેશે જે આવે તે તો, વેગથી વહી જવાનું
જે બળ, જે પળ જન્મ્યું, જ્યાંથી ત્યાંનું ત્યાં રહી જવાનું. ૫
જે જેનું તે તેનું, તેની એકધારી ગતિ રે'
મિથ્યા શાને માયા રચવી, યોગ્ય અધિકાર વિના? ૬



## (૪૪)
## મારી કસોટી

ઉરનાં ઊંડાણુ, મારે માપવાં રહ્યાં
દીલનાં દબાણુ, મારે ઝીલવાં રહ્યાં—ઉરનાં૦ ૧
અંધારી રાત અને જિન્દગી છે એકલી •
માથે છે ભાર, તોયે જીવવાં રહ્યાં—ઉરનાં૦ ૨
આજનો આવેશ અને કાલની કથાઓ
બંનેને એકરૂપ, કરવાં રહ્યાં—ઉરનાં૦ ૩
જાણ્યું શું ? જોયું શું ? જાણવું રહ્યું શું ?
પ્રશ્નોથી પ્રશ્નો, પ્રકટાવવા રહ્યા—ઉરનાં૦ ૪
સાથીના સાથ નહિ, સ્નેહીમાં સ્નેહ નહિ
સાથીને : સ્નેહી, સંભાળવાં રહ્યાં—ઉરનાં૦ ૫
ચંચળ છે ચિત્ત અને ચમકે તરંગ લાખ
ભ્રમણાનાં પૂરને, શમાવવાં રહ્યાં—ઉરનાં૦ ૬
વાંચું વિચારૂં કંઇ, વાણીનો વેષ કંઈ
વાણી વિચાર, એક કરવાં રહ્યાં—ઉરનાં૦ ૭
વાણીમાં વેગ પણ કાર્યમાં છે શૂન્યતા
વાણીમાં કાર્યને, ઘટાવવાં રહ્યાં—ઉરનાં૦ ૮
વ્હેતી રહી એક ધાર, જીવનના રંગની
જીવનમાં જીવન, સરજાવવાં રહ્યાં—ઉરનાં૦ ૯
અંતરમાં આર્ત્તનાદ, સત્યને સ્વીકારવા
સત્યનાં સ્વરૂપને, શોભાવવાં રહ્યાં—ઉરનાં૦ ૧૦
વ્હેતી રહી એક ધાર, અંતરના નાદની
ઝીલીને જીવન, ઝુકાવવાં રહ્યાં—ઉરનાં૦ ૧૧
ભેદ્યાં ભેદાય નહિ, છેદ્યાં છેદાય નહિ
માયાનાં આવરણો, વિદારવાં રહ્યાં—ઉરનાં૦ ૧૨
શોધ્યાં શોધાય નહિ, ઝંખ્યાં ઝંખાય નહિ
એવાં સૌ સત્ત્વ-તત્ત્વ, પામવાં રહ્યાં—ઉરનાં૦ ૧૩

(૪૫)

## આમંત્રણ

આવ, આવ, આવે તો હૈયું ધબકાવવા
આવ, આવ, આવે તો જીવન જગાડવા—આવ. ૧

ઊભો હું રાહ જોઈ, ઊભો છું એકલો
નયનો આતુર થઇ જાય આ—આવ. ૨

દર્દીને દુઃખનાં જે જામ્યાં છે આવરણો
એને હઠાવવા — સમાવવા —આવ. ૩

રોતી રહી છે આંખ, આંસુ ભરી ભરીને
આંસુ તે લૂછવાને આવ હા—આવ. ૪

પ્રેમનો પ્રવાહ કેમ રોકયો રોકાઈ રે' ?
આવે તો પ્રેમને નભાવવા—આવ. ૫

જીવનની જ્યોત્સ્ના ન નિષ્ઠુર જો થાય તો
દર્દીને દુઃખડાં જણાય કયાં ?—આવ. ૬

પ્રેમનો પ્રકાશ, સ્નેહ સ્વાગત સ્વીકારવા
ઉન્મત્ત-અધીરી કેમ થાય ના ?—આવ. ૭

સાચા સંબંધ, સ્નેહ છોડી શકાય કેમ ?
દીલ જો મળ્યાં તો દીલ રાખવા—આવ. ૮

જીવન અનંત, પ્રેમ અનંત શાશ્વત
એકધાર એના પ્રવાહ જ્યાં—આવ. ૯

હૈયાની હૂંફ કેમ છોડી શકાશે ?
શાને અવરોધ આમ આણવા ?—આવ. ૧૦

આવે તો આવ અને જીવનને જોમ દે
જીવનમાં જીવન સમાવવા—આવ. ૧૧

卐

## (૪૬)
## દુર્ભાગ્ય

આકાશ છે ઊંચે છતાં, નીચાણુ હૈયાનું
ચારે દિશાએ તેજ, પણ, મારે છે અંધારૂં
વ્હેતો રહ્યો વાયુ મીઠો, દે પ્રાણબળ સૌને
તોયે ન પામું, હું મૂંઝાઉં, દુર્ભાગ્ય કેવું છે? ૧

દૃષ્ટિ દબાઇ રહી નીચે, આકાશ ના ભાળે
હરદમ પ્રકાશિત તેજ, ઓજસ્ ઓસર્યાં મારે
હું જ્યાં ઊભો, હું જાઉં જ્યાં, ત્યાં કેમ અંધારૂં?
શું તેજનાં પણ તેજ હરવા આ જીવન મારૂં? ૨

હું જન્મતાં કે જીવતાં, શું દુઃખ જન્માવું?
વ્હેતાં અને વધતાં અરેરે! કેમ રૂંધાવું?
શું શોધતાં ને દોડતાં છે સ્થિર થઇ રહેવું?
આવું જીવન કેવું બન્યું? જેને પડે સ્હેવું! ૩

સ્હેવા મહીંયે સ્નેહની મીઠાશ ના મારે
પ્રકટે ફૂવારા પ્રેમના, દુનિયા તે ધિક્કારે!
સેવા તણા સંકલ્પમાં પણ સ્વાર્થ સ્વીકારી
અવરોધ ઉપજાવી રહી, દુનિયાની બલીહારી! ૪



## (૪૭)

## મૂઢતા

સંભાળવાનું શું હતું, ને મેં શું સંભાળ્યું?
વિચારવાનું શું હતું ને મેં શું વિચાર્યું?
કહેવું હતું, દીલે કંઇ ને શું કહી નાંખ્યું?
જોવું હતું, જીવન જુદું, ત્યાં જોઇ શું રાખ્યું? ૧

પાસે હતાં જે પ્રેમનાં સાથી ન સંભાળ્યાં
જે ના કદી મારાં બન્યાં એવાંને પંપાળ્યાં
દેખાય નહિ ત્યાં દોડતાં, દોડીને શું ભાળ્યું?
લેવું હતું જે લક્ષ્યમાં, છોડ્યું, શું સ્વીકાર્યું? ૨

આશા હતી ઉરે છતાં, આનંદ ના સરજે
આવેશ અંતરના શમે, ત્યાં પ્રાણ ક્યાં ગરજે?
વ્હેતી હતી વાણી મીઠી, મીઠાશને છોડી
કર્કશ બની, આખર શમી ગઇ, ન્યતા જામી. ૩

શું બોલવું કે શું નહિ? તે કંઇ ન સમજાતું
બોલું છતાં ના સાંભળે કોઈ, બન્યું આ શું?
શું કહું! તે શું કહે? વિરોધ કાં જામે?
વાણી ગઇ—મૂઢ થઈ રહ્યો, દર્દો વધ્યાં આજે. ૪

卐

## (૪૮)
## માયાનૃત્ય

પ્રશ્નો હજારો પૂછવાના, એક પ્રત્યુત્તર નહિ,
વિચાર લાખો રાખવાના, એક સંગીન કાર્ય નહિ;
છે ખૂબ દોડાદોડ, લાંબી કૂચ જાણે ચાલતી,
પગલાં પડે, ધરણી ધ્રૂજે, પણ લક્ષ્યસ્થાન જણાય નહિ. ૧

વાણી વહી રહી વેગભર, પણ લાગણી દેખાય નહિ,
ઊંડે ઊંડાણે આત્માને, સ્પર્શનારૂં કોઈ નહિ;
યાદી તણો પોકાર, પણ યાદી નથી–સ્મરણો નથી,
મોટું પ્રદર્શન પ્રેમનું, પણ પ્રેમનું બિન્દુ નથી. ૨

પાસે રહે પણ દીલ એનું, દૂર હરદમ દોડતું,
સાથી છતાં છે શૂન્યતાના, આવરણે હૈયું ભર્યું;
વાતો કરે છે વ્હાલથી, પણ ખ્યાલ એના ખ્વાબ સમ,
આંખો ઉઘાડી રાખતી, તોયે ન દેખે પ્રિયજન. ૩

પૂછે ઘણું, પણ સાંભળે થોડું અને ભૂલી જવું,
કાયમ રહ્યો વ્યવહાર તેનો, માપ શાનું કાઢવું?
બોલે ઘણું પણ બોલવાનો, અર્થ ના સમજી શકું,
જ્યાં પ્રેમમય ઉર્મિ નથી, ત્યાં બોલવામાં શું વળ્યું? ૪

કારણ વિના રોતાં રહે, આંખો મહીં આંસુ ભરે,
હૈયું રડયું નહિ ત્યાં ખરેખર, સત્ય કોણ રડી શકયું?
હૈયું રડયું નહિ ત્યાં ખરેખર, પ્રેમ વ્હેણ વધ્યું જ શું?
હૈયું રડયું નહિ ત્યાં ખરેખર, શુદ્ધ કોણ થઇ શકયું? ૫

દેખાય તે સઘળે સ્થળે, તોયે બધું ખાલી હતું,
તે ત્યાં નથી, તે જ્યાં હતી, ભ્રમણા તણું દર્શન હતું;
દેખાવમાં દેવી સમી, પણ વર્તને રહી રાક્ષસી,
છે દેહ એને, દીલ નથી, ઉર્મિ નથી, આતમ નથી. ૬

ના નૃત્ય જાણે, તાલ જાણે, તોયે મિથ્યા નાચતી,
નાચી રહી તે નચવવા, પણ નૃત્ય ઝીલાતું નથી;
આંખો મહીં આકર્ષણોનો, ખૂબ નિશો છે ચઢયો,
પણ યાદ એ આજે મને, એમાં અમીદર્શન નથી. ૭

નાચી છતાં નાચી શકી ના, નાચતાં થાકી ગઈ,
અટકી પડયાં આકર્ષણો, એ જોઇને નાસી ગઈ;
રહી ગઇ અધુરી યોજના, અટકી પડી આશા બધી,
દેખાય નહિ ત્યાં દોડવા લાગી અને દોડી ગઈ. ૮

સંગીત, મીઠા શબ્દ અમીભર, આત્માની બંસરી,
એ પ્રેમભર આવેશની, સાચી અને સવળી ગતિ;
એ સત્ય સ્થિતિને પ્રતીતિ, જ્ઞાનની ગૌરવ ભરી,
વિશુદ્ધ કો હૈયા મહીં, સંગીતનો જાગે ધ્વનિ. ૯

તોયે કહ્યું એણે "જીવન મુજ, પ્રેમ સંગીતે ભર્યું,
હું લ્હાણુ દઉં તમને અને પ્રેમી હૃદયને રીઝવું;
મુજ આત્માના તાર એથી ઝણઝણેને બળ મળે,
એવું કહી સંગીત એણે વાદ્યમય ચાલુ કર્યું. ૧૦

પણ આત્મા હાર્યો હતો ને ભાવના લૂલી હતી,
નિર્બળ હતા આવેશ અંતરના અને હૈયે સુતી;
પ્રેમાર્દ્ર હૈયે પ્રેમભર જાગ્યો ધ્વનિ ના, ગીત મહીં,
ગાયું ગવાયું શું ? સ્મૃતિ એની ન ત્યાં કોને રહી. ૧૧

એ ગીત કે એ વાદ્યનો સાચો સમન્વય ના થયો,
ના આત્મા હાલ્યો અને ના મસ્ત કો, ડોલી શકયો;
એ બ્રહ્મનાદ સમું બધું સંગીત ભ્રમણામય બન્યું,
ગાનાર કે ઝીલનારનું હૈયું ન હીલોળે ચઢયું. ૧૨

નીચે હતી તોયે કહે, "ઉંચે ચઢી રહી હું,
હું પ્રેમનાં દર્શન કરી, ઉન્નત થતી રહી હું;
જોયા નથી જે જે પ્રદેશો, આજ સુધી કોઇએ,
તે તે પ્રદેશોનાં ખરાં દર્શન કરી રહી હું. ૧૩

મુજ દીલમાં તો દેવગણુની દિવ્યતા આવી વસી,
મુજ દીલ જેવો દેહ આજે દિવ્ય સઘળો થઇ રહ્યો;
સુવાસને સૌરભ જીવનમાં પ્રેમની રેલાઇ રહી,
ઉન્નત થતી મારી સ્થિતિ, ઉન્નત થશે તારી ગતિ. ૧૪

પ્રદર્શન પ્રેમનાં એ શું, ખરેખર પ્રેમનાં દર્શન?
વિચારો વેગવાળા શું ખરેખર કાર્યનાં દર્શન?
પરિમિત વાસનાઓ–ભાવનાઓ શું કરે ઉન્નત?
જગત્ ક્રમમાં રહે જીવી, કરે ક્યાં સત્યનાં દર્શન? ૧૫

અમીરી હોય ના હૈયે, વિચારો હોય ના નિર્મળ,
અને ના શુદ્ધ સેવાના, કદી નિર્ણય રહ્યા મક્કમ;
જીવન–જોબન બધું પરમાત્મને ના પ્રેમથી સોંપ્યું,
બધું પાસે ભરી રાખ્યું, જીવનનું અંગ શું પોષ્યું? ૧૬

કશું પાસે ન રાખે તું, ગણીને આત્મનું સોંપે,
વહી રે' દેહમાં ને દીલમાં કંઇ દિવ્યતા ત્યારે;
વધે છે પ્રેમની સૌરભ, જીવનમાં એટલી ત્યારે,
અને ઉન્નત ગતિ તારી થતી ત્યારે તરે, તારે. ૧૭



(૪૯)

# અદ્વૈત પ્રેમભાવના

જુદો પડું ના જીવનથી, ભૂલું નહિ તારી સ્મૃતિ
મેં દઈ દીધાં મુજ, હૃદય, મન, તન, પાસ કંઇ રાખ્યું નહિ
અદ્વૈતપ્રીતિ આત્માની, માત્ર તુજ ચરણે વહે
સ્નેહી બની–સાથી બની જા, પ્રિયજન ! બળ પામવા. ૧

નિસ્તેજ મારો આત્મા, તુજ તેજથી ચમકી રહો !
રસહીન મારા હૃદયમાં, તુજ પ્રેમની પ્રભુતા વહો !
નિઃશ્વાસ નાંખીને રડેલી આંખમાં આંસુ ન હો !
દીલમાં નિરંતર તુજ પ્રણયની બંસરી બજતી રહો ! ૨

અતૃપ્ત મારો આત્મા, તુજ પ્રેમ પામી તૃપ્ત હો !
સુકાનહીન મુજ જીવનની સાચી સુકાની થઈ રહો !
મારી કને, જે કંઇ હતું તે સર્વ હું સોંપું તને
હું નહિ ભૂલું મુજ જીવનના અંતિમ શ્વાસ સુધી તને. ૩

હું પાત્ર છું તુજ પ્રેમ માટે કે ન, કરશો પ્રશ્ન તે
દીલ દઈ દીધું, અધિકારની ત્યાં શી ગણત્રી છે હવે ?
જે જે જવાનું જ્યાં હતું, તે જીવન તેને જઈ મળ્યું
જે વ્હેણુ વ્હેવાનાં હતાં તે ત્યાં વહ્યાં, શું રોકવું ? ૪

જે આંખ મળવાની હતી, જે દીલ મળવાનાં હતાં
કે જીવન જે જન્મ્યાં હતાં તે એકમેક બની રહ્યાં
દૂર દૂરનાં પરદેશી પંખી આજ સાથી થઇ ચૂક્યાં
ત્યાં ભેદ શા સંસારના કે પ્રશ્ન શા વ્યવહારના ? ૫

દિનરાત દર્દી દીલ મારૂં, જે સદા બળતું હતું
રડતું હતું જે એકલું, તૂટી જતું'તું એકલું
જ્યાં ઓસરી ચૂકી'તી જીવનની બધી રસભાવના
ત્યાં તું મળીને તેં જગાડયો–ડૂબતો તાર્યો ભલા. ૬

રોનારની સાથે રહી રોનાર કો મળતું નથી
ડૂબનારને જાતે ડૂબીને તારનારૂં કો નથી
સાચાં સંબંધી-સ્નેહીજન, જીવન મહીં દુર્લભ રહે
નસ્તેજ નયનોમાં-પ્રતિભા પ્રેમની કો પળ વહે! ૭

રોયો હતો હું ખૂબ ને આંસુ બહુ વ્હેતાં હતાં
બેહાલ હૈયા પર જખમ દુનિયા તણા લાખો હતા
જીવન મહીં જીવન તણો રસ, શુષ્ક સર્વ થયો હતો
શિથિલ મનતન થઇ ચૂક્યાં'તાં, આત્મા ડૂબ્યો હતો. ૮

રોતો હતો હું એકલો, રસતૃપ્તિના સાધન વિના
દુનિયા મહીં રહ્યો બ્હાવરો, ભમતો હતો સાથી વિના
જીવન અકારૂં થઇ ચૂક્યું'તું, અંત એનો ઇચ્છતો
સુકાનહીન મુજ જીવનનૌકા જરૂર ડૂબવાની હતી. ૯

આશ્વાસનો અત્યાર સુધીનાં બધાં મિથ્યાં હતાં
સ્નેહી સંબંધી મુજ હૃદયને નિત્ય છેતરતાં હતાં
ના કોઈએ કદી મુજ હૃદયમાં, પ્રેમબળ સીંચ્યું હતું
મિથ્યા પ્રલાપ બધા હતા, ના કોઈપણ રોતું હતું. ૧૦

દુનિયા ન જાણે દર્દ દીલનું પ્રેમ-સેવા શું ધરે?
વ્યવહારની વાણી વડે, દર્દો ન ઓછાં થાય છે
લાખો સંબંધીમાં કદી સાચું સંબંધી એક પણ
સદ્ભાગ્ય વિન સંસારમાં કો દર્દીને મળતું નથી. ૧૧

જ્યાં સ્વાર્થ છે સંસારનો, પરમાર્થની પૂજા વિના
જ્યાં મોહ મદિરા દેહની પીવાય છે પ્રણયો વિના
જ્યાં દેહ શણગારાય છે, સૌન્દર્યનાં સાધન વિના
મિથ્યા પ્રયત્નો આ બધા, મિથ્યા રહે છે સર્વથા. ૧૨

મન, તન હણાયાં, આત્મા ડૂબે, જીવનમાં શું રહે?
પળવારની પ્રીતિ ચમક, ના તેજ દેતી જીવનને
જ્યાં સત્ય સ્થિર રહે નહિ, જાગે ન સાચી ભાવના
જ્યાં પ્રેમ નહિ, ત્યાં હોય ક્યાંથી વ્હેણ સેવાનાં ભલા? ૧૩

વું હતું મારૂં જીવન? હું કયાં હતો તેની મને
સાચી ખબર ન્હોતી કશી, જીવતો હતો હું શા પથે?
શું શું કર્યું? શું શું હતું? શું શું રહ્યું? શું શું ગયું?
એ પ્રશ્ન કરવાને નથી, તૈયાર આજે શું કહું? ૧૪

ભૂતકાળને ભૂલી જવાથી, શાન્ત રહેશે મુજ હૃદય
ભાવિ જીવન સુધારવા, કરૂં વર્તમાન પરમ જીવન
ભૂતકાળની મારી કથા, સ્મરણો મહીંથી ભુંસવા
જાણે હું જન્મ્યો આજ, એવો ભાવ સેવું સર્વથા. ૧૫

પ્રતિકુળ સંયોગો મહીં, અજ્ઞાન સ્થિતિમાં થતી;
માનવ જીવનની ભૂલ સઘળી ક્ષમ્ય કેમ ગણાય નહિ?
જાણે-અજાણ્યે જીવનમાં આંધી ચઢે તો થાય શું?
દુનિયા લઈ રહી ઠોકરે, એ જીવન કેમ બચાવવું? ૧૬

ચારે દિશાએ તિમિર ગાઢું, વાદળાં જામ્યાં હતાં
વરસી રહ્યા'તા ઉગ્ર પરિતાપો વળી નિસ્સિમ જ્યાં
હું કયાં હતો, હું કયાં જતો'તો, કોણ કયાં ખેંચી જતું?
એનું રહ્યું'તું ભાન ના, ભૂલો પડયો ત્યાં શું કરૂં? ૧૭

દોરી શકયું ના કોઇ પણ, ના દોરનારૂં કોઇ જ્યાં
એવી દશામાં કંઇ થયેલી ભૂલ કરશો માફ ત્યાં
હૈયું થશે હળવું અને મુજ આત્મા જાગી જશે
ને પાપ, પશ્ચાત્તાપથી ધોવાઇને છૂટું થશે. ૧૮

મારી કથા તમને કહી છે, કાંઈ છૂપાવ્યા વિના;
તોયે સ્વીકાર્યો છે મને પ્રિયતમ ગણીને સર્વથા.
જેવો સ્વીકાર્યો છે મને, તેવો સ્વીકારી રાખશો;
તમને ત્યજીને નહિ જીવું, આ જીવનને સંભાળશો. ૧૯

જે જીવન પલટાયું બધું ને જિન્દગી જાગી નવી
તૂટી ગયેલું હૃદય પણ સંધાઇ ચૂકયું છે ફરી
તૂટેલ હૈયાના બધા તારો ફરીથી ઝણઝણે
ક્ષુબ્ધ થઇ સડેલી જિન્દગીને આજ તેં તારી હવે. ૨૦

હું ચંદ્ર તો તું જ્યોત્સ્ના, તું પ્રેમ તો હું ભાવના;
તું દેહ તો હું આત્મા, તું તેજ, ઓજસ્ સર્વથા.
જ્યાં તું અને હું એમ એવા ભેદ રહેવાના નથી;
અદ્વૈત પ્રીતિમાં રહીશું એક રૂપ બની બની. ૨૧

નિઃશ્વાસ નાંખી ન ફરીથી રડાશે
સ્નેહી મળ્યાં–સ્નેહ પંથે શમાશે
ઉઘડેલી આંખો ન ફરી મીંચાશે
જેનું બન્યું જે તે તેનું ગણાશે. ૨૨



## (૫૦)

## સંસ્મરણ

હું જ્યાં હતો ત્યાં તું હતી, હું જ્યાં જીવ્યો ત્યાં તું જીવી
આંખો મળી—હૈયાં મળ્યાં, પ્રણયો તણાં પ્રકટયાં અમી
આદર્શ, જીવનનો થઈ, અદ્વૈત પ્રીતિ આત્મની
જાણે ન જીવન એક આવું સ્થિર રે' વર્ષો સુધી. ૧

સાથી બન્યાં—સ્નેહી બન્યાં, હૈયાં વલોવાયાં હતાં
પ્રણયો તણાં મધુગૂંજનોમાં નિત્ય નવનીત પામતાં
ભૂલાઈ ચૂકી'તી સ્મૃતિ, સંસારના વ્યવહારની
રંગાઇ ચૂકયાં'તાં હૃદય ને પ્રેમ મસ્તી પ્રકટતી. ૨

સંચાર સ્નેહ તણા થતાં, સંભારણાં રે' સ્નેહીનાં
જૂદું જરા ન પડાય—થાય વિયોગ વસમી વેદના
હૈયે અને હૃદયે વધે, સહવી સહી પણ જાય ના
દીલ જો મળ્યાં, દીલ ના છૂટે, પ્રણયો કદી ન છૂપાય હા ! ૩

જ્યારે મળ્યાં'તાં આપણે, જ્યારે બન્યાં'તાં એકલાં
છોડયા હતા સંસારના ઝઘડા રહી ખૂબ વેગળાં
વિશ્વાસ તેં આપ્યો હતો, વિશ્વાસ તેં સ્થાપ્યો હતો
"હું તો તમારી નાથ! નિરંતર મને સ્વીકારશો." ૪

卐

# (૫૧)

## શ્રી કૃષ્ણ ભગવાન્‌ને !

પ્રભૂ! તારી પ્રભૂતાને સ્વીકારી છે કે ક્યાં જાણી ?
જીવનવ્યવહારમાં તારી કળાને ના વણી જાણી ! ૧

મુખે લઉં નામ હું તારૂં, પરંતૂ પ્રેમ ના પોખ્યું
સમર્પણ સ્નેહનાં કરવાં, તને હું ના કદી શોધ્યું ! ૨

નથી નિષ્પાપ મુજ હૈયું, નથી હું બ્હાવરો તારો
નથી મુજ આત્મા પર નાથ! કદી પડઘો પડયો તારો ! ૩

કહેલું ને કરેલું તેં જીવન દરમ્યાન, મેં એની
પ્રશંસા તો કરી બહુ પણ જીવનમાં જ્યોત ના એની ! ૪

જરા એ જ્યોત જન્મી નહિ, જરાયે દીપતી ના રહી
સદાયે ઘોર અંધારૂં રહ્યું, ભ્રમણાયે ભાગી નહિ ! ૫

મુખે તેં મોરલી રાખી, મહા સંગીત સરજાવ્યું
છતાં એ નાદ પણ નાચ્યું નથી હૈયું કદી મારૂં ! ૬

ધ્વનિ તેં ધર્મનીતિનો અને આદર્શ પ્રીતિનો
સદાએ ગર્જતો રાખ્યો, છતાં મેં ના કદી ઝીલ્યો ! ૭

છૂટયાં તુજ જન્મથી માતાપિતાંનાં કારમાં બન્ધન
અને દુનિયા તણા તાપો તણાયે વેગ વિરામ્યા ! ૮

પ્રભૂતા–પ્રેમની જ્યોતિ બૂઝાયેલી ફરી ચેતી
છતાં હું તો રહ્યો રોતો, જીવન જડવત્ રહ્યું દેખી ! ૯

નથી મુજ આત્મા હાલ્યો, ન હૈયે પ્રેમ પૂરાયા
બધિર મુજ કર્ણ પર, ઉપદેશ સહુ મિથ્યા ઠર્યા તારા ! ૧૦

ઉઘાડી આંખ તેં મારી, છતાંયે સાવ મીંચાઇ
જીવન હાર્યું અને થાકયું, છતાં પામ્યો નથી કાંઇ ! ૧૧

બની જે મુગ્ધ તારી બંસરીના નાદ પર, નાચ્યાં
તને શોધી રહ્યાં દોડી અને આખર તને પામ્યાં. ૧૨

બન્યો ગોપાલ તો તે ગોપીઓ આવી તને વળગી
સમર્પણ તેં સ્વીકાર્યાં આત્માનાં, ના કરી અળગી! ૧૩

મધુર જે આત્માનાં ગૂંજનોથી આત્મા હાલે
પરમ આદર્શ સેવા-પ્રેમનો સંસારને તારે. ૧૪

બન્યો ના બ્હાવરો ઘેલો, કર્યાં ના પ્રેમનાં ગૂંજન
હતો એવો રહ્યો હું તો, સૃજાયાં ના નવાં સર્જન! ૧૫

રચ્યા તેં રાસને બ્રહ્માંડના આવેશ ત્યાં પૂર્યા
ખરેખરે ખૂબ નાચ્યો તું અને બ્રહ્માંડને નચવ્યાં! ૧૬

રસીલા નૃત્યમાં આનંદનો અવધિ રહ્યો ન્હોતો
અને સંસારસુધાનાં પ્રબળ વ્હેણો વહેતા'તાં! ૧૭

હતા જે જાગતા તેઓ પ્રભૂના પ્રેમમાં નાચ્યા
અને આનંદ અવિરત રાસના હૈયે ધરી રાખ્યા! ૧૮

ઊંડાણે આજ ગાજે છે, હજૂયે એ ધ્વનિ મીઠો
છતાં દુર્ભાગ્ય મારૂં કે પ્રભૂને મેં નથી દીઠો! ૧૯

"ધરા ધ્રૂજી રહી'તી પાપના ભારે અને લોકો
ભૂલ્યાં'તા ધર્મ પોતાના, વધ્યા'તા શોખ સંતાપો. ૨૦

હતા સાધુજનો-ગો, બ્રાહ્મણો ભયમાં પડયાં ત્યારે
જીવન સાચું જગાડ્યું તેં, ધર્યો અવતાર તેં ત્યારે!" ૨૧

કહી આવું, કરૂં, તારી પ્રશંસા, શું વળે મારૂં?
જીવનમાં નાથ! જો તારૂં કંઇ ના તેજ અપનાવું? ૨૨

કયી એવી કળાને તેં જીવનથી દૂર છે રાખી?
કયી એવી જીવનજ્યોતિ, જીવનમાં તેં ન પ્રકટાવી? ૨૩

કયો છે ધર્મ, મીઠો મર્મ, તેં અમને ન સમજાવ્યો?
ખરેખર પૂર્ણ પુરુષોત્તમ રૂપે તું સર્વને ભાવ્યો! ૨૪

જીવનવ્યવહારમાં મીઠાશને સૌરભ ભરી દીધી
બતાવી મન અને તનના બધા ઐશ્વર્યની સિદ્ધિ ! ૨૫

અહા ! સંગીતને નૃત્યો અને કંઇ વાદ્ય ચમકારા
વળી નિર્દોષ મસ્તી બાળકોની તેં સુઝાવી આ ! ૨૬

ખરી તેં પ્રેરણા પ્રેરી, જીવનમાં જ્યોત્સ્ના જગવી
મહા ઉત્સાહને બલની અને સ્વાતંત્ર્ય સંખ્યાની ! ૨૭

ગુલામી માનસો સામે ધર્યા આદર્શ જીવવાના
અને તેં પાપને જુલ્મો પ્રતિ પોકાર ઉઠાવ્યા ! ૨૮

જગાડયા જાગતા બળવા, ભગાડયાં પાપનાં પૂરો
રમાડયાં રાચતાં હૈયાં, પૂરીને સ્નેહના સુરો ! ૨૯

મઝા રહી ગ્રામ્ય જીવનમાં, કરો ગાયો તણી સેવા
કરો તો લાભ લાખો છે, બતાવી જીવવા પ્રેર્યા. ૩૦

હશે જ્યાં ગો, રહે ગોપાળ ત્યાં ને ગોપીઓ ત્યાં છે
મળે જ્યાં સર્વ આ સાથે, ભૂમિ તે સ્વર્ગસમ થઇ રે' ! ૩૧



# (૫૨)

## વિયોગસંહિતા

આવે ન તું જો જીવનમાં તો કેમ સુધાકર જશે ?
પ્રિયને ત્યજી વિફળ હૃદય શું એ જગત્‌માં જન્મશે ?
કે જે જગત્‌માં પ્રિય ! તારી સંગતિ વિના મને
આ જિન્દગીને જીવવાનો માર્ગ ના આવી મળે ! ૧

મારૂં હૃદય જો અહીં રહી, પ્રીતિ ધરે તુજ નામની
તો હૃદય વિના દેહ પેલો જડ ન થઇ રે' કાં સખી ?
કદી જાય શક્તિ એકલી, આવેશ અંતરના લઈ
ના, હૃદય વિન શક્તિ બિચારી કાર્ય કંઇ કરશે નહિ. ૨

તોયે પ્રિયે ! તુજ આજ્ઞા એવી થતાં હું જાઉં તો
શું તુજ હૃદયને શાન્તિ મળશે, ત્યાગતાં પ્રિયજન ! તને ?
શું મેં ગુમાવ્યું મુજ હૃદયનું નૂર જૂઠા હૃદય પર ?
કે જે હૃદય પ્રિયતમ વિના ના તૂટશે—ના પીગળશે ! ૩

ભાગ્યેજ થોડે દૂર હું એ જગત્ પ્રતિ આગળ ધસું
ત્યાં જરૂર આમંત્રણ મને આવી મળે પ્રિયજનતણું
"પાછા વળો પ્રિયતમ ! મને મૂકી હવે ક્યાં જાઓ છો?"
દુઃખ થાય ના આનું તને, એ કારણે હું જાઉં ના ! ૪

વળી દેવી જેવી સુંદરી ! તું સ્વર્ગની દેવી બની
તે દિવ્યતાને દેખવા શું હૃદય મુજ લલચાય નહિ ?
ને દિવ્યતાના આશ્રયે આવી જવું એ તિમિરમાં
એ ઈષ્ટ લાગે કેમ મુજને ? કંઈ વિચાર કરો પ્રિયા ! ૫

વળી એકલી મૂકી તને, જો એકલો હું જગત્‌માં
જાવા મથું કે જાઉં તો હું ક્રૂર કેમ ગણાઉં ના ?
પ્રિયત્તમ ! પ્રિયાને ત્યાગવાની જગત્‌માં પણ છે મના
તો કેમ તેને તે વળી છોડાય આવા સ્વર્ગમાં ? ૬

પ્રિયત્તમ ! પ્રિયાને ત્યાગવાની સ્વર્ગમાં પણ છે મના
એ કાયદા જે પ્રેમ–પ્રીતિના કદી તોડાય ના
જ્યાં તું રહે ત્યાં હું રહું એ કર્મની કડીઓ બની
તોયે કહે "ત્યાગી જવા" જે વાત બનવાની નથી. ૭

વળી શોધવા વ્હાલી ! તને, ત્યાગી જગત્ હું આવતો
શું પ્રિયજનના પ્રેમ માટે શ્રમ લીધો ઓછો ગણ્યો ?
કે તું પજવતી પ્રેમ પ્રીતિ આશ્રયે વિનોદમાં ?
વિનોદ પણ આવા પ્રિયે ! દીલ દર્દનું કારણ થતા. ૮

આ સ્વર્ગમાં આવી વસેલો સુંદરીગણ આ બધો
દેખાય છે સેના મને નિષ્ઠુર ભાર્યાઓ તણી
કે અહીં વસ્યાં આવી બધાં, ત્યાગી જગત્માં પ્રિયજન
રોતાં બધાંને રાખવાં, એ કાર્ય પાપ ગણાય ના ? ૯

પ્રિયત્તમ પ્રાણ સહે જીવન નિભાવવા જેવી મઝા
પૂછી જુએ તું એમને તો અહીં જણાતી હોય ના
વિભક્ત વિભૂતિ પ્રેમની આરામ ના આપી શકે
એ કારણે એ સુંદરીઓનાં હૃદય દુ:ખી હશે. ૧૦

રે ! તે જગત્માં એમની પ્રીતિ ધરીને મ્હાલતા
એ એમના પ્રીતિ ભરેલા સ્નેહીઓ જ્યાં ઝંખતા
પ્રિયત્તમ પ્રિયાનું નામ લેને રાહ પણ જોતા રહ્યા
પાછી ફરી એ દેવીઓ બાકી રહેલું શીખતાં. ૧૧

અધુરા રહેલા પ્રેમના જે પાઠ, પૂરા ત્યાં કરે
ત્યારે જ સાચું સુખ, સાચા સ્વર્ગનું જાણી શકે
જાણી શકે, માણી શકે, પોપી શકે, પ્રેરી શકે
દોડી ભલે આવે ઘણાં, પણ કોક સ્થિર અહીં ટકે. ૧૨

આ કારણે આ સ્વર્ગમાં રહેનાર સંખ્યા જૂજ છે
ને જે રહે છે તે બધાં જડ કે કદી નિષ્ઠુર છે
તું તો હતી ચેતન ચમકતી વિજળી પ્રેમાર્દ્રતા
તો કેમ તું અહીં રહી શકે ? જડ તેમ નિષ્ઠુર થઇ જવા ? ૧૩

સાચાં હૃદયનાં સ્નેહીઓને સ્વર્ગ એ તો કેદ છે
પ્રીતિ ભરેલાં પ્રણયપિપાસુ અહીંથી દૂર રે'
એમાં તને રહેવા થઇ ઇચ્છા, પ્રિયે એ શું હશે!
શું એ સુધાકરના ઉપર પરમાત્મનો કોપ જ હશે! ૧૪

પ્રિયતમ! તારા પ્રણયબળમાં કલ્પના સ્ફૂરે ન જે
તારા હૃદયમાં આજ સ્ફૂરતી એ જ લાગે છે મને
તોયે ગણું એને હું તો વિનોદ, હે વિનોદિની!
ત્યજી એ બધું, ફરી થા ઋજુ, પ્રિય! ત્યાગ કરતી ના ફરી. ૧૫

વિનોદિની તું! પ્રમોદિની તું!
સંસારસાધન સંબંધિની તું!
આનંદદાતા, ઉર જ્યોત્સ્ના તું
ને પ્રેમ અમૃતની વલ્લરી તું. ૧૬

તું ચિત્તનું સ્વાસ્થ્ય સંભાળનારી!
તું પ્રેમનું સ્વત્વ સરજાવનારી!
તું પ્રેમમાં પ્રેમ પ્રકટાવનારી!
તું દેહમાં દેહ સમાવનારી! ૧૭

સૌંદર્યમાં તુજ ઔદાર્ય દીપે!
ઔદાર્યમાં પ્રિય! ગાંભીર્ય ઓપે
ગાંભીર્યમાં છે ગતિ પ્રિયતાની
દૂર રાખ ના, ઉર રાખી દુલારી! ૧૮

ના લઇશ, નિષ્ઠુર પાત્ર કો અહીંયા વસે તેની કદી,
પ્રિયતમ ચંદા! કંઇ સલાહ કે સૂચના નિષ્ઠુર થઇ
ત્યાગી મને વળી ડાંકવાને એકલો એ જગતમાં
કારણ થશે જો એમ તો ઉત્પન્ન થશે દુઃખો ઘણાં. ૧૯

માને ન મન જે સ્થાનમાં, એ સ્થાનમાં હું જાઉં નહિ
મૂકી તને હું એકલો, મટી દેવ, દાનવ થાઉં નહિ
તોયે પ્રિયે! તું જગતમાં જીવતી રહે મારી કને
દેવો બધા છો ને મને પણ દેવ થાવા જાઉં નહિ. ૨૦

આ સ્વર્ગથી પણ અધિક ઉત્તમ સ્વર્ગ મારા જગત્‌માં
ઉત્પન્ન કરી જ શકાય પ્રિયત્તમ! હોય જો તું સાથમાં
આકાશની આકાશગંગાથી યે છે નિર્મળ વધુ
તારા હૃદયના પ્રેમની, ચંદા! સરિતા, શું કહું? ૨૧

તો કેમ શોધું દૂર જઇ, આકાશગંગા એ વૃથા
પ્રીતિ વિનાનાં નીર એનાં છે સૂકાવાનાં બધાં
જ્યારે પ્રિયે! તુજ પ્રેમની સરિતા સદંતર પૂર્ણ છે.
વપરાય તેમ વધી જતાં એવાં પ્રિયાનાં પૂર છે. ૨૨

વપરાય તેમ વધી જતાં એવાં પ્રિયાનાં પૂર છે;
ઝંખાય તેમ ઝળહળી રહે એવાં પ્રિયાનાં નૂર છે
શોધાય તેમ સ્ફૂરી રહે, એવાં પ્રિયાનાં ઉર છે;
સ્મરણે વિનોદ વધારનારા પ્રિયજનના સૂર છે. ૨૩

ત્યજી તને જગત્‌માં નથી જવું,
એ જગત્ મહીં જઇ શું કરવું?
પ્રેમ પ્રણયનાં શિક્ષણ લેવા (૨)
પ્રેમ વિનિમયથી વિહરવા (૨)
જન્મ મળ્યો છે જગત્ મહીં પણ
પ્રિય વિન શું કરવું?—ત્યજી૦ ૨૪

જાઉં, તું સાથે આવે સખીરી! (૨)
દીલની દુલારી થઇને સખીરી! (૨)
એકલવાયો મને ભટકવા
દૂર નહિ કર, તું
સખીરી! દૂર નહિ કર તું—ત્યજી૦ ૨૫

તું હોય આવા સ્વર્ગમાંને હું રહું એ જગત્‌માં
આવાં વિરોધી સ્થાનમાં, શેં સુખ શોધાશે પ્રિયા?
આરામ એથી ના મને, આરામ એથી ના તને
એવા પ્રયોગો વ્યર્થ કરતાં લાભ શો છે ઉભયને? ૨૬

તને ભાસે અત્યારે આ, બધું આરામનું કારણ;
પરંતૂ પ્રિય કરશો દૂર તો, એ દુઃખનું કારણ ! ૨૭
નહિ આરામ સાચો પણ, કદીયે સ્વપ્ન નહિ પામો;
હૃદય પ્રીતિ ભરેલું છે, નહિ સંતોષ અહીં પામો ! ૨૮
બધાં નિષ્ઠુર આ તમને, અત્યારે દે સલાહ અવળી;
પરંતૂ આ સુધાકરને જતાં, દુઃખની દશા બમણી ! ૨૯
મને કરી યાદ ને રડશો, પ્રિયત્તમ ! બહુ જ પસ્તાશો
હૃદયમાં પ્રેમ છે એવાં, તમે એ ત્રાસ નહિ જીરવો ! ૩૦
હૃદયમાં પ્રેમની સાચી ધગશ જેને રહી લાગી
જીવે ના એક ક્ષણ એવું, થતાં વિયોગ પ્રિયજનથી. ૩૧
તમારો પ્રેમ એ કંઈ ના, ક્ષણિક આવેશ ઉપરના
હૃદયના—આત્મના આવેશ, દબાશે ના તે ઉભરાતાં. ૩૨
વિયોગે તો વળી એ પ્રેમની કિંમત વધારે છે
અને એમાંયે પ્રિયતમ ! આપને માટે વધારે છે. ૩૩
જતાં હું સ્વર્ગથી એ પ્રેમની પીડા વધી પડશે
વધેલી એ પીડાને આષધી કો શાન્ત ના કરશે ! ૩૪
ભલેને સ્વર્ગના અમૃતથી મગરૂર છે દેવો
પરંતૂ એમનું અમૃત, તમારૂં દર્દ ના હરશે ! ૩૫
ભલેને રાત દિવસ દેવગણ અમૃત એ સીંચે
ક્ષણે ક્ષણ ખૂબ સંભાળી, પરંતુ દુઃખ ના હડશે ! ૩૬
ફજેતી દેવની ને દેવના અમૃતની એમાં
થતાં એ દેવગણની મગરૂરીયે શાન્ત થઈ પડશે ! ૩૭
અને આ પ્રેમને કારણ ગણી દુઃખનું, થશે ડાહ્યાં
સમજશે, સ્વર્ગ એ છે માત્ર, મન ભરમાવવા માયા ! ૩૮
તમારૂં દુઃખ ના હડતાં, તમારાં દર્દ લંબાશે
તમારાં દર્દ લંબાતાં, તમારાં રૂદનો વધશે ! ૩૯

તમારૂં એ રૂદન એ સ્થાનમાં ના કોઈ પણ મ્હાલશે
અને પસ્તાઈને, તમને જગતમાં મોકલી દેશે ! ૪૦

અહી આવાં ઘણાં કારણ વિના દુઃખો તમારે જ્યાં
ખરેખર ખૂબ થાકીને જગતમાં આવવાનું છે ! ૪૧

પછી શા કારણે ત્યાં રહી વિયોગે દુઃખ ભોગવવું ?
અને કારણ વિના એ દેવગણને દુઃખ દઇ રહેવું ? ૪૨

*

અને મારી દશા તો એ જગતમાં થાય શી વ્હાલી !
હૃદયમાં પ્રેમનું બળ છે, વિચારી લ્યો વિવેકી થઇ ! ૪૩

મને તો શૂન્ય ભાસે સ્થાન એ સંસારનું સઘળું
પ્રિયજન હોય ના ત્યાં કોણનું અસ્તિત્વ હું સમજું ? ૪૪

પ્રિયા ના હોય ત્યાં મારે સમજવું સત્યજીવન શું ?
હૃદય ના હોય ત્યાં મારે અનુભવવું હૃદયબળ શું ? ૪૫

પ્રિયા વિન આંખમાં નૂર શાં ? વિના નૂર દેખવાનું શું ?
પ્રિયા વિન શ્રોતશક્તિ શી ? વિના એ સૂણવાનું શું ? ૪૬

વળી છે કોણ ગાનારૂં, પ્રિયા વિન પ્રેમની ચીજો
પ્રિયા ના ગાય તો મારે ભલાં ! છે સૂણવાનું શું ? ૪૭

અને સંગીત પ્રિયાનું જો સૂણ્યું નહિ તો જીવાયું શું ?
અને એની પ્રતિમાને પૂજી નહિ તો પમાયું શું ? ૪૮

બનું બેહાલ એમાં હું, વિયોગે બ્હાવરો થઇને
રડે તું સ્વર્ગમાં, એવી રીતે ઉભયને ત્રાસ થઈ પડશે. ૪૯

*

દુઃખમય થતાં આવી દશા, પ્રિયતમ ! જગત્ પણ પજવશે
કારણ વિના એ જગત્ મારૂં દુઃખ જોવા આવશે
જોશે જગત્ એ દુઃખ, કુતુહલ દ્રષ્ટિ રાખી કારમી
હસશે બધાં ગાંડા થઈ, પાગલ ગણી લઈ ત્યારથી. ૫૦

મુર્ખના મનને કોઈ મનાવો
કર્મનો મર્મ હવે સમજાવો
આ નર પ્રેમ કરી પસ્તાયો
જુઓ દશા સૌ એની
પ્રિયતમ પત્નિ ગઇ એ કારણ
બની ગયો છે જ્ઞાની—કર્મ૦ ૫૧

"પ્રેમ" "પ્રેમ" કરી બની રહ્યું છે
એનું ચિત્ત હરામી
કર્મયોગથી ચ્યૂત થયેલો
પકડે વાત નકામી—કર્મ૦ ૫૨

જળ સ્થળમાં એ દેખે ચંદા
વાતો એની કરતો
રવિ શશીમાં પણ ચંદાનું
ધ્યાન નિરંતર ધરતો—કર્મ૦ ૫૩

અહીંતહીં ભટકે કારણ વિના
કામ કરે ના કાંઇ
જીવન સઘળું વ્યર્થ વેડફે
ખ્યાલ ધરીને હવાઈ—કર્મ૦ ૫

મરી ગયું તે મરી ગયું છે
પાછું ક્યાંથી આવે ?
નિશ્ચિત એવી વાત છતાંએ
શાને દુઃખ ઉપજાવે ?—કર્મ૦ ૫૫

પ્રેમ પ્રણયને માટે હોમ્યાં મેં મન તન સૌ મારાં
તોયે પ્રિયે! તુજ વિયોગમાં એ દુઃખ રૂપ થાય, અમારાં
પ્રાણ જતાં પણ પ્રીતિ ટકે તો પ્રાણ તણી પરવા ના
તેમ છતાં પણ આમ પ્રીતિના કોઈ વિયોગ સહું ના. ૫૬

ને એ પ્રીતિ માટે દુનિયા ભલે કરેને નિંદા
અસ્થિર પ્રીતિ એથી અટકે, સ્થિર તણી શી ચિંતા ?
તોયે વિરહે રડી રહેલા હ્રદને વસમું લાગે
પ્રિયજન ત્યાગી જતું રહ્યું, તેથી શું દુનિયા ત્યાગે? ૫૭
તારા વિના દુનિયા બધી જૂલમી થઇને નિંદશે
દેવા દિલાસા દુઃખી જનને, વાત એ ભૂલી જશે
દર્દી હ્રદયનું દર્દ હરવા કોઇ ના ધરશે દયા
બનશે બધું આ, માત્ર તારી હાજરી વિના પ્રિયા! ૫૮

જોઈ એકલો પ્રેમ-દર્દી-પ્રેમના સાધન વિના
તારા વળી રક્ષણ વિના-પ્રિયજન તણા પક્ષ જ વિના
બેભાનને બેહાલ જોઇ, હૃદયની ઋજુતા ત્યજી
જૂલમી જગત્ ભેગું થઈ કરશે ફજેતી પ્રિયની. ૫૯
તારા સ્મરણને એ જૂલમમાં નામ મળશે "મૂર્ખતા"
ગાંડા લવારા ત્યાં ગણાશે, ગાન પ્રિયતમ પ્રેમનાં
બેહાલ સ્થિતિને સમજશે થઈ ફજેતી જીવનની
આ પ્રિય સુધાકરતણી-શું દુઃખ આ ઓછું નથી? ૬૦

× × ×

બને બેહાલ એમાં તું, સુધાકર! દોષ શો મારો?
પ્રણયના પાપમાં ડૂબી, ફસાતો વાંક શો મારો? ૬૧
મને ન્હાવા તને ચંદ્રા, નથી આમંત્રણો દેતી
છતાં તું ન્હાય એને તો, બધો એ દોષ તારો છે. ૬૨
ભલા! ગત જિન્દગીની ભૂલને આ સ્વર્ગમાં પણ શું?
હજૂયે ચાલતી રાખી, ઉભયને દુઃખ ભોગવવું? ૬૩
ત્યજ્યો એ દેહ જે રાગે અને ગુન્હે ભર્યો'તો જ્યાં
છતાં એ રાગને ગુન્હા સુધાકર! સ્વર્ગમાં શાના? ૬૪
મને તો રાગ આવાને બનેલા પ્રેમના ગુન્હા
વિસારે પાડનારી મુક્ત મળી ગઈ, થઇ વિશુદ્ધ મમતા. ૬૫
તને એમાં હજૂ આસક્તિ આવી આટલી રહી જે
બતાવે છે હૃદય તારૂં, નથી વિશુદ્ધ પ્રેમી જો. ૬૬
મને તો સ્વર્ગ આ સુંદર, વિશુદ્ધિ સિદ્ધિનું દાયક
જણાતું, પ્રેમની ભ્રમણા તણાં દૂર જ્યાં થયાં બન્ધન! ૬૭
પિતાએ પ્રેમને જ્યાં પાપ માન્યું ને કર્યાં જુદાં
છતાં સાચો હતો તું સ્નેહભર તો કેમ છૂપાયો? ૬૮
થયો ભયભીત ને ભીરૂ, ત્યજીને એકલી ચંદ્રા
અકારણ ઇશ્ક અટકાવી, ગયો નાસી ભલા તું ક્યાં? ૬૯
દીધો ના હોમ તેં દીલનો, રહી સ્થાયી હૃદયબળથી
દીધો ના ભોગ જીવનનો, રહી સ્થાયી મનોબળથી. ૭૦
પિતા, એ પાપ માનીને ગમે તે કાંઇ પણ શિક્ષા
તને જે હોત કરવી તે કરત તેની તે શી ચિંતા? ૭૧

*

તને તેણે બનીને ક્રૂર – ચીરીને હૃદય તારૂં
ભલેને રક્ત પીધું હોત, એમાં શું જતે તારૂં? ૭૨

જતાં તુજ દેહ તારા પ્રેમની સાચી થતે કિંમત !
પરંતૂ દેહ સંભાળી, ગયો દોડી, તું નાહિમ્મત ! ૭૩

જતાં શું દેહ, સાચી પ્રીતિનો તે અસ્ત કદીયે છે?
તને તે વાત ના સમજાઇ, એમાં તારી કિંમત છે ! ૭૪

હતી તારી પ્રીતિ સૌંદર્યની પોષક અને જૂઠી
થયા જ્યાં દૂર સંયોગો ઠરી તે તેમ બહુ જૂઠી ! ૭૫

માન્યું પિતાએ પાપ, પ્રીતિ ઉભયની, એ વાતને
આપી અનુમતિ મૂર્ખ તેં, ઉત્પન્ન કર્યો ઉત્પાતને
ના પાપ વિના, ભય કદી, ચિંતા કદી-ક્લેશો કદી
પણ પ્રેમમાં ભયભીત થઇ, નાસી ગયો એ રીત શી ? ૭

ઉત્પન્ન થયો ભય જે તને, તે પાપનું કારણ બન્યું
મારા પિતાની માન્યતાનું એ સમર્થન સમજવું
સમજાય છે દીલ દુષ્ટ તારૂં–મૂર્ખ–શંકાથી ભર્યું
ને પ્રેમ મારી સાથનો છે પાપ તેં એવું ગણ્યું ! ૭૭

જો પ્રેમમાં કદી પાપની શંકા કંઇ ઉપજાવીએ
તો પ્રેમ એ વિશુદ્ધ ના કોઇ પ્રદેશે ભાળીએ
તેં પ્રેમ ના પોષ્યો, પરંતૂ પાપ પોષ્યું દીલમહ
એ પાપની આખર તને શિક્ષા સુધાકર ! આ મળી. ૭૮

× × ×

જ્યાં ભય, જ્યાં ચિંતા તે ત્યાં વળી પ્રીતિના સંચાર શા ?
સાચા પ્રણય વિના ભલા ! આ જીવનમાં ચમકાર શા ?
સાચા પ્રણય વિના સુધાકર ! હૃદયને આરામ શા ?
આરામશૂન્ય હૃદય તણો પછી પ્રણયમાં સત્કાર શો ? ૭૯

× × ×

શુદ્ધ પ્રણયનું શોધન કરવા, યોગ રચ્યો જ્યાં હરિએ
તે સમયે તેં શૌર્ય છૂપાવ્યું-ધૈર્ય ડૂબાવ્યું આખર ને
થઇ ફજેતી એમાં તારી, તુજ પ્રણયને, તુજ જીવનની
એમ થતાં સમજી હું સાચું; તુજ પ્રીતિ છે પાપભરી. ૮૦

*

વળી ત્યાગી ગયો તું તો, મને તેં સર્વથા ત્યાગી
ફરી આવીને મળવાની, હૃદયમાં ના ધગશ રાખી ! ૮૧

*

શાન્ત હૃદયની સ્થિરતાનો તેં અંત અકારણ આણ્યો
વિષમય વિરહી ઈશ્ક તણો તેં વિષમ મોહ વધાર્યો
ને બળબુદ્ધિ સત્ત્વ હરી લઈ, તેં પરવશ પણ કીધી
ભોગ લીધો, પછી યોગ ત્યજ્યો, તુજ પ્રેમ તણી એ નીતિ ! ૮૨
તેં જે કહ્યું, તે સત્ય ગણી મેં, કંઈજ કરી નહિ શંકા
સરલ હૃદયથી સમભાવે મેં આદરી પ્રેમ તણી પૂજા
યોગ્ય વિધિ વડે, યોગ્ય હૃદયને, યોગ્ય ગણી અધિકારે
આજ સુધી તુજ નામ તણાં રહી ગાતી ગાન વધારે. ૮૩

*

પણ એ પૂજા તુજ પ્રેમની, પીડા થઈ ગઈ પાપની
સુખ સ્વાસ્થ્યનું કારણ બની ના-ના મળ્યું એમાં અમો
તારા હૃદયના પ્રણયનું-તારા જીવનના સ્વર્ગનું
તારો દગો આવી નડયો, ત્યાં પ્રેમસર સૂકું થયું. ૮૪

*

તુજ પ્રેમ તણા પર્જન્ય વિના એ સર ક્યાંથી ઉભરાશે ?
પછી ભલે મુજ પ્રેમ તણું તો વ્હેણ વહે છો ઊંડાણે
હું અંતરમાં ઉપજેલી પ્રીતિને જીવતી રાખું
તોય પ્રિયે ! તુજ પ્રેમ વિના એ ભાવ પરિમિત જાણું ! ૮૫

*

પ્રશંસા પ્રેમની તો તેં કરી છે બહુ-લખી છે બહુ
પરંતૂ પ્રેમની સાચી કદર તારાથી ના થઈ છે ! ૮૬
પ્રિયાની સંગતિમાં તેં સુધાકર ! સ્વર્ગ માન્યું છે
પરંતૂ ના હજૂ એ સ્વર્ગની ઝાંખી તને થઈ છે ! ૮૭
ભલે તેં પ્રેમને પોષ્યો, હૃદયને સાચવી જાણ્યું;
પરંતૂ એ હૃદયમાં પાપની શંકા રહી ગઇ છે ! ૮૮
રચ્યા તેં પ્રેમના આદર્શ, પઢાવ્યા પ્રિયને પણ એ;
પરંતૂ સર્વ આદર્શો તણી નીતિ ફરી ગઇ છે ! ૮૯
ગઇ આદર્શની નીતિ, પછી શું સત્ત્વ એમાં છે ?
થયા જ્યાં દુષ્ટ સંકલ્પો, પ્રભૂતા દૂર ત્યાં થઇ છે ! ૯૦

કરી મારી કવિતા તેં, ભલેને ગાન પણ ગાયાં;
પરન્તૂ એ કવિતાની ખરી ખૂબી ઉડી ગઇ છે! ૯૧

કવિતામાં પ્રિયે! તુજ પ્રેમનો જે આત્મ બિરાજે
દીપે જેના વિહારે, વિભૂતિ એ, મંદ થઇ રહી છે! ૯૨

થતાં તુજ પ્રેમમાં કંઇ પાપને કંઇ મોહનાં વિચિ;
ઉડી ગઈ ભાવનાને વાસનાની, વાત રહી ગઇ છે! ૯૩

વધેલી વાસનાએ આ સુધાકર! છેક બંધાયો;
છતાં એ બન્ધનોમાંયે તને પ્રીતિ રહી ગઇ છે! ૯૪

ત્યજી તેં પ્રિયને કારણ વિના આ મૂર્ખ સુધાકર!
મને એ દિનથી તારી ખરી કિંમત થઇ ગઇ છે! ૯૫

બન્યું બિમાર આ હૈયું, બની બેહાલ ત્યાં ચંદા;
સુધાકર! સ્નેહનાં તોયે ન તારાં વ્હેણ ઉભરાયાં! ૯૬

મને તો પ્રેમની સાચી ધગશમાં છવવું ભારે;
પ્રિયે! તારા વિયોગે થઇ પડયું આ શુષ્ક સંસારે! ૯૭

હૃદયમાંથી હૃદયની ઉષ્ણુતાનો અંત આવ્યો જ્યાં;
વધારેને વધારે એ ધબકતું પ્રિયને જોવા! ૯૮

બન્યું તૈયારને દોડયું, ત્યજીને સંગ એ તનનો;
જતાં એ દેહની શક્તિ બધીયે મંદ થઈ ગઇ છે! ૯૯

પ્રિયેને શોધવા એણે ઉછાળા તો બહુ માર્યા;
પરંતૂ દેહમાં એણે સુધાકર સ્નેહ ના ભાળ્યા! ૧૦૦

અને એ એમ તો ગાંડું વધારે ને વધારે થઇ;
ભટકવા પ્રેમના આન્તરૂ પ્રદેશોમાં ગયું એ કંઇ! ૧૦૧

ગયું ઊંડાણુમાં તે જ્યાં ગઈ ઊંડાણુમાં શક્તિ;
બન્યો બેહાલ ત્યાં એ દેહ, એવી વાત થઇ ગઇ છે! ૧૦૨

જપ્યું મેં નામ બહુ તારૂં, કરીને મેં કદર તારી;
પરન્તૂ તું ન દેખાયો, પ્રિયે એ રીત છે શાની? ૧૦૩

× × × ×

તને શોધતાં વ્હાલા સુધાકર ! સ્નેહ શોધાયો બધે;
દેખાય નહિ ત્યાં દોડતાં, તે પ્રેમ દેખાયો બધે.
ઝાંખી પ્રતિમા તુજ પ્રણયની ઝાંઝવાના નીર શી;
દેખી જતાં ત્યાં ભેટવા, પણ હાથ તું આવ્યો નહિ ! ૧૦૪

અદૃષ્ય જાણે થાય જીવન, એમ તું ઉડી ગયો
કોઇએ કહ્યું કે "પાપમય પાખંડ એ ચાલ્યો ગયો"
એવી પરિમિત આકૃતિના મોહ ખોટાં બન્ધનો
દોરી જતાં દુ:ખમાં નિરંતર, મોહ એ ખોટા ત્યજો !" ૧૦૫

લાગી મને એ વાત સાચી, એમ હું છૂટી થઇ
તારી પ્રતિમા પીગળતાં, મારી પ્રતિમા નિર્મળી
ઓજસ્વિની, અંતરૂ હૃદયથી પ્રકટતી દેખાય છે
ને પ્રિય ! તારો મોહ મારો એમ ઉડી જાય છે ! ૧૦૬

વળી પ્રશ્ન ત્યાં એવો થયો કે "પ્રેમ વિના પૂણ્ય શાં ?"
"કે બ્હેન ચંદા ! પ્રિય સુધાકર વિનાના પ્રેમ શા ?"
"કે પ્રેમ વિના સ્વર્ગ શાં ? ને સ્વર્ગ વિના સુખ શાં ?"
"મક્કમ હૃદયમાં પ્રેમ માટે આમ શંકા થાય કાં ?" ૧૦૭

શાને ત્યજે છે સ્વર્ગ તારૂં ? સ્નેહ તારો ? સ્થિર થા
ન્હાતી હતી તે ચિત્તને હજૂયે નિરંતર બ્હેન ! ન્હા
એ પ્રેમની ભક્તિ મહીં, એ પ્રેમના યોગ જ મહીં
તું દેવી જેવી દિવ્યતાને ધારનારી થા રમા ! ૧૦૮

આ પ્રશ્ન આવા ઉપજતાં વળી દીલ ચકડોળે ચઢ્યું
કે શું બનું નિષ્ઠુર હું ? ભલે, દીલ નિષ્ઠુર પ્રિયનું
છોને ન હો એ હૃદયમાં શુદ્ધ પ્રેમ–નિર્મળ ભાવના
હું કેમ ત્યજી દઉં, પ્રિયજનને દુષ્ટ ઠરવા જગતમાં ? ૧૦૯

ત્યાં કોઈ બોલ્યું "કેમ નહિ ? એને ત્યજ્યામાં લાભ છે
"સાચો કદી એ હોત તો શું પ્રેમ ના સંભાળતે ?
બિમાર થઇ રહી આટલી–ગાંડી થઈ ગઇ આટલી
તોયે તને એ "પ્રિય" કહેવાતો અહીં આવ્યો હજી ? ૧૧૦

જોવા તને – ન્હાવા તને – સંભાળવા – લેવા તને
દરકાર વિનાના હૃદયના પ્રેમ શા? કહેશો મને?
એના સ્મરણની વ્યર્થ ઉપાધિ તને આ પજવતી
માટે ત્યજી દે મૂર્ખ મનનો સંગ, બનવાને સુખી" ૧૧૧

"જે પ્રેમમાં જ્યાં સ્વાર્થ છે—જ્યાં જગત્‌ના હિસાબ છે
જ્યાં થાય છે ખોટી ગણુત્રી, લાભને હાનિ તણી
જે પ્રેમમાં શંકા અને જે પ્રેમમાં ભય ઉપજતો
એ પાત્ર ઉપર પ્રેમની મમતા પીડાઓ સમજવી. ૧૧૨

તું બહુ રડી એકાન્તમાં એના વિના—એને લીધે
તેં સર્વ ગુમાવ્યું—જીવન, બસ એ જ ભ્રમણામાં સખે!
તેં ભોગ દીધો જીવનનો—તેં ભોગ તારા હૃદયનો
અપ્રિય થઇ ગઇ પ્રિયજનને દુઃખ તેં એવાં ઘણાં. ૧૧૩

બસ માત્ર એના પ્રેમ માટે—માત્ર એના નામ પર
મૃદુ છે છતાં તેં ભોગવ્યાં, તેં સહનશીલ થઇ ધૈર્યથી
જ્યારે ગયો તે ત્યાગીને તે પ્રેમની દરકારનો
સત્કાર પણ કરતો રહ્યો ના, જો સાવ તે દૂર જ રહ્યો. ૧૧૪

આંસુ સખી! એણે ન લૂછ્યાં—ના હૃદયને સાચવ્યું
ડૂબી જતા તારા જીવનને મૂર્ખ ના તારી શકયો
આવી કને, એણે તને ના, ઔષધો આપ્યાં કંઇ
પ્રિયા પડી મૃત્યુ પથારીએ છતાં આવ્યો નહિ. ૧૧૫

સેવા કરી—ના સુશ્રુષા—ના દુઃખ પણ એણે ધર્યું
પ્રીતિ બતાવી માત્ર એણે સ્વાર્થની જાળો ગુંથી
સૌંદર્યનો શોષક હતો—ના પ્રેમનો પોષક હતો
ના સત્યનો શોધક હતો—પણ દુષ્ટ પાખંડી હતો. ૧૧૬

એના ઉપરના મોહ શા? એના ઉપરના પ્રેમ શા?
એનાં વળી તે સ્મરણ શાં? એના વળી સત્કાર શા?
એનાં વળી તે ગાન શાં? એનાં વળી તે માન શાં?
વિષયી જનોના હૃદય પર વિશ્વાસ શા? નિઃશ્વાસ શા? ૧૧૭

× × ×

દીલદારનું દીલ ઉઠતું જોઇ હૃદય મારૂં રડ્યું
મારો ગુન્હો જે થઇ ગયો એ આખરે આવી નડ્યો
ત્યાગી–ત્યજી વ્હાલી પ્રિયા, હું ક્રૂર થઇ, દૂર જઇ વસ્યો
બેદીલ એમાં થાય એનું હૃદય એમાં પ્રશ્ન શો ? ૧૧૮

પ્રીતિ તણા મીઠા કરારો પાળવાનાં પૂણ્ય ના
પોષી શક્યો–શોષી શક્યો ના ભય હૃદયના, વ્યર્થ આ
મક્કમ રહ્યું ના હૃદય મારૂં, સ્નેહ સાચો શોધવા
આજે બનું બેહાલ, એમાં દોષ શા વ્હાલી તણા ? ૧૧૯

પ્રેમ સંબંધને અંગ કર્યું પ્રભૂ ! પાપ, પીડા પ્રકટાવી રહ્યું
ફરી ફરી ફરવા દીલ લાગ્યું, તે દીલનું દુઃખ આજ વધ્યું
શુધ્ધ–વિશુધ્ધ સંબંધ તણો પ્રભૂ ! સ્નેહ સરલ રહ્યો ન રહ્યો
આજ કસોટી થઈ સમજી રહું, હું જ સુધાકર શૂન્ય ઠર્યો. ૧૨૦

દગો દીલદારને દેતાં ત્યજે દીલદાર એમાં શી ?
કરૂં ફરીયાદ હું કોને ? ગુન્હેગારી પ્રિયાની શી ? ૧૨૧

અમારૂં પાપ અમને દુઃખ દે એમાં બીજાને શું ?
અકારણ દોષ દેવાની ધરૂં હું ધૂર્તતા પણ શું ? ૧૨૨

પ્રિયાએ તો ખરી પ્રીતિ, હૃદયમાં સાચવી રાખી
વિયોગેયે હૃદયમાં ના જરાયે બેદીલી જાગી ! ૧૨૩

અમારા નામની એણે કવિતા ગાઈ જાણી છે
સદંતર સ્નેહ સ્મરણે એ બિમારીમાં રીબાણી છે ! ૧૨૪

રીબાઈ પણ હૃદયને સાચવી રહી છે સુધાકરનું
અનેરો ઇશ્ક જગવ્યો તો અનેરા ભોગ દઇ રહી છે ! ૧૨૫

* * *

અને ઓ મૂર્ખ ! ત્યારે તેં બતાવ્યું પ્રેમનું બળ શું ?
પ્રિયા રીઝે–વળે પાછી, બતાવ્યું સ્વત્વ એવું શું ? ૧૨૬

સતત તેં સ્વાર્થની જાળો બિછાવીને બન્યો સાવધ
રખેને ભોગ કંઇ દેવો પડે ના તે મહીં પાગલ ! ૧૨૭

કસોટી આવતાં પ્રીતિ તણું બન્ધન થતાં શિથિલ
હ્રદય એ માનવું કેવું? વફાદારી મહીં તલ્લીન? ૧૨૮

અરેરે! પ્રેમમાં યે તેં દગલબાજી નથી છોડી
હ્રદય ના સાચવી જાણ્યું, પ્રિયાના પ્રેમને જોડી. ૧૨૯

× × ×

સળગી ઉઠયું મુજ હ્રદયને સળગી ઉઠયો મુજ આત્મા
રે! પાપને પાખંડ વિના આ પ્રેમના આદર્શ શા?

અંતરૂ હ્રદયમાં કોઈ દિન મારે હતા—જન્મ્યા હતા
સેવ્યા હતા? સ્ફુર્યા હતા? કે જિન્દગીમાં અવતર્યા? ૧૩૦

"વિશુદ્ધ પ્રેમી મુજ હ્રદય" એવું કહી મેં જગતને
મુજ હ્રદયને—મુજ આત્મને—મુજ જાતને, મેં છેતર્યો
અધિકાર આન્તરૂ જીવનના, મેં પાપથી ઓછા કર્યા
પ્રિયત્તમ! પ્રિયાને દઈ દગો, પરિણામ આવાં આદર્યા. ૧૩૧

કોણે કરી કોની કદર? કોણે રચી, કોની પ્રિયા?
કોણે બનાવ્યું હ્રદય કોનું? વાત એ નિશ્ચિત ના
તોયે બન્યો હું મૂર્ખ, આગળ દોડતો પ્રેમી બની
દીલમાં દગલબાજી હતી, તોયે જગતને છેતરી. ૧૩૨

સાચી રમત છે જેમની પગલાં ભરે સાવધ રહી
સ્થિરતા ધરી આગળ વધે, દોડે નહિ આંખો મીંચી
પણ એક જે પગલું ભર્યું,—કાયમ ભર્યું, હઠશે નહિ
પ્રગતિ મહીં સાવધ રહે, પાછાં કદી પડશે નહિ. ૧૩૩

પણ પ્રેમ મુજ જૂઠો હતો, વિષયો મહીં રમતો હતો
દેખાવમાં તે દોડતો, જ્યારે ખરો હઠતો હતો
બહુ દોડતાં થાકી ગયું દીલ એમ એ જૂઠું ઠર્યું
પ્રિયત્તમ પ્રિયાના પ્રેમની આથી કદર ના થઈ શકી. ૧૩૪

દીલદારના દીલની તને પરવા કદી જો હોત તો
નાસી જવાનું આમ નાટક તેં બનાવ્યું હોત કે ?
દીલ જો મળે દીલ સાથ તો ત્યાં દ્વૈતની શી ભાવના ?
આફ્ત અનેક ભલે નડે, પ્રિયત્તમ પ્રિયા શું ત્યજાય આ ? ૧૩૫

× × ×

અરેરે ! પ્રેમમયિ તેં દગલબાજી નથી છોડી
હૃદય ના સાચવી જાણ્યું, પ્રિયાના પ્રેમને જોડી ? ૧૩૬

× × ×

હૃદય આજે તને સોંપું, ફરી તો તે સ્વીકારી લે
થયેલી ભૂલને વ્હાલી ! ક્ષમાની દૃષ્ટિથી જોજે ! ૧૩૭

ગમે તેવો હું પાખંડી અને પાપી છતાં તારો
બન્યો છું પ્રેમપૂજારી પ્રિયા ! પ્રેમી ગણી લેજે ! ૧૩૮

હજારો લાખ અપરાધો ભલેને આમ થઈ ચૂક્યા
છતાં ઉદાર હૈયું રાખનારી ક્ષમ્ય કરતી જા ! ૧૩૯



## ( ૫૩ )
## કેમ ચાલશે ?

ચારે દિશાથી ઊભાં રહ્યાં, ઘેરાઇ ભયનાં વાદળાં
નિર્ભય થઈ એ આવરણો, ભેદ્યા વિના કેમ ચાલશે? ૧
અજ્ઞાનતા આડંબરે, જ્યોતિ ખરી ઝાંખી બની
સાચું સ્વરૂપ બતાવવા, દોડયા વિના કેમ ચાલશે? ૨
પામર વિચાર કરી કરી, પામર બની મનની સ્થિતિ
દીલની ગુલામી ટાળવા, ચમકયા વિના કેમ ચાલશે? ૩
આજે બને તે આપણું, કાલે બને તે કાળનું
રે! ઇષ્ટિ પ્રાપ્ત થયા વિના, ઠંડુ થવું કેમ ચાલશે? ૪
આંખો મીંચાઈ રહી અને લુંટાય છે લાલિત્ય સૌ
પાપો પ્રહાર કરી રહ્યાં, પ્રકટયા વિના કેમ ચાલશે? ૫
ઊંડાણમાં ઉતરી પડી, આદર્શ સ્થિતિ આપણી
ભૂતકાળનું ગૌરવ બધું, પામ્યા વિના કેમ ચાલશે? ૬
રે! આર્તનાદ થઈ રહ્યા, અંતર્ હૃદયને ભેદતા
દર્દી શરીર ડૂબી જતું, તાર્યા વિના કેમ ચાલશે? ૭
નીચી ગતિ જે આપણી થઇ, આપણી ભૂલો વડે
ઉન્નત થવા ભૂલો થતી, ત્યાગ્યા વિના કેમ ચાલશે? ૮
ભ્રમણા વડે મન-તન ભમે, દર્દી થઈ દીલડું દમે
પ્રકટાવવા પ્રારબ્ધ-બળ, સળગ્યા વિના કેમ ચાલશે? ૯
જેણે જગત્ જૂનું ગણ્યું, દ્રષ્ટિ નવી ના દાખવી
ભૂતકાળ ભાવ વધારવા, પ્રેર્યા વિના કેમ ચાલશે? ૧૦
જ્યાં આજ ઇષ્ટ અનિષ્ટના ભેદો ભૂલાઇ ગયા બધા
દુનિયાની સાથે દોડવા, જાગ્યા વિના કેમ ચાલશે? ૧૧
કરીએ ન ગણુના પાપની, પણ પાપ પીડાઓ રચે
એ ત્રાસથી બચવા, પૂનિત બન્યા વિના કેમ ચાલશે? ૧૨
આન્તર્ હૃદયને ઠારવા, સાચું જગત્ ઉપજાવવા
સેવક બની સેવા કર્યા વિના જગત્‌ની, ચાલશે? ૧૩

## ( ૫૪ )

## કર્મયોગ

કર્મ તણો અધિકાર, તારો કર્મ તણો અધિકાર
કેવળ કર્મ તણો અધિકાર, રાખે ફળનો કેમ વિચાર ?—કેવળ. ૧

જન્મજીવનથી અંત સુધી તું, તારૂં સ્થાન સ્વીકાર
સ્થાનપરત્વે તારી ફરજો, પૂરેપૂરી તું પાળ—કેવળ. ૨

"અમુક મળે તો, અમુક કરૂં હું," એવી સરત ન હોય
કરવાનું તું કરતો રહે તો, જીવન પામશે જોર—કેવળ. ૩

ફરજ ચૂકે તે જીવન ચૂકે છે, ભવમાં ગોથાં ખાય
મળવાનું તો મળી રહે છે, હઠ રાખ્યે ન પમાય—કેવળ. ૪

કર્મધર્મ પર સ્થિર રહેવાથી, કદીયે કશી ન હાણ
દેહ દીપશે, જીવન ચમકશે, પૂરાશે નવ પ્રાણ—કેવળ. ૫

કર્મયોગ તો છે કાયાનો, માયાનો ઉપહાર
સુખ, સંપત્તિ, વૈભવ, બળ દઇ દે, જીવનનો જયકાર—કેવળ. ૬

શુદ્ધ કરી સંકલ્પો તારા, મનની શુદ્ધિ આણ
મમતા પછી મન--તનની છોડી, કર્મમર્મ સંભાળ.—કેવળ. ૭

શ્રી હરિએ જે સાધન આપ્યાં, જે બુદ્ધિ, જે યોગ
જે જે કરવા મળી પ્રેરણા, તે તારા સંયોગ—કેવળ. ૮

જે જે કામ કરે તું તેમાં, તલ્લીન હરદમ રહેજે
દુઃખ, સંકટ, પ્રતિકૂળતા મહીંયે, કાર્યત્રેગને વ્હેજે—કેવળ. ૯

કર્મયોગ તો વર્તમાનનો વેગભર્યો વ્યવહાર
ભૂત અને ભાવિની દ્રષ્ટિ, કર્મ મહીં શમી જાય—કેવળ. ૧૦

રાગ નહિ કે દ્વેષ નહિ ત્યાં, નહિ લાલચ કે લોભ
સ્થિર સનાતન ફરજ સમજતાં, જીવનમાં શા ક્ષોભ ?—કેવળ. ૧૧

કર્મયોગમાં વિજય—પરાજય બંને સાથે હોય
પણ એથી હરખાતું-ડરવું, ભ્રષ્ટ કરે એ યોગ—કેવળ. ૧૨

"મેં જે કીધું, પ્રભુપ્રેરણા, તેમાં પ્રભુનો હાથ
જે કંઇ કીધું, એને માટે, એને સોંપું આજ"—કેવળ. ૧૩

કર્મયોગીના દીલમાં આવી રહે ભાવના સાચી
પ્રભૂ પ્રીત્યર્થે કર્મ કરે તો પ્રભૂ એનો સંગાથી—કેવળ. ૧૪

તું સાધન ને પ્રભૂ જ્યાં સાધક, ત્યાં શાનાં અભિમાન?
શી ગ્લાનિ? શી મમતા? કે ભય? શાં દુઃખો? શી હાણ?—કેવળ. ૧૫

ઉઠ, ઉઃ, ઉભો થા ફરીથી, કર્મધર્મ સંભાળ
પ્રિયત્તમ પ્રભૂને હૈયે રાખી, જીવનનાવ હંકાર—કેવળ. ૧૬



## ( ૫૫ )

# ન મૈં હું કીસીકા

## [ હિંદીમાં ]

ન મૈં હું કીસીકા, નહિ કોઇ મેરા
જીવન આજ સમજુ મૈં મેરા અકેલા—ન મ. ૧

જીવનમેં મીલેથે તો સાથી હઝારોં
મગર ના રહા, અન્ત તક કોઇ મેરા—ન મૈં. ૨

પરમ પ્રેમપદ કે ન આદર્શ પાયા
કટૂતા મીલી, દીલ હુઆ નમેરા—ન મૈં. ૩

મીલન જબ હુઆ, પ્યાર જ્યાદા બતાયા
હુઆ કયા અભી છોડ ગયે અકેલા—ન મૈં. ૪

કહા શાસ્ત્રમેં પ્રેમ અનંત માયા
ચીરકાલ હૈ સ્થાન, ઉનકા મનાયા—ન મૈં. ૫

છૂટે સ્નેહ કૈસે? તૂટે બન્ધ કૈસે?
કહાં પ્રેમ વિશ્વાસ? કૈસે ચૂરાયા—ન મૈં. ૬

સંબંધી હુવે છોડ કૈસે ચલેંગે?
જીયે કે મરેં સાથ, વિશ્વાસ થા થા—ન મૈં. ૭

મગર આજ દેખા ન કોઇ રહા હૈ
છૂટે હૈં, છૂપે હૈં, સંબંધી હમારા—ન મૈં. ૮

હસેં યા રડેં આજ એસી દશામેં?
મુઝે પ્રશ્ન હોતા ન ઉત્તર મીલા થા—ન મૈં. ૯



## (૫૬)

## અદ્વૈતદર્શન

મૃત્યુ પામ્યાં, મન–તન છતાં, જીવતો જાગતો છું
માયા જાતે, સરી પડી પછી, મૂળરૂપે રહ્યો હું
સાચી શક્તિ, સબલ થઇ રહી, કાર્યનું કાર્ય શોધે
એણે એનું, પ્રબલ પદભર્યું, સત્યજીવન પ્રબોધે. ૧

"આ મારું, એ, એનું" એવી, ભાવના નાશ પામી
જ્યારે જીવે, જીવન સઘળું એક, ત્યાં દ્વૈત ક્યાંથી!
મૃત્યુ જન્મ્યું, જીવન પથ પછી, મૃત્યુ તો જીન્દગાની
વ્હેતી રે'તી, જીવનક્રમ મહિં, જીન્દગી એક સાચી. ૨

જૂદાં જૂદાં, રૂપ મહિં રહે, આત્મજ્યોતિ નિરાળી
એણે પ્રેર્યા, અવિરતબળો, કાર્ય વણઝાર ચાલી
જે જે જન્મે, જે જે જાગે, વેગ જે જે મળે છે
જે જે કંઈ, બની રહ્યું બધું, પ્રાણને પ્રેરણા છે. ૩



( ૫૭ )

## અખંડ

એક અખંડિત જીવન જ્યાં છે, એક અખંડિત કામ વહ્યું
એક અખંડિત દીસે મહીં પ્રભૂ! એક અખંડિત તેજ રહ્યું
એક અખંડિત પ્રેમ પ્રતિભા, એક અખંડિત ત્યાં પ્રતિમા
એક અખંડિત આતમ જ્યોતિ, એક અખંડિત ધૈર્ય રહ્યું:



# ( ૫૮ )

## પ્રકીર્ણ

કોની ભક્તિ કોણે કરી ?
કોની માયા કોને વરી ?
આ સાધન પર સજવો વેષ ?
કોણે ત્યાગ્યો કોનો દેશ ? ૧

આડંબર એ નવો અવતાર
મૂળ સ્વરૂપ પર નાંખે જાળ
જીવતે પગલે મરતો જાય
મરતાં મરતાં રડતો થાય. ૨

પામર નર પામરતા ધરે
ઊંચે ઉડી નીચે પડે
પડતાં પડતાં ગોથાં ખાય
એને ક્યારે કોની સહાય ? ૩

સાચી વાતો સમજે કોણ ?
સાચાં હૈડાં શોધે કોણ ?
કોણે કીધો કોનો ત્યાગ ?
કોણે આપ્યો કોને ભાગ ? ૪

જે માયા મમતાને વરે
તે જીવનમાં શાને તરે ?
ભવસાગર ઉતરવા પાર
સાચાં સાધનનો સહકાર. ૫

## ( ૫૯ )

# પ્રોત્સાહન

શાને માટે, સુખદુઃખ તણી, કલ્પનાઓ સુઝાવે ?
ન્હોતું એવું, માની લેવા, કેમ પ્રવૃત્ત થાયે !
તારે માટે, તુજ દીલતણી, જ્યોત્સ્ના પૂરતી છે
દેવે દીધું, પ્રભુમય જીવન, કેમ ઓછું કરે છે ? ૧

વીત્યાં વર્ષો, યુગ પણ વીતે, જીન્દગી એમ જાશે
માયાના મન્થનમાં તારા પ્રાણ પૂરા ધવાશે
નિરાળાં છે, જીવન ક્રમતણાં, પ્રાણ દેનાર તત્ત્વો
ભાસે જ્યારે, સાચાં પચવે, પામશે પ્રાણ સત્ત્વો. ૨

લક્ષ્યેસ્થાને, પળ પળ વહે, પ્રેમની પૂણ્ય સરિતા
તારે હૈયે, તન્મય બની, પોષશે દિવ્ય સંખ્યા
હેતૂ સાધ્યો, જીવનક્રમ દીપ્યો, ઓસર્યાં દુઃખ દર્દો
તાર્યું તેં તો, મન તન તણું નાવ, ડૂબી જતામાં. ૩

જે જે કાળે, પ્રિયતમ પ્રભૂ, પ્રેરણા નિત્ય પ્રેરે
તે તે કાળે, તત્પર રહી, જીન્દગી જે ગુજારે
સાચાં સત્યો, ગ્રહણ કરી લઇ, પાપના પૂંજ બાળે
તે તે જીવ્યું, સરલ સાચી જીન્દગી, ભ્રમ બીજો. ૪



## ( ૬૦ )
# પ્રેમ પતિતાને
### ( મન્દાક્રાન્તા છંદ )

શાને માટે, દુઃખમય બધી, જીન્દગી માનવાની ?
ન્હોતું એવું, ફરી ફરી અહીં, ઊણપો રાખવાની ?
તારે માટે, પ્રિયતમ પ્રભૂ, પ્રાણ આવેગ પૂરે
દેવુંલેવું, ક્રમ થઇ રહ્યો, કુદરતે કેમ ચૂકે ? ૧

વર્ષો વીત્યાં, વિકલ થઇ રહી, શીદ કર્તવ્ય છોડે ?
જો તું જાગે, જીવન રસ મહીં, ધર્મનો મર્મ રે'શે
ન્હોતું જ્યારે, ભયભર કશું ભાવિ, ત્યાં કેમ ભૂલે ?
જીવી લે તું, સરલ સુખભરી, જીન્દગી પ્રેમપન્થે. ૨

ભાવિ તારૂં, ઉજ્જવળ દિસે, ધર્મ અજવાળ્ય તારો
ઊંડાણે જે, હરદમ રહી, તીવ્ર ઇચ્છા, સ્વીકારી
શોધી લે તું, પ્રિયજન તણો પન્થને રંગ રાખી
તારી લે તું, દુઃખમય બની જીન્દગાની, ફરીથી. ૩

" બાજી મારી, ઉલટ થઇ પડી, સુધરી તે શકે શું ? "
રોતાં રોતાં, વચન વદવાં, લાભ એથી મળે શું ?
તત્ત્વે સત્ત્વે, સ્થિર થઇ જતાં, પ્રેરણા જે પમાશે
આશા એવી, અમીમય બધી, રાહ દર્શાવશે તે. ૪

નિરાશામાં, રડી રડી રહી, આંસુડાં પાડવાથી
શાની સિદ્ધિ ? બળ પણ કયું ? શાન્તિ પણ સાખ્ય ક્યાંથી ?
હૈયે આંધી, દુઃખભર ચઢે, દ્રષ્ટિ રૂંધાઇ જાતી
આશા તારે, રસમય બન્યે, સ્થિર સૃષ્ટિ સધાતી. ૫

જાગે જ્યારે, સ્થિર ચિત્ત મહીં, પ્રેમ સંકલ્પ પૂરા
ત્યારે તારી, મન-દીલ તણી, ભાવનાઓ ફળે વા,
આદર્શોનાં, અવિરત બધાં, વ્હેણ વ્હેતાં રહે ને,
જ્યાં છે આજે, દુઃખમય દશા, સુખ ત્યાં સંચરી રે' ! ૬

જેને માટે, જીવન તવ બન્યું, ત્યાગ તેનો ઘટે ના
સ્વામી જેવો, પ્રિયજન નથી, સાથી સન્નારીને જ્યાં
ત્યાં તે તેની, સતત કરી રહે, પ્રેમભર ભવ્ય પૂજા
તેને ત્યાગી, દૂરદૂર જતાં, દુઃખને ત્રાસ ઘેરે— ૭

એની સ્થિતિ, અવનત થતી, ઠોકરોમાં ચઢે તે
જ્યાં દોડે ત્યાં, પ્રકટ થઇ રહે, યાતનાઓ હજારો
રોતાં રોતાં, જીવન ક્રમતણો, મર્મ ભેદાઇ જાયે.
જીવે તોયે, જીવન મહીં રહે, જીન્દગી કૈં ન સાચી. ૮

સ્થાને શોભે, જગત્ મહીં બધાં, સ્થાન ચૂકયે મરે છે
વેલી પેલી, પ્રિયજન સમા વૃક્ષનો આશરો લે
વ્હેતી વ્હેતી, પદ પદ વહે, જોઇ લે તું સરિતા
કયાં જન્મી, કયાં, સતત જઇ રહી? સાગરો છેક ખારા. ૯

શાને માટે, ભયભિત બને? કેમ કંપી રહી છે?
ભૂલી જા, તું, ગત વૃત્ત બધાં, શીદ રોતી રહી છે?
આંસુ પાડી, અવિરત રડે, નિત્ય કર્તવ્ય ચૂકે,
પાસે આવે, પ્રિયજન છતાં, ત્યાગ તેનો કરે તે. ૧૦

જ્યારે ત્યારે, જગત્ સઘળું, પ્રેમનો પન્થ પૂજે,
ત્યારે તું તો, રડી રહી વૃથા, કેમ ભૂલી પડે છે?
સાચી વાતો, સુખભર ગણી, પન્થ અજવાળ્ય તારો
જા, જા, બ્હેની! પતિગૃહ જઇ, શોધ સંસાર તારો. ૧૧

જે જે વાતો, ભૂતરૂપ સમી, ભૂતકાળે બની'તી
તે તે વાતો, દીલમહિં ફરી, વ્યર્થ ઉપજાવવી શી?
તેવી વાતો, સ્મરણ મહિં બધું, સ્વાસ્થ્ય સળગાવનારી
મ્હોટી હાનિ, ભયપણ વધે, વ્યર્થ બુદ્ધિ મૂંઝાતી. ૧૨

આવી રીતે, દરદ-દુઃખ ધરી, આત્મા હારવો કાં?
પ્રીતિ નીતિ, પ્રકટ કરી રહે, ચેતના જાગશે ત્યાં
સંસારે છે, સુખ દુઃખ તણું સ્વપ્ન, સંસાર જોતાં,
જેનો જેવો, જીવનક્રમ બન્યો, દેખશે સ્વપ્ન એવાં. ૧૩

વ્હાવા લેવા, પ્રિયજન તણા, પ્રેમ, સંસારના જ્યાં
ત્યાં ત્યાં શાને ? પળ પણ હવે, ભૂતકાળો છવાતા ?
જ્યારે આંખો, ફરી ફરી ખુલે, આત્મા હાલતો રે'
ત્યારે તારો, ભ્રમ પણ જશે, કેમ પાછી પડે છે ? ૧૪

ત્યાગ્યું છે તેં, જગતમહીં ભલા, નાથ વિના બીજું શું?
માયા કાયા, મન-દીલ મથે, મુક્ત ના રહી શકી તું
ડંખી રે'તું, તવ દીલ તને, બ્હાવરી તું બની છે
ક્યાં છે સાચી, ક્ષણભર તને, શાન્તિ, સત્કાર ક્યાં છે ? ૧૫

ક્યાં છે તારા, દીલ મહીં વસ્યાં, ધર્મ, ઔદાર્ય, સેવા ?
ક્યાં છે તારી, પ્રિયજન પ્રતિ, પ્રેમમય કલ્પનાઓ?
ક્યાં છે તારી, રસમય મૃદુ નિત્યની નિત્યવાણી
મિથ્યા વાતો, મદભર વંચી, ઘેરતી તેજ તારૂં ! ૧૬

શાને માટે, પળ પળ ગ્રહે, પન્થ તું પામરોનો ?
શોધી લે તું, સ્થિર થઇ હવે, રાહ ડાહ્યા, જનોનો
જેથી જન્મે, સુખમય સ્થિતિ, દુઃખનો ધ્વંસ થાયે
સાચી સિધ્ધિ, જીવનક્રમ તણી, જીન્દગીમાં જણાયે. ૧૭

સાચું ત્યાગી, સકલ પદ ત્યજે, જીન્દગીને જગાડે
માયા—કાયા, મદ પર બધે, નિત્ય કાબુ જમાવે
સાચું ખોટું, ત્યજી દઇ બધું, દુનિયાથી ડરે ના
આજે ડાહ્યું, થઇ જતું પછી, મૂર્ખ એવું બને ના. ૧૮

એની આંખો, રડી રહી તદા, પ્રેમ વર્ષાવતી રે'
એનું હૈયું, રસહીન બને, તોય નિર્દોષ થઇ રે'
જાતે સ્હેવા, અતિશય દુઃખો, કાંઇ ફરીયાદ વિના
તૈયારી છે, હરદમ અને ત્યાગશે, ત્યાગ સાચા. ૧૯

તે આપે ના વિનિમય પદે, પ્રાણ પણ પાથરી દે
એનું હૈયું, રડી રહે તદા, અન્યને આશરો દે
જાતે વેઠે, જગત્ દુઃખ બધાં, અન્યને ના રડાવે,
બીજાં જ્યારે, સુખ રૂપ બને, તેમ આનંદ પામે. ૨૦

આમાંનું શું ? સિધ્ધ કરી શકી, ત્યાગ શાનો કર્યો તેં ?
ત્યાગી દોડી, પ્રિયતમ પતિ, ત્યાગ શું એટલો છે ?
આવા ત્યાગે, મનુજ મનની, મૂર્ખતાઓ સૂજાતી
જ્યાં ત્યાં જન્મે, અતિશય કલહ, પ્રેમ–જ્યોતિ રૂંધાતી. ૨૧

પાપો, શ્રાપો, પદ પર વધે, જીન્દગી જાય એળે
સાચી વાતો, દૂર દૂર જતી, તૂટતા તાર તોડે,
આશા જ્યારે, નિજ પદ ચૂકે, થાય ઘેરી નિરાશા
આવી રીતે, જીવન રસતણી, જ્યોત્સ્ના નષ્ટ થઇ રે'. ૨૨

ઉંડા ઘા જે, દીલ પર પડયા, રૂઝવ્યે છૂટકો છે
વર્ષો વીત્યાં, સ્મૃતિમહિં બધું, સાચવ્યે લાભ શો છે?
ભૂલ્યાં બંને, ભૂલ નથી કંઇ, એકની માનવાની
છૂટયાં બંને, ભ્રમિત થઇ ભમ્યાં, ધર્મ ભૂલી જવાથી. ૨૩

આવેશોમાં, ક્ષણભર ડૂલી, માનવો ભૂલ ખાતાં
સાચી વાતો સમજ મહિં સ્ફુરે, ખૂબ પસ્તાઇ રે'તાં
જો ધારે તો, ગત થઇ ગઇ જીન્દગીને સુધારે,
પાછું પામે, પ્રિયજન અને સુખ સંસાર પામે. ૨૪

એણે તો જ્યાં, દીલભર રડી, પ્રાર્થનાઓ કરીતી,
" પાછાં આવો, " પ્રિયત્તમ તમે, પત્ર એવા લખ્યા'તા
ભૂલ્યાં ત્યાંથી, ફરી થતી બધી, ભૂલ અટકાવવાને
પ્રેમે પ્રાર્થે, પ્રિયજન છતાં, દીલ એ પીગળ્યું ના– ૨૫

એ જોઇ એ, દીલબર કને, દોડતો આવતો ને
સાથે રે'વા, પ્રિયજન બની, પ્રેમથી પ્રાર્થતો ને
સત્કારે છે, રસમય દીલે, ભૂત ભૂલી જવાને
તોયે તેં ના, દીલ મહિં ધરી, વાત એની જરાયે. ૨૬

તેં ના માન્યું, પતિગૃહ જવા, કલેશનો વેષ રાખ્યો,
દોષો તારા, તદપિ ગણી રહી, દોષ તારા પતિના,
આથી તારો, જગતમહિં હવે, દોષ દેખાય ઝાઝો
ભૂલી ભૂલી, ફરી ફરી ભૂલી, ભૂલનો ક્યાં છે આરો? ૨૭

આવી રીતે, પ્રિયજન ત્યજી, ત્યાગનો સ્વાંગ રાખે
દોષો તું તો, દઇ રહી હવે, આજ દુનિયા બધીને
જાતે ભૂલે, જગત્ ક્રમ ત્યજે, આંસુડાં પાડતી રે'
તોયે તારા, દીલ મહિં નથી, "આહ" એની જરીયે. ૨૮

ત્યાગ્યું તેં તો, પતિગૃહ અને આજ અહીયાં રહીને
વર્ષો ગાળે, ફરી નથી જવું, નાથ સ્વીકારવાને
જાણે ના ત્યાં, જીવનરસ રહ્યો, ના ફરીથી મળીશું
એવો એમાં, સબલ થઇ રહ્યો, એક નિશ્ચય હવે શું ? ૨૯

વ્હાલી બ્હેની ! દુઃખભય બધાં, ત્યારથી ઉપન્યાં છે
તારી સ્થિતિ, વિલય સમ બધી, ત્યારથી થઇ રહી છે
તારી આંખો, રડી રડી રડે, જીન્દગી ત્યારથી ગઇ
મૃત્યુ પામી, રસમય કથા, ભૂત-ભૂતાવળો રહી. ૩૦

અંધારૂં છે, જીવનક્રમ મહીં, ઉલટો પન્થ લેતાં
ઘેરાતું રે,' સુખમય જીવન, સત્ય ભૂલી જવાથી
ઉંચે આવી, પતનમહિં જવું, ભાગ્યવિધાન ખોટું
દોડી દીપી, ફરી થઇ જવું, આમ નિસ્તેજ શાનું ? ૩૧

તારે માટે, તુજ પતિ હજૂ, પ્રેમ સંકલ્પ સેવે
તારે માટે, તુજ પતિ હજૂ, પ્રેમ સંદેશ 'ક્હા'વે,'
માની જા તું, સુખ દુઃખ તણા, સ્વાર્થ સમજી શકે જો
તારી ભૂલો, તુજપતિ ગણે, ક્ષમ્ય ત્યાં શું રહે છે ? ૩૨

એવી રીતે, તું પણ ગણી લે, ક્ષમ્ય કંઇ દોષ એના
સાચાં સ્નેહી, ફરી જઇ જશે, સ્વર્ગ ઉપહાર ત્યાં ત્યાં
આંખોમાંથી, પ્રકટ થઇ રહે, પ્રેમ અશ્રુ, પ્રભાતે
તૂટેલાં બે, હૃદ ફરી થઈ એક સબંધાઇ રહેશે. ૩૩

હરિગીત :—

પ્રસરાવ, પ્રિયતમ સહ જીવનમાં, સ્નેહની સુવાસ તું
કર્તવ્યને કર્મોતણા, આદર્શ પણ ઉપજાવ તું
હર્દી બનેલા દીલ મહીં તું, ઔષધો સંચારી લે
ભૂતકાળને ભૂલી જવા, તું વર્તમાન વિચારી લે. ૩૪

પરણ્યા પછી, પ્રેમી બની, જે મસ્તીને ઉપજાવતાં
બંને બન્યાં'તાં એકને, જ્યાં ભેદ જીવનના ન'તા
સુખ-હર્ષને શુભ કલ્પનાઓ, સંચરી રહી હૃદયમાં
ચારે દિશાએ ચમકતી'તી, જીવન આશા, જીવનમાં. ૩૫

પળ વાર પણ છૂટું થવું, કારણ થતું'તું દુ:ખનું
તન્મય રહી, તપ આદર્યું'તું, પ્રેમના વ્યવહારનું
સત્કારતાં'તાં, સ્નેહને પ્રગટાવતાં'તાં પ્રેમને
હૈયાં સતત હાલી રહ્યાં, ભૂલી ગયાં'તાં દેહને. ૩૬

એ પ્રેમ મસ્તી, પુન: પ્રકટો, જીવન ઐક્ય ફરી બનો
આશીષ મુજ અંતર્ તણી, તુજ જીવનને સુખમય કરો
સમજી શકે તું, ધર્મ તારો, સ્વાર્થ તારો ત્યાં પછી
દુનિયા મહીં તુજ કાર્યને, અવરોધતી શક્તિ કયી? ૩૭

મન્દાક્રાન્તા—

વિયોગે જે, વ્યતિત થઈ ગયાં, વર્ષ, સહી યાતનાઓ
રોતાં રોતાં, પ્રતિ ક્ષણ ગઈ, યાદ સઘળું કરી લે
જોયું-જાણ્યું, ભૂત મહીં બધું, નૂતન અંકાય આજે
સાથી સાચો, જીવન ભર તણો, દૂર રે'તાં વીતે છે. ૩૮

મિથ્યાતારાં, વચન મહિં ભલે, દર્દ દેખાય ના હો
તોયે તારી, સુખમય સ્થિતિ, કોણ કલ્પી શકે છે?
મિથ્યાવાણી, ક્ષણ પણ ભૂલી, કોણ માની શકે છે?
દેખાવોથી, ભૂલ મહીં પડે, મૂર્ખ છે કોણ આજે? ૩૯

જ્યાં તું જન્મી, જીવન મહીં વધી, ઉંઘવું કેમ ત્યાં ત્યાં ?
વિધાતાએ, વિધિસર રચી એક વીણા વિધાને
એને એનાં, જીવનરસ ભર્યાં, ગીત ગાવા તું દેજે
તોડી દે ના, મૃદુતર બધા તાર, મીઠી વીણાના. ૪૦

વીણાતારી, રસભર બધી, વાગતી રે' સદાની
તારો આત્મા, ફરી ફરી ગુંજે, ગીત એ સાંભળી લઇ
જાગો તારૂં, જીવન રસભર્યું, આત્મા જાગતો હો
એ સંગીતે, પ્રિયજન તણો, આત્મા તૃપ્ત થઇ રહો. ૪૧

શાને માટે ? પ્રિયજન છતાં, આમ બનતી બિચારી ?
શાને માટે ? સહન કરી રહી, લોક ટીકા અકારી ?
શાને માટે ? ક્ષણ પણ સહે, ભાર ભૂંડાં જનોનો ?
શાને માટે ? દીલ મહીં વહે, વેદનાઓ બીજાની ? ૪૨

જેને માને, પ્રિયજન દીલે, માન કે તે ન તારાં
તારે માટે, કંઇ કરી જશે, આશ આવી નિરાશા
શાને માટે, નિજ બળ ભૂલી, નિજ વ્યક્તિત્વ ચૂકે ?
જ્યાં તૈયારી, જગત્ જન તણી, સ્વાર્થ સંભાળવાને ! ૪૩

ઊંઘી ઊંઘી, બહુ દિન ઊંઘી, ભૂલ ભારે કરી તેં
જુવાનીનાં, જીગર બળતણો, ધ્વંસ વ્હોરી ચૂકી છે
ફીકકાં ગાત્રો, વચન પણ ફીકાં, આત્માયે હણાયો
હૈયું થાકયું, રસહીન બન્યું, પ્રાણ આવેગ નાઠા. ૪૪

આંખોમાંથી, ટપકી પડતાં, આંસુડાં જોઇ જોઇ
જાતે રોઇ, જગત્ પણ રડ્યું, તેમ મુજ દીલ રોઇ
રોતાં રોતાં, દુર્બલ બન્યો દેહ, હાડનાં હાડ દેખ્યાં
લાલી તારી, પરિસ્રુત થઇ, સત્ય આવેશ પણ કયાં ? ૪૫

કયાંથી પામે, વિલયપદક્રમે, હર્ષ ઉન્માદ બ્હેની !
જો જાણે તો, હજૂ પણ બને, સુખમય જીન્દગાની
જે ડૂબે છે, જીવન રસ ત્યજી દર્દ અંધાર નીચે
ઊંચે ના'વે. કદી પણ ફરી, લુપ્ત થઇ નાશ પામે. ૪૬

જે રાખે છે, જીવન મહીં સદા, દ્વેષની ભાવનાઓ
કે માને છે, મદભર બની, જાત ઉત્કર્ષ પામી
આડે રાહે, અવનત થતાં, લાભ ત્યાં શો મળે છે ?
સીધે સીધું, જગત દૂર ગણ્યું, અંધકારે જશે તે. ૪૭

ભૂલાવામાં, ભૂલ થઈ જતી, ભૂલમાં ડૂલ થાતાં
માયા જ્યારે, મન તન મથે, સત્ય શોધાય ત્યાં ક્યાં ?
નિરાશાની, ભડભડ બળે, આગ ત્યાં વેદનાઓ
વેગે વ્હેતી, અતિશય વધે, શાન્તિ સમજાય ત્યાં ક્યાં? ૪૮

દેખાવોથી, મન તન તણી, જ્યોત ઝાંખી પડે છે
વિચારો ત્યાં, વિકલ થઇ રહે, દર્દ ખોટાં વધે છે
આચારોમાં, અવનત થતી, સત્યની સાધનાઓ
ઊંડાણોમાં, કદી નહિ જીવે, પ્રેમની કલ્પનાઓ. ૪૯

દોડી દોડી, દુઃખ પ્રતિ જવું, કોણ એ માર્ગ લેશે ?
જાણી માની, રસહીન બની, શુષ્કતા કોણ રહેશે ?
અંધારૂં છે, મન મહીં ગણી, તેજને કોણ લાગે ?
ઉષા આવી, દિન પછી થશે, વાત ના કોણ માને ? ૫૦
જ્યાં જે શોધે, જન જઇ કંઇ, પ્રાપ્ત તે થાય તેને
સાચી સિદ્ધિ, નિજમન તણી, સાધનાથી ફળે છે
જેને હૈયે, મન મહીં વસી, નિત્ય વિચાર વાણી
તે તેની છે, તન્મય થતી, સાધશે મૂર્ત્ત સ્થિતિ. ૫૧

જે ત્યાગે છે, પ્રિયત્તમ પતિ, રાખશે સ્નેહ કોનો ?
એને હૈયે, વહન કરી શકે, કેમ પ્રભુ પ્રેમ ઝરણાં ?
વીત્યે કાળે, દીઠ નહિ દર્યું, એક હૈયું નમ્યું ના
એ છે કોનું ?' કદી પણ રહે, કોઇનું ક્યાં અરેરે ! ૫૨

જે ના પત્ની પદ પર રહી, પ્રેમ પોષી શકી ના
આવેશોને, વશ થઇ ચૂકી, ધર્મ સંસારના જ્યાં
દોષો જોવા, ઇતર જન તણા, જાતના ઢાંકવાને
દોડે લોકો, ખૂબ ખૂબ મથે, દોષ તો ના છૂપાશે. ૫૩

## ( ૬૧ )

## તને

"પ્રિયા" કહું તો હું તને, "વ્હાલી" કહું "પ્રિયજન" તને
"દીલદાર" કહું, "દેવી" કહું, જો કહું "દુલારી" તો તને
આશા ગણું, આશ્વાસનોનું અંત્ય અમૃત તો તને
જીવન ગણું, જીવન તણો આદર્શ માનું તો તને. ૧

જો દીલ દઉં તો હું તને, જો પ્રેમ દઉં તો હું તને
પાસે રહું કે દૂર રહું, તો યાદ કરવાને તને
પૂજું, પૂજાવું તો તને, હેતે હસાવું તો તને
જે કંઇ બને, સેવા કરૂં, તે શોધવા સઘળે તને. ૨

સંસારનાં સાધન લૂંટું, હું સર્વ તે દેવા તને
સંસારમાં જીવતો રહું તો જીવન દેવાને તને
જીવન મહીં જીવન સ્વીકારૂં, જીવનયોગ જગાડવા
સંબંધ સાધન જ્યોત્સ્ના, વિકસાવતો જોવા તને. ૩

મુજ ગીત કે સંગીત સરજતાં રહ્યાં તારી કને
આવેશમાં આવી કદી હું ગાઉં તો ગાવા તને
મુજ મંત્ર મુગ્ધ હૃદય મહીં, વાગી રહી તુજ બંસરી
એ બંસરીના નાદ પર નાચું અને રીઝવું તને. ૪

જાગી રહેલા જગતના વ્યવહારની તું વાસના
દોડી રહેલા દીલ મહીં, છે સ્થિર તારી ભાવના
એ વાસના, એ ભાવના, સોંપી રહ્યો છું હું તને
જીવન તણું કર્તવ્ય કે આદર્શ માનું તો તને. ૫

ઊંચે ચઢે આકાશમાં મુજ કલ્પનાઓ દૂર દૂર
એ કલ્પનાના તાર પર દોરી શકું તો હું તને
ઊંડાણ એ આકાશનાં, વિશાળતા એ વિશ્વની
માપી શકાય નહિ છતાં, દેખી રહ્યો હું ત્યાં તને. ૬

ત્યાં જે વિકસતાં તેજ, તેમાં પ્રેમનાં દર્શન કરૂં
પ્રિયજન તણાં ત્યાં રમણ દેખી દીલડું હર્ષે ભરૂં
પડઘા પડે છે ત્યાં પ્રિયાના, વૈખરી વાણી બને
આન્દોલનો મુજ આત્માનાં, દોડતાં તારી કને. ૭

છે શબ્દ ધીમા સરળ પણ પડઘા પડે છે ગર્જતા
પ્રિયજન તણી વાણી તણો મહિમા કંઇ વર્ણાય ના
ચારે દિશાએ ચંદ્ર તેમજ તારકો ચમકી રહ્યા
એમાં જણાતી એક તારી દિવ્યમૂર્ત્તિ સર્વથા. ૮
ઉંચે ચઢેલી દૃષ્ટિને આ જગત્ પામર લાગતું
નીચે રહ્યું છે તિમિર ત્યારે તેજ તો ઉપર ભર્યું
દુઃખ, ત્રાસને ભયની બધી આંધી અહીં અટવાઇ રહી
પ્રિયજન પ્રેમ પ્રદેશમાં રહી શાન્ત સ્થિતિ જીવનની. ૯

તું એક તોયે રૂપ નવલાં ધારી ધારી આવતી
અવરોધ આજે જગતનો નડતો નથી જોવા તને
શું દૂર ? શું પાસે રહ્યું ? જ્યાં એક જીવન તું બની
તોયે સતત હું દોડતો; સંભાળવા દેવી ! તને. ૧૦

ઊંડાણ એ આકાશનું, નિર્જન અને નિરવ સમું
પરિમિતને પ્રિયત્તમ બન્યું, સંગીત મીઠું સર્જતું
જન્મી રહી મીઠી કવિતા, તેજપૂંજ વહી રહ્યાં
એ સર્વ પ્રેમપ્રદેશ મેં, સોંપી દીધો પ્રિયજન ! તને. ૧૧

આનંદના ઉછળી રહો, ધોધો બધા તારી કને
દોડી રહો એ જીવનનાં આકર્ષણો મળવા તને
વ્હેતી રહો અવિરત પ્રીતિ ભક્તિ તારા ચરણ પર
મીંચાઓ કે જાગૃત રહો દૃષ્ટિ બધી જોવા તને. ૧૨

કવિતા બની ત્યાં ગીત છે, જ્યાં ગીત ત્યાં સંગીત છે
જ્યાં પ્રિયજન ત્યાં પ્રણયનો પોકાર તેમજ પ્રીત છે
જ્યાં સ્નેહ સંગીતના ધ્વનિથી આત્મા ડોલી રહે
ત્યાં ભેદશા કે ખેદ શા ? અદ્વૈત દર્શન નિત્ય છે. ૧૩

દીલદાર ત્યાં દીલડું ટકે, પ્રિયત્તમ પ્રિયા ત્યાં પ્રેમ રે'
કવિરાજ, ત્યાં કવિતા વસે, ગાનાર ત્યાં સંગીત છે
સંસાર ત્યાં સંચાર છે, જ્યાં વાસના ત્યાં વેદના
દુનિયા મહીં દુનિયા રચે, ત્યાં દર્દના સંકેત છે. ૧૪

પરિમિત પ્રેમ પ્રદેશનો જૂઠો મુસાફર હું નથી
પરિમિત પ્રેમ પ્રદેશની, માયા સમી પ્રિયે! તું નથી
ઊંચે ચઢયો તુજ આત્મા, નહિ સ્પર્શશે દુનિયા ફરી
મુજ દીલ પણ એ દિવ્યતાને સ્પર્શતું ધરશે અમી. ૧૫

તું હોય ત્યાં હું હોઉં ને, હું જ્યાં પ્રિયત્તમ ત્યાં પ્રિયા
કાયા અને છાયા તણાં એ દ્વંદ સાથે ચાલતાં
માયા અને કાયા તણાં જે મન્થનો પ્રતિપળ વહે ૧૬
અદ્વૈતદર્શન કાર્યનાં ઘેરી રહ્યાં છે ઉભયને.

જ્યાં સ્થિર સત્ય પદાર્થની, સાચી પ્રતીતિ થઇ રહી
એ પ્રેમજ્યોતિ જીવનની, ના દ્વૈતદર્શન દે કદી
વિરામ પામ્યો છે વિષય ઉન્માદ, બળ સાચું મળ્યું
ને એક તારે આજ આખું જગત્ તો હાલી રહ્યું. ૧૭

જે એક રણકારે જગત્‌ની આંખ આજે ચમકતી
સ્તંભી જતા અસ્થિર વ્યવહારો બધા આ જગત્‌ના
દૂર દૂરનાં દર્શન જતાં, ક્ષિતિજ જ્યોતિથી ભર્યું
ઉષા અને સંધ્યા તણું એંધાણુ એમાં ના રહ્યું. ૧૮

મેદાન વિશ્વ વિશાળને લાખો જણાં ભેગાં થયાં
જોવા જગત્‌માં પ્રેમીઓની કૂચ, પ્રિયને આંગણે
આગળ વધે છે એકલાં, તે જ્યોતમાં જ્યોતિ થતાં
પાછળ રહે છે જગત્‌ને દિગ્મૂઢ, જોઇ, બની રહે. ૧૯

આ દિવ્યદર્શનનું સ્મરણ જો હોય તો પ્રિયજન તને
આ દિવ્યદર્શન સફળ કરવા શક્તિ તેં દીધી મને
"હું અને તું" એમ આતમ ભાવના તો તે તને
આ દિવ્ય વિશ્વ વિશાળનું ક્ષિતિજ મારૂં તું મને. ૨૦

( ૬૨ )

## જીવન રમત

બાજી બધી રહી હાથ તોયે દાવ ગુમાવી
ઇચ્છા રહી'તી જીતવા તોયે બધું હારી
પાસે ન રાખ્યું કાંઇ જે આપ્યું હતું હરિએ
જન્મ્યો જીવ્યો કો માનવી ક્યાંથી ટકી રહે? ૧

બાજી અરેરે! જીન્દગીની છે નહિ સાદી
રાહે રહી માણી રહે તો નિત્ય આબાદી
માયા તણાં મન્થન વડે ના આત્મા હાલે
દાવે જીતે દુર્લભ પદારથ સર્વ કંઇ પામે. ૨

સત્યો તણી સુધા પી પીને પ્રાણ પૂરાતા
ભાવિ ખીલે ભગવાન્ સાથે તાર સંધાતા
ઇચ્છિત આવે હાથ સાથી થઈ રહે સુધા
જાણો જીવન સુધરી ગયું સામર્થ્ય જીવનનાં! ૩

રોવું નથી જીવન ગુમાવી–સત્ય ગુમાવી
તન્મય થવું છે શ્રીહરિથી સત્યને પામી
માયા વિઘાતક ના બને એવી રીતે જીવું
દે તું પ્રભૂ! સામર્થ્ય આવું નિત્યઅંતરનું! ૪

( ૬૩ )

# અતૃપ્ત દીલ

જીવનમાં જન્મ્યો નહિ સંતોષ
જીવનની સફળ થઇ ના શોધ—જીવનમાં૦ ૧

જે જીવનમાં ભરતી ન્હોતી, તે જીવનમાં આવ્યો ઓટ
કશી કમાણી કરી નહિ ને મુડીમાં પણ ખાધી ખોટ
જીવનમાં જન્મ્યો નહિ સંતોષ
જીવનની સફલ થઇ ના શોધ—જીવનમાં૦ ૨

હૃદય રસિક ના બની શક્યું, ના વહ્યા પ્રેમના ધોધ
હઠી શકયા નહિ મળ, મન તનના, થઈ રહ્યો અવરોધ
જીવનમાં જન્મ્યો નહિ સંતોષ
જીવનની સફલ થઇ ના શોધ—જીવનમાં૦ ૩

આન્તર્ મનમાં આતમ બળનો પૂર્ણ ન જાગ્યો યોગ
મદભર માયામાં મન ભટક્યું, નિત્ય શોધતું ભોગ
જીવનમાં જન્મ્યો નહિ સંતોષ
જીવનની સફલ થઈ ના શોધ—જીવનમાં૦ ૪

પ્રેમ તણી ભરતી ના આવી, સેવાનું ક્યાં સ્થાન ?
દઇ શકું દિલાસા કોને ? ક્યાંથી આપું જ્ઞાન ?
જીવનમાં જન્મ્યો નહિ સંતોષ
જીવનની સફલ થઇ ના શોધ—જીવનમાં૦ ૫

મળવાનું જે હતું મળ્યું નહિ, ગયું ગાંઠનું દૂર
સફલ સમર્પણ થઇ શક્યાં નહિ, સબલ થયા ના સૂર
જીવનમાં જન્મ્યો નહિ સંતોષ
જીવનની સફળ થઈ ના શોધ—જીવનમાં૦ ૬

જરા ના વળ્યાં પ્રેમનાં પૂર
જરા ના ચમક્યાં જીવન નૂર
જીવનમાં જન્મ્યો નહિ સંતોષ
જીવનની સફલ થઇ ના શોધ—જીવનમાં૦ ૭

રડીને રડીને હવે થાક્યું, કરતાં પશ્ચાતાપ
ગણી ગણ્યું, ના, ખરૂં ગણાયું, તેના આત્રા શ્રાપ
નિવારણ કરે પ્રભૂ તો માફ
નહિંતર રહ્યું સહ્યું પણ સાફ
જીવનમાં જન્મ્યો નહિ સંતોષ
જીવનની સફલ થઇ ના શોધ—જીવનમાં૦ ૮

જે જીવનમાં ભરતી ન્હોતી, તે જીવનમાં આવ્યો ઓટ
કશી કમાણી કરી નહિ ને મુડીમાં પણ ખાવી ખોટ
જીવનમાં જન્મ્યો નહિ સંતોષ
જીવનની સફલ થઈ ના શોધ—જીવનમાં૦ ૯



## ( ૬૪ )

## જીવનપિતાને !

જે આંખ આંસુથી ભરાઇને રડે છે સર્વદા
તે આંખનાં આંસુ પિતાજી ! લૂછવાના કે નહિ ?
જે હૃદય જપે નામ તારૂં-સ્થાન તારૂં પામવા
રે ! તે હૃદયમાં શાન્તિ મીઠી સ્થાપવાના કે નહિ ? ૧

આશા ધરી જીવન ટકે કે આપ છો ઉદ્ધારવા
કદી ભ્રષ્ટ સમયે થાય તો ઉદ્ધારવાના કે નહિ ?
મારી કળામાં કાવ્ય મીઠું, ગાઉં જો કદી આપનું
તો ગાન તે વ્હાલા પિતા ! કંઇ સુણવાના કે નહિ ? ૨

યાચું તમારી હું દયા-મારા ગૂન્હા માટે ક્ષમા
ઉભય-દયા-અંતરૂ ક્ષમા, તે આપવાના કે નહિ ?
હું વ્હાલથી-વિવેકથી મારૂં હૃદય સોંપી રહ્યો
તો એ હૃદય દીન-પ્રેમમય સ્વીકારવાના કે નહિ ? ૩

દુનિયા બધી ભેગી કરી હું ગુણ તારા ગાઉં તો
મારા પ્રયત્નોની કદર તે થાય કે થાનાર નહિ ?
આલેખું હું તારી છબી, વિધવિધ રંગે હર્ષથી
તો તે છબીમાં ચેતનારૂપે પ્રકટશો કે નહિ ? ૪

આદર્શની હું શોધમાં, ભટકી મરૂં-ભૂલો પડું
તો આ હૃદયને ઠારવા, આદર્શ બનશો કે નહિ ?
મારાથી બનતું એટલું હું દાન દીનને દેઉં તો
ખૂટે ખજાનો જો પિતા ! તેને ફરી ભરશો કે નહિ ? ૫

સમાજને સુધારવા, સાચાં સ્વરૂપો પામવા
હું ભોગ દઉં જીવન તણો તો જીવન રક્ષો કે નહિ ?
કદી થઇ કવિ, કવિતા કરૂં હું માત્ર તારા નામની
તો કાવ્ય તે ગાવા, ગવૈયા થઇ પધારો કે નહિ ? ૬

મુજ આંખ આ મીંચાય ને, દુનિયા બધી દેખાય નહિ
તો સ્વપ્ન-જીવનમાં જગતના ખેલ રચશો કે નહિ ?
કે જિન્દગી પૂરી થતાં હું આવું તારે આંગણે
તો દીન સેવકને તમારી સમીપ રાખો કે નહિ ? ૭

## ( ૬૫ )

# તન્મયતા

જડમાં તું જગવે પ્રિય! ચેતન, ચેતનમાં તું અજબ ચેતના
સુંદર પુષ્પ સતત ખીલે પણ, પરિમલ તારી વાસના
તુજ પ્રવેશ પ્રકાશ ભર્યો પ્રિય! તિમિર હરદમ દે હણી
ઉષા તું ઉજ્જવળ એમ છે, જગમાં બધાં જીવનો તણી. ૧

વેરાન વિશ્વ વિશાળ આ, પણ રમ્ય તુજ વડે રહે
એ રમ્યતાનું હૃદય તું, સૌંદર્યનું સાધન બની
જડ હાડમાં તું જીવન તારૂં નિત્ય સીંચે પ્રેમથી
થઇ હાડ પુષ્ટ વહે વળી, ઓજસ્-પ્રતિભા-પ્રકટતી. ૨

દીપ્યાં કદી એ હાડ દૂબળાં, કોણ દીપ્યું ? તો પ્રિયે
નિષ્ક્રિય હૈયાં હાલવા લાગ્યાં ભલા કોના વડે ?
સુષુપ્ત હૃદયે શ્વાસ લીધો, પ્રાણ ત્યાં કોણે પૂર્યાં ?
રે ! તે બધા આશિર્વાદો તેં જ વર્ષાવ્યા પ્રિયા ! ૩



( ૬૬ )

## જીવન્ત સ્મૃતિ

એક એક અણુમાં પ્રીતિ, એક એક વિચાર
એ પ્રીતિથી રંગાયેલો, એ તારો ઉપકાર—૧

ને એ અણુનાં આકર્ષણમાં ગુંજે તારાં ગાન
પળે પળે દે પૂણ્ય પ્રમોદ જ, એ તારા ઉપહાર—૨

એ ઊંડાણે સત્વ સાધના, શોધે તારૂં સ્થાન
બળબુદ્ધિ પણ એમ વિલાસે, એ તારાં છે દાન—૩

તુજ પ્રીતિ એ તુજ પ્રકૃતિ, તારો મૂળ સ્વભાવ
નિજ વ્યક્તિત્વ સતત સાચવી, દે ઇતરને પ્રાણ—૪

સ્નેહ એ જ સહૃભાગ્ય ચેતના, એ જ ઐક્ય, એ માન
તું એ સિદ્ધાંતોની સ્થાપક, કરજે આત્મકલ્યાણ—૫



( ૬૭ )

## નિષ્ઠુર પ્રિયાને !

જો તું બની નિષ્ઠુર તો, અમને અમારૂં હૃદય દે
પાછું પ્રિયે ! ભૂતકાળમાં જે હૃદય ચોર્યું'તું સખે!
જેવું હતું તેવું હૃદયને, જ્યાં હતું ત્યાં સ્થાપજે
પ્રિય ! જો કરી દે આટલું, તો તું પછી જુદી થજે ! ૧

પાછું મળે પરવશ થયેલું હૃદય તો પરવા નથી
તારા જીવનના પ્રેમની–તારા હૃદય કે દેહની
ના યાચીએ તારી દયા–તારી કૃપા ના શોધીએ
તુજ પ્રેમ–પ્રીતિ પામવા–અમને અમારૂં હૃદય દે ! ૨

અમને અમારૂં હૃદય દે !
અમને અમારો પ્રેમ દે !
અમને અમારૂં સ્થાન દે !

દઇ આટલું જુદી થજે !..............૩
તારે થવું છે જુદું તો હવે જરાયે
પ્રીતિ ન આવી પોષાશે પરાણે...........૪

× × × ×

ઊઠી ગયેલા હૃદયને શાને અમારે રોકવું ?
જે હૃદયમાં પ્રીતિ નથી, તે હૃદય શું નીચોવવું ?...૫



( ૬૮ )

## કેટલાક પ્રશ્નો

ગવાય કેમ તારાં? મધુર ગાન ગાવાં
જોવાય કેમ તારાં? અનુપ રૂપ જોવાં
જણાય કેમ તારૂં? જીવન એ દુલારી
પમાય કેમ તારો? અદ્ભુત પ્રેમ વ્હાલી! ( ૧ )

સ્થપાય કેમ તારૂં? હૃદય-રાજ્ય પ્રિયા!
અમારા જીવનમાં જણાવ તું લલિતા!
રચાય કેમ પ્રીતિ? સ્થપાય કેમ નીતિ?
ઉભયના અમલની સલુણી! ઉભયની? ( ૨ )

જીતી શકું તને હું, જીતી શકે મને તું
એવા અમૂલ્ય યોગો શાને મળે પૂછું હું? ( ૩ )



( ૬૯ )

## સતત પ્રશંસા

બિમાર દીલની બિમારીને હઠાવતી
પ્રિયા, થયેલ, જડ હૃદયને જગાવતી
વિચારના વિકારને સતત સમાવતી
પરમ પૂણ્ય પ્રેમનાં, પ્રિયા સ્થપાવતી. ૧

આંસુ ભરેલી આંખનાં તું આંસુ લૂછતી
દીલદાર દીલને દિલાસો દઇ રમાડતી
પ્રભૂત્વ પ્રેમનાં પ્રકાશતી પ્રિયે સદા
ઉપાધિ એમ તું, અનેક દૂર રાખતી. ૨

જીવાય જિન્દગી અમોલી તુજ પ્રસાદથી
કૃતાર્થ થાય તેમ તે પ્રિયા પ્રભાવથી
વિચાર વિશ્વમાં સદા પ્રિયા તણો રહે
જરૂર સ્વર્ગ પૂર્ણ થાય, જીવન આ ખરે. ૩



## ( ૭૦ )

## જીવન્ત ઉદ્‌ગાર

પ્રિયા જેમ પ્રિય પ્રિય થઈ જાય
હૃદયના તેમ રંગ ઉભરાય
હૃદયમાં રસની રેલો થાય
આત્મા એમાં ડૂબી જાય. ૧

ડૂબી ગયેલો આત્મા
ડૂબી ગયેલા હૃદયને
પ્રિયત્તમ તણી પ્રતીતિ વિના
તે ભાન બીજું શું રહે ? ૨

× × ×

જે પ્રીતિ પર પ્રાણ ઝઝૂમ્યા, તે પ્રીતિ થઈ દૂર
જે આશાપર ઉર ખેંચાયું, તે આશા થઈ દૂર. ૩

આ મન પંખીની એ પ્રીતિએ, પાંખો પણ કાપી
ગમન ગગનમાં કરવાની ગતિ એણે આખર બાંધી. ૪

ને જે નિત્ય પ્રમોદ કરી વિહરી રે', હરદમ વ્યોમ વિશાળે
આજ અંધ થઈ અહીં અટવાતું, જગત દુઃખમય ભાળે ! ૫



## ( ૭૧ )

## નવીન રસાયન !

છે હઠયા હૃદયના પ્રાણ, છતાં હું જીવું
મેં કહ્યું જગતને આમ, સાંભળી આવું
દુનિયાને લાગી વાત, અજાયબ જેવી
તોયે હું આજે વાત, કરૂં ફરી એવી. ૧

ભલે હઠયા હૃદયના, પ્રાણ છતાં પ્રીતિનું
ચેતન દે શ્વાસોચ્છ્વાસ, સતત જીવવાનું
પ્રીતિ એ પ્રાણ સ્વરૂપ, અધિક બળ આપે
એવું છે જન્મ્યું કોણ ? વલણ એ માપે ? ૨

એના જીવનની અજબ યોગ્યતા શક્તિ
પ્રીતિ-પરવાનો, અજબ યોગ્યતા શક્તિ
એ દે છે જીવન સુક્ષ્મ, છતાં પણ સંગીન
એ પોષે પ્રિયત્તમ પ્રાણ, જીવવા બહુ દિન! ૩

એ એક રસાયન, અજબ અમલ કરનારૂં
એણે સ્થાપેલું સ્થાન, નહિ હઠનારૂં
એણે આપેલું જીવન, યુગેયુગ જીવે
તો કેમ જગત્ આ વાત, માની ના રે'શે ? ૪



## ( ૭૨ )

## એક યાચના

મારી ઉઘડતી આંખ પણ, દેખે હવે તારી છબી
મારૂં વિલસતું હૃદય પણ, ઇચ્છી રહ્યું તારૂં અમી
મારી પ્રકટતી ભાવના પણ, માત્ર ઇચ્છે છે તને
તો તું દયાળુ થઈ હવે શું, હૃદય ના સંભાળશે ? ૧



( ૭૩ )

## તે ક્યાં ?

દીન હૃદયનું દુ:ખ હરનારી,
સરલ હૃદયમાં સુખ કરનારી,
પ્રાણ તણી પ્રભુતા ધરનારી,
ઉર તણી ઊર્મિ વહી થઈ ક્યાં ? ૧

પ્રણય માર્ગનો પાઠ શીખવતી,
રસિક હૃદયનું જીવન રચતી,
મોહક મનનું મન્થન કરતી,
મોહ મદિરા એ ગઈ ક્યાં ? ૨

જે સૌંદર્ય સ્વરૂપ બતાવે
ઉન્મત્ત આશક કરી ભમાવે
રક્ત સત્ત્વને હૃદયે ખેંચી,
પ્રેમ અર્પતી તે ગઇ ક્યાં ? ૩

વળી આશા આપીને ઠારે,
દર્દી હૃદયનાં દર્દ વિદારે,
પ્રેમ તણાં ઔષધ દઇ દઇ જે,
એ ચિકિત્સક પણ ગઇ ક્યાં ? ૪

બોલી મીઠા બોલ રીઝાવે,
ગાઇ ગાન મન મુગ્ધ બનાવે,
એજ સ્મરણમાં હરદમ રાખે,
એ વીણા ગાતી ગઈ ક્યાં ? ૫

જેને જોતાં ચિત્ર સ્ફૂરતું,
હૃદય મહીં પછી બહાર પ્રકટતું,
એવો એ આદર્શ ચિત્રનો,
એ આદર્શ પ્રતિમા ગઇ ક્યાં? ૬

વળી જે હરદમ કવિતામય રહી,
કાવ્ય અમીભર સતત અર્પતી,
હાવભાવમય કાવ્ય-કળા તે
કવિતા દેવી તે ગઇ ક્યાં? ૭

હૃદયરાણી, હૃદય ચાંપતી,
પ્રેમ પ્રાણને જીગર અર્પતી,
સુખ સ્વર્ગનું દેનારી જે,
સ્વર્ગ સુંદરી તે ગઇ ક્યાં? ૮



## ( ૭૪ )

# પ્રિયાદર્શન !

જે શાન્ત એકાન્તમાં હું હજૂયે
વ્યવહારના આવરણો દૂર રાખી
ભૂતકાળના ભાનમાં જાગતો રહું
હું પ્રિયનો પ્રેમ અદ્દભુત દેખું. ૧

તિમિરથી વ્યાપ્ત ભલે જગત હો
દેખાય છો ના દુનિયા સકલ એ
કે આંખ મીંચાઈ રહે ભલે સ્થૂલ
તોયે પ્રિયા દર્શન દિવ્ય દેશે. ૨

એ રમ્ય દેવી રસિકા દુલારી
એ જ્યોત્સ્ના જિન્દગીની રસાલી
તે સર્વ સૌંદર્યનો એ ખજાનો
સૌંદર્ય શોભાવતી પ્રાણ મારો. ૩



## ( ૭૫ )

# પ્રેમ આરાત્રિક-પ્રકૃતિ પૂજન

તું ઉષા, તું સંધ્યા, સલુણી ! તું ઉષા, તું સંધ્યા,
સલુણી ! તું ઉષા, તું સંધ્યા,
તું લલિતા, તું લટૂતા, સલુણી ! તું ઉષા, તું સંધ્યા—તું૦ ૧
તું પ્રિય જીવન, તું પ્રિય પ્રાણુ જ (૨)
તું પ્રિયત્તમની પ્રભૂતા, સલુણી ! તું ઉષા, તું સંધ્યા—તું૦ ૨
તું રસિકા, રસમય હૃદ ધરતી (૨)
તું ઉરની અનુકુળતા, સલુણી ! તું ઉષા, તું સંધ્યા—તું૦ ૩
તું સુંદર સૌંદર્ય સુધાકર (૨)
તું પ્રિયજનની પ્રિયતા, સલુણી ! તું ઉષા, તું સંધ્યા—તું૦ ૪
તું સુખ કારણુ, સુખ સ્વભાવ જ (૨)
તું શુચિરૂપ સરલતા, સલુણી ! તું ઉષા. તું સંધ્યા—તું૦ ૫
પ્રેમ પદાર્થ, વિવેક વિચારક (૨)
તું જ વિચારસરિતા, સલુણી ! તું ઉષા, તું સંધ્યા—તું૦ ૬
તું અંતરનું પ્રેરકબળ છે (૨)
તું વળી ભાવ ગહનતા, સલુણી ! તું ઉષા, તું સંધ્યા—તું૦ ૭

\+ + + +

અનેક નામ તારાં
અનેક સ્થાન તારાં
અનેક ગુણુ તારા, ગવાતાં ગવાય ના—
અનેક રૂપ તારાં
અનેક માન તારાં
અગમ્ય તુજ જીવનના ભેદો ભેદાય ના—

× × ×

તું ઉષા, તું સંધ્યા, તેવી તું ગંગા, તું યમુના,
તું ચંદ્ર, તું સવિતા, તેવી તું માયા, તું મમતા,
તું પ્રીતિ, તું નીતિ, તેવું તું જીવન, તું જ્યોતિ,
તું આશા, તું ઇચ્છા, તેવી તું ઝરણાં, તું સરિતા,
તું સાગર, તું મેઘ જ, તેવી તું કવિતા, તું ગાન જ,
તું યોગિની, તું ભોગિની, તેવું તું સૌનું ધ્યાન જ.
તું હૃદયે, તું જીવને, સલુણી ! તું સઘળે સંસારે
એક છતાં, તુજ રૂપ અનેક જ, વ્યાપી રહ્યાં વ્યવહારે
સલુણી ! તું ઉષા, તું સંધ્યા
તું ઉષા, તું સંધ્યા, સલુણી ! તું ઉષા, તું સંધ્યા–તું૦



( ૭૬ )

## આ શું ?

જેને ન હું દેખી શકું
તેને ન હું પામી શકું
તોયે મને તે તેડતી
આમંત્રણો દઇ એ શું બધું ? ૧

જેને ન હું બાંધી શકું
છૂટયા પછી સાંધી શકું
તૂટયા પછી તોડી શકું
એ શું હતું ? આ શું હતું ? ૨

જેને ન હું જાણી શકું
જેને ન હું માની શકું
પાસે રહી પાછળ પડે
એ શું હતું ? આ શું હતું ? ૩

ઉત્કર્ષ અંતરનો હતો
અવતાર જીવનનો હતો
સ્મરણે ચઢી, સળગે સતત
એ શું હતું ? આ શું હતું ? ૪



( ૭૭ )

## સરલ યાચના

મારી ઉઘડતી આંખ, બસ દેખે હવે તારી છબી
મારા વિકસતા હૃદયમાં, ઉભરાય છે તારૂં અમી !
તારા હૃદયના પ્રેમનું તારા જીવનના ઝરણનું
સ્થાપું કરી હૃદયે હવે, પ્રિય ! રાત્રી–પ્રિયત્તમ ગણું. ૧

આંખો હવે ઘેરાય છે, આકર્ષણો વર્ષાવ ના
દિગ્મૂઢ દીલને ભ્રમિત કરવાના પ્રયત્નો ત્યાગ આ
જોઇ ચુકયો, તારૂં જીવન આન્તરૂ અનુભવ થઈ રહ્યો
વધુ હોય શું વ્હાલી ? હવે, મને માન તું તારો બધો. ૨



## ( ૭૮ )

# આઝાદી (!) નો એકરાર

'આઝાદી,' 'આઝાદી' મારા ભારતની આઝાદી
એ શબ્દો પોકારી કરવી ઘરની આઝાદી
આઝાદી૦

સ્વતંત્ર ભારતના સ્વપ્નોનો ચીતરૂં હું ચિતાર
પણ સ્વાતંત્ર્ય જરા ના ચમકે જીવનમાં પલવાર
આઝાદી૦

મીઠા મોટા શબ્દો બોલું, લોકો ગાંડા થાય
પણ શી વસ્તુ? શાને માટે? મુજથી ના સમજાય
આઝાદી૦

આઝાદી ઇચ્છું છું તોયે મનડું છે ગુલામ
કર્મધર્મમાં પાપની છાયા, ક્યાં છે હૈયે રામ ?
આઝાદી૦

સ્વાસ્થ્ય સમાજે મન તનનાં ક્યાં? ક્યાં હયાં? ક્યાં હેત?
ભ્રાતૃભાવના ભૂલાઇ ગઇ છે, સ્વાર્થતણા સંકેત
આઝાદી૦

ગરીબ પ્રજાનાં ઘર મેં લૂટયાં, દયા કરૂણા દૂર
ભૂખે મરતા એથી લાખો શીદ ચઢાવું શૂર ?
આઝાદી૦

અવળી બુદ્ધિ, અવળી ગતિ લે, સાચું ન સમજાય
પગ ઘસડાતા, વીર્ય ઉકળે ? આંખો ચમકી જાય
આઝાદી૦

આઝાદીનો ભૂવો થઇને ધૂણું ઘરની માંય
તોયે મારૂં શ્રીફળ ઉછળી પડે દૂર જઇ કાંય
આઝાદી૦



( ૭૯ )

## કલિયુગના પ્રતિનિધિ

(૧) આદ્ય પ્રચારક :—

જીવાય ત્યાં સુધી જીવી લે, જીવે ત્યાં સુધી ઉલ્લાસ
કેમ જીવવું ? કે ક્યાં જીવવું ? એ પ્રશ્નોને ક્યાં આવકાશ ? ૧

જીવે, જીવે તો ફરી જીવી લે, જીવન ત્યાં સુધી જીવનાર
મરણ પછી માયાની સૃષ્ટિ, માયામાં રહેનાર ૨

જીવવા માટે બન્ધન શાનાં ? મરવા માટે શા નિઃશ્વાસ ?
જીવન જીવ્યા તે જીવન કથા છે, જીવન ગયું ત્યાં સર્વેનાશ. ૩

જીવન જીવે તો જગના ખર્ચે, જગમાંથી મળનાર
હાથ કરી લે હિંમત રાખી, જીવનના શણગાર. ૪

કેમ, નિસાસા નાંખે ? નિર્બળ થઇને ક્યાં મુંઝાય ?
જે બળવાન હશે તે જીવશે, પામર માર્યા જાય. ૫

જીવન જીવે તે સુખરૂપ જીવે, લે તનની સંભાળ
મરણ પછી નહિ કંઇ મળવાનું, શીદ કરે પોકાર ? ૬

જે જીવનમાં વિલાસ નહિં કે નહિ વૈભવનું સ્થાન
ઇચ્છિત વસ્તુ હાથ ન લાગે, ત્યાં શાના ભગવાન્ ? ૭

તારી દુનિયા તારે માટે, શોધી લે તુજ સ્થાન
નિજ પુરુષાર્થ–કળા–હિંમતમાં જીવનનાં મેદાન. ૮

આખી દુનિયા આજે લુંટે, જે લાગે છે હાથ
પાછળ રહેશે તે પસ્તાશે, તું બન તારો નાથ. ૯

માયાના આ મહાસાગરમાં તારૂં બુદબુદ રૂપ
અકસ્માતથી એમાં જન્મે, પામર તેમ જ ભૂપ. ૧૦

જન્મ્યા ત્યાંથી જીવન જન્મ્યું, મરણ પછી છે શૂન્ય
જન્મ અને મૃત્યુ વચ્ચેનું અંતર, માનવ મૂલ્ય. ૧૧

પૂણ્ય અને પાપોની વાતો કરતાં થાકી જાય
ભૂત અને ભાવિની ચિંતા કરનારા મૂંઝાય. ૧૨

જીવન જીવનની રીતિ દષ્ટિ, જીવનના ઉપહાર
હાથ કરી લે તારી સૃષ્ટિ, થા એનો સરદાર. ૧૩

તારાં મન, તન વ્યથિત બને કે ભ્રમણામાં મૂકાય
ત્યારે તારી દુનિયામાં દુખ વ્યાધિ સૌ ઉભરાય. ૧૪

શરીર સૂકાશે, મન મૂંઝાશે, સઘળું તારૂં જાય
ભોગ ભોગવ્યા વિના તારી સૃષ્ટિ ડૂબી જાય. ૧૫

શરીર સ્વાસ્થ્ય તારૂં સચવાયું, સમજી લે એ પૂણ્ય
ને વ્યાધિગ્રસ્ત થઈ રીબાયો, પ્રકટયાં પાપ સ્વરૂપ ૧૬

જીવન ટકે ત્યાં સુધી માયા, મરણ પામવું એ છે મોક્ષ.
જનમ થકી મૃત્યુ સુધીનું જીવન એ છે 'આતમ' લોક. ૧૭

મન, તન તારાં રહે આનંદે, એ સમજી લે સ્વર્ગ સમીપ
આ દુનિયામાં દોડી શકે ત્યાં સુધી તારી જીત. ૧૮

મૃત્યુ પછી મન તન નહિ રહેશે, નહિ આતમ-સંસાર
જીવન જીવ્યો એ 'કથા'જ રહેશે, દુનિયાનો શણગાર. ૧૯

ભૂત હતું તો ભાવિ પ્રકટયું, એ વાતો ના માન
જીવન, જીવન એ એક કથા છે. માત્રજ વર્તમાન. ૨૦



( ૮૦ )

(૨) આદ્ય પ્રચારકનો ભાષ્યકારઃ-

આ બ્રાહ્મણ છે, આ ક્ષત્રી છે, આ છે વૈશ્ય અને આ શુદ્ર
માનવજીવનમાં આ ભેદો ભ્રમણાઓ પ્રગટાવે ખૂબ. ૨૧

જ્યાં સઘળા જીવે એક રીતે, જીવનનો છે એક જ રંગ
શરીર તણા ધર્મો જ્યાં સરખા, મન, તન, સાધન એક સ્વરૂપ. ૨૨

આ ઊંચો, આ નીચો, એવી વાત જરા ન સ્વીકાર,
સૌ સૌનાં સાધન પર ખીલે, "તે" "તું" એક સમાન. ૨૩

જેને જે વસ્તુ મળી ગઈ તે, વસ્તુ તેની જાણ,
સાધનનાં મૂલ્યાંકન કરતાં, વધતી તાણાતાણ ૨૪

એનાં થોથાં પોથાં એને રહો મુબારક ભાઇ!
તેથી શું તલવાર તમારી આમ રહે લજવાઇ? ૨૫

આ તલવાર સમીપ, ત્રાજવું વૈશ્ય તણું નહિ જાય,
ખેતી કરનારા એની આગળ નહિ ઝાંખા થાય. ૨૬

શુદ્ર કરી રે' સેવા-મજૂરી એથી ન નીચ ગણાય
"માનવજીવન"માં વર્ણો શી? માનવજાત હણાય. ૨૭

બ્રાહ્મણમાં પણ ક્ષત્રી વસે છે, ક્ષત્રીમાં પણ વૈશ્ય,
વૈશ્ય મહિ શુદ્રો જઈ વસતા, એવી માનવ રીત. ૨૮

જેની પાસે જેવી શક્તિ, તેવા તેના ખેલ,
ઘીનું કામ કરે ઘી ત્યારે, તુચ્છ ઠરે નહિ તેલ. ૨૯



( ૮૧ )

### (૩) સ્વચ્છંદી ભાષ્યકાર

સંયમ શાના? ધર્મ કાર્યની મમતા રાખી ફરો ના
જે સમયે જે કાર્ય બને તે કાર્ય કરી લ્યો ડરો ના. ૩૦

વર્ણ ભેદ પર ધર્મ રચીને બ્રાહ્મણ ભ્રમમાં નાંખે
સુખભર જીવન જતાં જીવવા તેઓ પાછા રાખે. ૩૧



( ૯૨ )

## વૈશ્યોની વાણી

(૪) ભલે, વેદ પુરાણ કે શાસ્ત્ર વાંચો
ભલે ને તમે ગ્રંથ ગ્રથી લ્યો હજારો
ભલે ને કરો તત્ત્વની ચિંતનાઓ
નથી લક્ષ્મી કદીયે વસી એ કળામાં. ૧

ભલે ને તમે નિત્ય સંધ્યા પૂજામાં
પ્રભૂનું ધરો ધ્યાન, કરી પ્રાર્થનાઓ
ભલે ને તમે બ્રહ્મની શોધ કરી લ્યો
નથી રોટલા કાંઈ એમાં વણાતા— ૨

તમે જ્ઞાન વિજ્ઞાનનો આશરો લ્યો
ભલે ને તમે માળ-ત્રિપુણ્ડ ધારો,
ભલે ને કરી ભક્તિ જગને નચાવો,
મળે ના કદી વૈભવો કે વિલાસો. ૩

ભલે ને તમે મંદિરોમાં મથો જઈ
પ્રતિમા પૂજો કે પ્રતિષ્ઠા વધારો
ભલે યજ્ઞ કે કર્મકાણ્ડો બતાવો
નથી લક્ષ્મી વરતી કદી બ્રાહ્મણોને. ૪

સદાયે તમારી રહે ઝોળી ખાલી
ભણેલું તમારૂં ન દે ભાખરી કંઇ
તમે તો તમારા જીવનના ભિખારી
સદાયે રહો છો, જીવન જાઓ હારી. ૫

ભલે ને તમે ભાવનાઓ ખીલાવો
અને વેદ વેદાન્ત અહિંતહિં ગજાવો
નથી એ નગદ કામ, શું પામવાના ?
તમે કોડ ગોથાં મહિં રહી જવાના— ૬

તમારી ભલે પોથીઓ છે પૂરાણી
છતાં આ યુગે એ નકામી જવાની
કરો નોકરી યા કરો કાંઇ ધંધો
મળે લક્ષ્મી સહેજે જીવન જીવવાને. ૭

બને વૈશ્ય કે શુદ્ર જો બ્રાહ્મણો તો
જીવન એ સુખેથી જીવે યુગ એવો
બધે "બ્રાહ્મણો બ્રાહ્મણો" જો થઈ રે'
દીપે યુગનો ધર્મ સંસાર માટે. ૮

તમે દાનને દક્ષિણા દોડતા લ્યો
ખરો સ્ફોટ જીવન તણો ત્યાં વણાશે
તમે જઇ ઘૂમો વૈશ્યની પેઢીઓ પર
તમોને જીવનમાં જીવન કંઇ જણાશે. ૯

કરો ચિંતવનો આજ વ્યાપાર માટે
બને તો બનો બ્હાવરા લક્ષ્મી માટે
તમારી બધી પોથીઓ બાંધી દઇને
મૂકી દો ઊંચે, ના ફરી વાંચવાને. ૧૦

વાંચ્યું વિચાર્યું ઘણું, ના મળ્યું કંઇ
પ્રતીતિ થઈ નહિ, જીવન સાધનોની
કંઠસ્થ શ્લોકો ગવાતાં ઢીલા ગાત્ર
સૂરો થઇ સૂર ડૂબી જવાના. ૧૧

તમે જે ક્રિયાઓ કરાવો જનમની
લગનની–મરણની કે એવી બીજી કેઇ
બધી એ બતાવો તમે સ્વાર્થ માટે
મળે કૈંક પૈસા જીવન જીવવાને. ૧૨

નથી એ ક્રિયાથી જીવન કૈં સુધરતાં
ન અટકે જનમ કે લગન એ વિનાનાં
છતાં દમ્ભ રાખી દયાથી નભાવે
બધા વૈશ્ય આજે તમો બ્રાહ્મણોને. ૧૩

છતાં એ દયાથી તમારૂં જીવન તો
મહા દુઃખી બનતું જશે આખરે તે
અતિ વેદનાપૂર્ણ ભાવિ ઘડાશે
બધા બ્રાહ્મણો ભૂખ દુઃખે રીબાશે. ૧૪

અમે તો તમારા વિના જે અમારૂં
જીવન કાર્ય ઉભું થશે તે કરીશું
અમે યોજીશું લગ્નપ્રકાર એવા
મળ્યાં વરને કન્યા થયાં લગ્ન સાચાં. ૧૫

સંબંધી જનોનો હશે સાથ કે ના
મળ્યાં દીલ બે લગ્ન ત્યાં થઇ જવાનાં
પછી ત્યાં રહી શી જરૂર બ્રાહ્મણોની?
નથી જ્યાં ગણાતી ઉણપ સ્નેહીઓની ? ૧૬

મર્યું તે મર્યું ને ગયું તે ગયું ત્યાં
વૃથા શી ક્રિયાઓ રહી ત્યાં પછીની?
જીવ્યા ત્યાં સુધી છે જીવનના સંબંધો
ભલા મૃત્યુ પાછળ અમારે રહ્યું શું ? ૧૭



## (૮૩)

# પ્રકીર્ણ-ગુચ્છ (નં. ૧)

### (૧) પ્રેમધ્વનિ

તારા હૃદયમાં જે ધ્વનિ, તે જાગતો જ્યારે મને
આકર્ષતો ત્યાં ગુંજવા, કાં ગુંજવું નહિ હે પ્રિયે?
એ ગુંજનોથી જે ગતિ, મારા હૃદયમાં પ્રકટતી
દે જીવનમાં જીવન નવું, શોભાવવા શક્તિ બધી. ૧

### (૨) પ્રેમ વિનિમય

એને મળ્યું એનું હૃદય, ત્યાં પ્રાણ પ્રીતિથી વધ્યા
પ્રકટી રહ્યું ત્યાં પ્રણય ઓજસ્, એમ આશા આપવા
ઉર્મિ વિલાસે વિલસતી, વિમુગ્ધ કરતી હૃદયને
તે જાય છે તુજ જીવનમાં, અદ્‌ભૂત યોગ થયો બધે. ૧

હું એમ પ્રીતિ દઉં બધી, મારૂં હૃદય, મમતા બધી
હું જાઉં ભૂલી તેમ મારા સ્થુલ સૌ વ્યવહાર આ
પ્રિય! ત્યાં પછી હું ના રહી, રે! હું જતાં ત્યાં શું રહે?
અદ્વૈત એ અંતિમ સિદ્ધિ એમ પ્રેમીને મળે. ૨

### (૩) મુગ્ધ સ્થિતિ

જોડાઈ ચૂક્યા છે સંબંધો, જોડવાના શા ફરી?
સોંપાઇ ચૂક્યું છે હૃદય, ત્યાં સોંપવાનું શું ફરી?
જ્યાં થઇ ચૂકી છે એક મમતા-એક ક્રિયા હૃદયની
પ્રિયજન! રહ્યા શા સંશયો? ફરીયાદ કે શંકા ફરી?

### (૪) ઉપાલમ્ભ

દીલ હોય તો દીલદાર! દીલની વાત આજે જાણવા
દીલને કડક કરશો નહિ, મગરૂરીમાં મરશો નહિ!
જે સમય થોડો સ્નેહની વાતો કંઇ કરવા પ્રિયે!
આવી મળ્યો એ યોગને હાથે કરી ખોશો નહિ! ૧

ક્ષણુ એક પણુ જે જાય છે, તે માનશો કિંમતી બધી
સાચા સંબંધોમાં ક્ષણોનો વ્યર્થ વ્યય કરશો નહિ!
જેવાં તમે તેવોજ હું, મગરૂર છું વ્હાલી પ્રિયે!
મગરૂરને હંફાવવા, મગરૂરી આ ધરશો નહિ. ૨

આવી મળેલો યોગ જાતાં, આપ પસ્તાશો પછી
કારણુ હતો હું તે તણું, એ વાત પણુ, કહેશો પછી
આવું બને નહિ આખરે તે કારણે હું કહું ફરી
દીલને કઠ્ઠ કરશો નહિ, મગરૂરીમાં મરશો નહિ. ૩

## (૫) આવેગ

કારણુ વિના કાં થઇ પતંગ, સમજ્યા વિના હોમાય છે?
આ વિષય અગ્નિમાં બધાં, આ પ્રેમ શો કહેવાય છે?
શું પ્રેમ એ પીડા નથી? વ્યાધિ નથી? ભ્રમણા નથી?
શું એ વૃત્તિ ગાનવજીવનને ત્રાસનું કારણુ નથી? ૧

## (૬) શુદ્ધ પ્રીતિ

પ્રશંસા પ્રિયજનની શી? કે શાં સન્માન કરવાનાં?
સંબંધી હોય જે સાચાં, તે શી ભેટે રીઝવવાનાં?
નથી જ્યાં સ્નેહ સાચો ત્યાં, મથે દુનિયા બધી કરવા
અરેરે! બાહ્ય દેખાવો અને દીલ એમ છેતરવા. ૧

હૃદયમાંની ખરી ઉણુપ, છૂપાવે આમ આ દુનિયા
જગત્‌ની ભેગ–સોગાદો બધા વ્યવહાર ઠગવાના
ખરી પ્રીતિ ન યાચે, આ બધા આડંબરો, વ્હાલી!
જગત્‌ને સોંપી એ સઘળું, પ્રિયે! તું યોજ આ નીતિ! ૨

## (૭) જુલમનું પરિણામ

કે જુલમથી ઉઘાડેલી આંખો ફરી મીંચાય છે
કે જુલમથી સંભારેલું ફરી ભૂલી જવાય છે
કે જુલમથી જાણેલું તે સ્મૃતિ નહિ સાચવે
કે જુલમથી આરંભેલાં કામો બધાં જાય છે! ૧

## (૮) નવા પ્રશ્નો

તું સાચી કે પ્રીતિ સાચી? આ શી મમતા–માયા?
તેં ભમણા આ સરલ હૃદયમાં શેં ઉપજાવી આ આ?
આમ અરે! મન મુગ્ધ કરી તું, ક્યાં ક્યાં ખેંચી જાશે?
આ આકર્ષણમાં અટવાતાં, શો છે લાભ ઉભયને? ૧

## (૯) આતુરતા

આ સ્નેહનો સત્કાર કરવા કેમ ઉત્સુક ના રહે?
કાં ઢીલ આવી થાય છે, કારણ વિના વ્હાલી પ્રિયે!
ઉભરાય શું નહિ સરલ હૈયું, સ્નેહ સાચો શોધવા?
આવી પ્રિયા! પ્રીતિ ભરી સુંદર પળો, ગુમાવ ના! ૧

## (૧૦) પ્રેમનાં આન્દોલન

પ્રિયે! આ પ્રિયતા તે શી? પ્રિયા! આ પ્રેમ આશા શી?
જીવે જીવન વિમલ પંથે, નવી આ વાત જામી શી? ૧

પ્રભુ એ આ મૃદુ હૈયું, બનાવ્યું વ્હાવરૂં કેવું?
પ્રિયા તે આ, પ્રિય તે આ, નિયમ આવા મનાવ્યા કાં? ૨

તને જોતાં હૃદય મારૂં, ધડકતું એ ધ્વનિ શાનો?
મને જોતાં તું મલકાતી, ભલા એ સ્મિત શાનાં છે? ૩

કહે છે પ્રેમ શુદ્ધિ છે, હૃદયના આત્મજીવનની
પછી વ્યવહાર મૂકી કેમ તે વિહ્વલ થઇ મરતો? ૪

નથી જ્યાં તું, નથી જ્યાં હું, પડે ત્યાં પ્રેમની છાયા
છતાં તેના ઉપર સાથે રહી, ભલા શાં ચિત્ર ઉપજાવ્યાં? ૫

## (૧૧) સ્નેહસૂચન

માનવ પ્રીતિમાં આ મન, જેવું જીવન ધરીને રે' છે
તેમ તેના સ્થુલ વૈભવમાં, રસિક હૃદય મરે છે
પ્રીતિની પોષક કળા, એ રસિકતા છે ઉજળી
પણ હું કહું, તું જો જે, એની ગતિ વળે ના અવળી. ૧

## (૧૨) બ્હેનની ભાવના

આ ભાઇને આ ભાભીની, પ્રીતિ કાયમ રહેજો
પ્રેમ ભર્યાં એ પૂનિત હૈયાં, હરદમ સુખમાં વહેજો
એકજ હૈયું જાણે જીવે, એવી નાડ ધબકજો
આ તો તે છે, આ તો હું છું, એવો ભેદ ભૂલવજો. ૧

## (૧૩) પ્રેમ સ્ફૂર્ત્તિ

દર્દી હૈયાનાં તેં દર્દ, પ્રિયજન! શેં હર્યાંરે?
ઘાયલ જીગરના તેં ઘા તો કેમજ રૂઝવ્યા રે?—દર્દી૦ ૧

નિત્ય બિમાર રહી રડનારૂં (૨)
કેમ સતેજ થયું દીલ મારૂં? [૨]
આપ્યાં તેં તે કેવાં ઔષધ ઉત્તમ પ્રાણુનાં રે?—દર્દી૦ ૨

જે ભયભિત રહી ભમનારૂં [૨]
નિર્ભય કેમ થયું ચિત્ત મારૂં? [૨]
શાથી સ્ફુર્યાં એમાં ચેતન આવાં અવનવાં રે?—દર્દી૦ ૩

ભ્રષ્ટ થતાં રસ શુષ્ક થયેલું [૨]
ભાન જતાં અતિ મૂઢ થયેલું [૨]
આવી એની બુદ્ધિ શી રીતે નિજ સ્થાનમાં રે?—દર્દી૦ ૪

## (૧૪) હૃદયની પ્રાર્થના

વ્હાલા પ્રભૂ! વિરહી હૃદયને કોઈ રીતે ઠારવા
તે પ્રિયનું જીવન પ્રભૂ! યુગે યુગે સંભાળવા
પ્રિયત્તમ પ્રિયાને રાખવા, જીવન દયા દર્શાવશો
જેને જતાં મુજ જીવન નિરસ થાય, તેને રક્ષજો. ૧

જેના ઉપર મમતા થઇ મારૂં હૃદય જેને ચહે
અસ્તિત્વ એનું ભય મહીં આવી પડે તો શું રહે?
કે શું રહે મુજ જીવન મહીં, જીવન તણી સારી ખૂબી
વ્હાલા પ્રભૂ! શું દીન સેવક ઉપર આ પીડા બધી? ૨

યાચી રહ્યો છું આપને, આ આફતોથી રક્ષવા
તું દીનદયાળુ સાંભળીં લે દાદ કે ફરીયાદ આ
ઇન્સાફ કર મારા હૃદયનો, મુજ જીવનનો હે પ્રભૂ!
બીજું કંઇ માગું નહિ, જીવાડ મારૂં હૃદય તું! ૩

## (૧૫) નિરાશાનો સૂર

આવો જગાવી પ્રેમ તું, વ્હાલી અકાળે જાય કાં?
નિભાવવી ના આ અંત સુધી, પ્રેમ પ્રીતિ, ન્યાય શા?
રે! રે! અકાળે આમ જુદું થઇ જવું ઘટતું નથી
સંબંધ જો સાંધ્યો પ્રિયે! સુખ સાધવાનાં છે હજી. ૧

---

પ્રિયા! તારી બિમારીએ, કર્યું બિમાર આ હૈયું
બની બેહાલ તે રડતું, પ્રિયે! આ દુઃખ શેં જોવું? ૧
તને આવી અચેતન જોઈ, હું બેભાન થઇ રડતો,
પ્રિયે! આ પ્રેમના આદર્શની પાછળ ત્રાસજ શો? ૨

## (૧૬) રડતું હૃદય

હતું દીલ ત્યાગવાનું તો, સંબંધો સ્નેહના જોડી
મદિરા પ્રેમની પાઇ કર્યો ઉન્મત્ત અકારણ કાં? ૧
પ્રિયે! એ પ્રેમ લાલચ મહીં, ચૂક્યો મારાં વ્રતો હું તો
કરારો તેં કરેલા તે, કરે છે ભંગ વ્હાલી! કાં? ૨
સંબંધો સ્નેહના સાચા ગણી હું સાવ ભરમાયો
ભલા! ભોળા હૃદયને, આમ ભ્રમણામાં રડાવે કાં? ૩
પ્રિયે! તેં મુક્ત કંઠે શી, પ્રશંસા પ્રેમની કીધી?
છતાં એ પ્રેમની ઉર્મિ, અકાળે તેં દબાવી કાં? ૪
છૂપાયો પ્રેમ તેં જગવ્યો, જગાવીને જમાવ્યો તેં
જમાવટ જ્યાં થઇ ત્યાં, તોડવાની વાત લાવી કાં? ૫

મદિરા પ્રેમની જે પાય, તેણે તે મદિરાને
અકારણ ઇશ્ક તોડીને ભલા! ઝેરી બનાવી કાં? ૬

મને જે મોહમાં તું નાચતો રાખી અને નાચે
નહિ તો નૃત્ય એ મારૂં, ઠરે નહિ મૂર્ખતા એ કાં? ૭

બનાવ્યું દીલ તેં દીલબર, થયો નિશો નથી પૂરો
મદિરા પ્રેમની ખેંચી લઇ નિર્બળ બનાવે કાં? ૮

અરેરે! આમ કરવું'તું, પ્રિયે! એ પ્રેમ કાં પાયો?
વિના કારણ વિશ્વાસુ હૃદયને તું દબાવે કાં? ૯

સંબંધોનાં ખરાં સુત્રો, હજૂ તો ભોગવ્યાં પણ ના
અકાળે આંખ આ મીંચી, પ્રિયે! તું જાય છે રે! કયાં? ૧૦

છતાં શું જ્યોત્સ્ના એ ચંદ્રમાં કાંઇ પ્રતિભા છે?
અમીવૃષ્ટિ નથી તો ઉત્પતિ એ વાત સાચી કયાં? ૧૧

પ્રિયે! એવી રીતે પ્રિયે નથી તો પ્રેમ શાનો છે?
અને તું પ્રેમ ત્યાગે તો પછી પ્રિયે રહી પણ કયાં? ૧૨



## (૮૪)

## પ્રકાશનો ભ્રમ

દૂર દૂર છો જણાય, દૂરનો પ્રકાશ એ
હજૂ નથી પ્રકાશ એ પ્રભાતને પ્રસારતો
હજૂ નથી પ્રકાશ એ પ્રકાશ સત્ય ભાસતો
હજૂ નથી તિમિરનાં એ આવરણો વિદારતો. ૧

ભલે ક્ષિતિજમાં રમી રહો પ્રકાશની ગતિ
ભલે વધી રહી ગતિ, ભલે રે' જ્યોતિ ઝળહળી
છતાં નથી એ શાન્ત તેજ જીવનને જગાડતું
જણાય છે પ્રકાશ, પણ પડળ છે પ્રકાશનાં. ૨

પ્રકાશના એ ભ્રમ મહીં, પ્રકાશ તુજ જાતનો
રખે ગુમાવી દે ન તું, રખે બને ન બ્હાવરો
રખે ન દોડી જાય દૂર, રખે ન અંધ તું બને
થવા દે પૂર્ણ તેજ ત્યાં પછી રહેજે દોડતો. ૩



## (૮૫)

### હું

મેં મિત્ર માનીને તને, કલ્યાણ તારૂં ના કર્યું
રિપુ ગણી તારૂં હૃદય મેં, ચીરવા ઇચ્છયું નથી
કે દુષ્ટ માનીને તને, ધિક્કાર વર્ષાવ્યો નથી
કે દેવ જાણીને તને મેં પ્રેમથી પૂજ્યો નથી. ૧

ગુરૂ ગણી ઉપદેશ મેં, ના સાંભળ્યો તારો કદી
કે શિષ્ય સમજી મેં નથી, ઉપદેશ પણ દીધો કદી
પ્રિયજન ગણી મારૂં હૃદય મેં પ્રેમથી સોંપ્યું નથી
આશક બની એ હૃદય મેં સ્વીકારવા ઇચ્છયું નથી. ૨

કે ના ગણી માલિક મેં છે, નોકરી તારી કરી
ગુલામ જાણીને નથી મેં આજ્ઞા તુજને કરી
તું હોય તેવો હોય મેં દરકાર એની ના કરી
હું શુન્યવાદી ઇષ્ટ કે અનિષ્ટ ક્રિયામાં નથી. ૩



## (૮૬)

# પ્રભૂને નિવેદન

અસ્થિર ચિત્તને સ્થિર કરવા, શક્તિ દે વ્હાલા પિતા !
નિરસ હૃદયમાં પ્રેમનું અમૃત હવે સિંચો પિતા !
બુદ્ધિ બની છે ભ્રષ્ટ, એને ઇષ્ટ સ્થાને લઇ જશો
માનવ છતાં માનવ સ્વરૂપે, ના રહ્યો, તો રાખશો. ૧

હું કોણુ? શું કર્ત્તવ્ય મારૂં? તે મને સમજાવશો
ઉદ્દેશ ઉત્તમ જિન્દગીનો સર્વ કંઈ પ્રકટાવશો
ગાંડુ બન્યું છે ચિત્ત ગાંડું, એકદમ ઉન્મત્ત થયું
એને પ્રભૂ! તારી પ્રભૂતાનું સ્વરૂપ બતાવશો. ૨

પાગલ બન્યો છું હું જગત્નાં બન્ધનો સાચાં ગણી
ઉન્મત્ત રહ્યો છું હું પ્રભૂ! દુનિયા બધી મારી ગણી
ગાંડો થયો છું હું પ્રભૂ! આ જીવન ભરના કલહમાં
ખાવા પીવાના ખ્યાલમાં ભૂલી ગયો તારી પ્રભા! ૩

હું જે કરૂં, એવું કરે ના કોઈ, એને મુર્ખ હું
માનું અને એની કરૂં નિંદા થઇ નિષ્ઠુર હું
આ દુશ્મનોને, આ સંબંધી, ભેદ મેં એવા કર્યો
એ ભેદને સંભાળતાં, જીવન વીતે છે ત્રાસમાં. ૪

નિર્જીવ વ્યાપારો જણાતા, બહુ મહત્વ ભર્યા મને
સાચાં મહત્વભર્યા વલણુ, દેખાય છે જૂઠાં મને
સાચાં સરલ હૃદને ઠગું છું, સ્વાર્થમાં હું અંધ થઇ
ને ત્રાસ આપે હૃદયને, એને નમું છું નમ્ર રહી. ૫

ઠગનારને ઠગવા જતાં કદી હું ઠગાતો’તો મને
એવી ઠગાઇ જણાય છે નિર્જીવ માત્ર સમય પર
પણુ ના ઠગે, એને કદી ઠગવા જતાં, ઉલટું બને
ને હું ઠગાઉં તો હૃદયને ત્રાસ એ વધુ થઇ પડે. ૬

આવી રીતે ભ્રમણા મહીં, ભ્રમણા ધરી, ભ્રમણા વધી
સ્થિર ચિત્તમય સદ્ભાવનાની જ્યોત્સ્ના ઝાંખી પડી
મુંઝાય છે મન, તન બધાં પ્રિયત્તમ પ્રભૂ! સ્થિર શાન્તિ દે
માનવજીવનનું સત્ય મૂલ્યાંકન કરૂં પ્રભૂ! સામર્થ્ય દે. ૭

## (૮૭)

# કવિની ઇચ્છા

મારી કવિતાથી તમારા હૃદયમાં રસ જામશે
ને પ્રાપ્ત પણ છૂપી રહેલી રસિકતા ઉભી થશે
સત્યો સદંતર ધર્મનાં–રસ મર્મનાં ને કર્મનાં
અવગત થશે તો આ હૃદય ઠરશે અને કંઇ ઠારશે. ૧

ગૌરવ ભરેલું ગાન મારી જિન્દગીના કર્મનું
ઓજસ્ ભરેલી આત્મવિભૂતિ વડે કંઇ દીપતું
રસ મર્મનું–રસ કેન્દ્રનું–નીતિ ભર્યું–પ્રીતિ ભર્યું
હૃદયે બને સુખરૂપ સઘળું, એમ હું ઇચ્છી શકું. ૨

મારી કવિતાની પ્રશંસા આપ કરવાના નથી
તોયે કવિતા એ હૃદયની આપ ભૂલવાના નથી
છે આ કવિતા, હૃદયનાં રસ ગાન, ઉર્મિઓ બધી
સમજાવવા સત્યો પ્રભૂના દ્વારનાં પ્રીતિ થકી. ૩



## (૮૮)

# નવી પ્રાર્થના

દિવસો ગયા તોયે દયા મેં આપની દેખી નહિ
વિશ્વાસ આવો રાખવામાં વીતશે શું જીંદગી?
શું નાથ! આપ તણા હૃદયમાં હૃદય મારૂં નહિ ઠરે?
કે એ હૃદય આ હૃદયની દરકાર કદી પણ નહિ કરે? ૧

ગુરૂ ગણી ઉપદેશ સાંભળવા નિરંતર હું રહ્યો
જીજ્ઞાસુ તોયે કાં પ્રભૂ! ઉપદેશ ના દીધો ખરો?
મેં મિત્ર માનીને તમારો પ્રેમ હૃદયે કુળવ્યો
તોયે મને તે પ્રેમને બદલે ન આપ્યો પ્રેમ કાં? ૨

ભૂખ્યો તમારા ભાવનો-તમને નિરંતર શોધતો
તોયે તમે દર્શન મને દીધાં નહિ એ ન્યાય શો?
વ્હાલા પ્રભૂ! વિચારનું આચારમાં મૂકયું બધું
તોયે કદર સેવા તણી કરતા નથી, એ નાથ! શું? ૩

મારા ગુન્હાઓ છે ઘણા તોયે પ્રભૂ! હું આપનો
એવું ગણી વિશ્વાસુને વિશ્વાસથી નિભાવશો!
ને તારશો-ઉદ્ધારશો કંઈ યોગ્ય માર્ગ બતાવશો
વ્હાલા પ્રભૂ! આ દીન સેવકને હવે સંભાળશો! ૪



(૮૯)

## નિરાશ દીલ

મારી કવિતાથી મને, આનંદ મળવાનો નથી
મારૂં હૃદય, મારા હૃદયને, સુખનું કારણ નથી
મુજ દ્રવ્ય સાધન છે નહિ, સુખ પામવા સંસારનું
ના જ્ઞાન મારૂં તો થશે, સાધન મુજ ઉદ્ધારનું ૧

ના પત્ની મારી, મુજ હૃદયને જીવનનું કારણ થશે
ના બાળકો મારાં મને આનંદથી યે હસાવશે
ના મિત્ર મારા, ભેદ મારા, સર્વ છૂપા રાખશે
કે શાંત્વન મારૂં કરી, મારા હૃદયને ઠારશે. ૨

ગુરૂ, મને, મારા, નહિ દેખાડશે સાચી ખૂબી
પ્રભૂપ્રેમની, એ દ્વારની કે જીંદગીના સ્વત્વની
પિતા નહિ મારા હૃદયને જાણશે–નિભાવશે
માતા મને નહિ પ્રેમથી–સત્કારથી બોલાવશે. ૩

દુનિયા પ્રશંસા નહિ કરે, મુજ નામની ને કામની
સેવકજનો એ નહિ કદર કરશે જીવનની–દામની
મારા જીવનની સર્વ આશાઓ હવે પૂરી થશે
જીવ્યો બધો જે જીંદગી, તે જીંદગી ઉડી જશે. ૪



## (૯૦)

# મારો ઠર્યો

જ્યારે કર્યો સત્કાર મારો, તું હવે મારો ઠર્યો
જ્યારે મને સોંપ્યું હૃદય, સાચો ઠર્યો તું એકલો
મારા હૃદયનો પ્રેમ તેં પોષ્યો બહુજ ઉદાર થઇ
એ દેખીને હું મિત્ર માનું તો, તને એ ન્યાય કંઇ. ૧

તું આંખ, આ આંસુ ભરી, તે લૂછવા સાવધ રહે
એ પ્રેમ તારી દિવ્યતાનું તેજ તત્ત્વ વિશાળ છે
ને દુશ્મનો મારા, મને, જ્યારે દુભવવા આવતા
ત્યારે રહ્યો તૈયાર તું, એ હૂમલા અટકાવવા. ૨

જ્યારે દગાથી ઝેર તેણે મિત્રને આપ્યું હતું
તે ઝેર તેં પીધું ભલા! પ્હેલું, મનેજ જીવાડવા
યોજાયું મારે કારણે તે વ્હોર્યું, તેં ઉદાર થઇ
એ જોઇને આ હૃદય આકર્ષાય છે તારા પ્રતિ. ૩



(૯૧)

## ૯૭ વિશ્વાસ

જ્યારે ત્યારે જિન્દગીમાં આપ આવશો
અનેરી આંખમાં અનેરો રંગ લાવશો—જ્યારે૦ (૧)

કંઈક આશથી-કંઈક ભાવથી હૃદે
જરૂર નિત્ય માનતો કે આપ આવશો—જ્યારે૦ (૨)

તમે સતેજ સ્હાય છોઃ તમે પરમ ઉપાસ્ય છોઃ
તે જીવન્ત જિન્દગીને આપ તારશો—જ્યારે૦ (૩)

વિભૂતિ—આપની કૃતિ પ્રભૂ! વિશાળ છે
પ્રકાશ છે-વિશ્વાસ છે-વિકાસ સૌ સ્થળે
તમે અમારી જિન્દગીને જોમ આપશો
અનીતિમાંથી તારવાને આપ આવશો—જ્યારે૦ (૪)

જ્યારે ત્યારે જિન્દગીમાં આપ આવશો
અનેરી આંખમાં અનેરો રંગ લાવશો—જ્યારે૦ (૫)



(૯૨)

## મોહનો અંત

ઇચ્છા નથી આ નયનને, અવલોકવા તારી છબી
પરવા નથી આ હૃદયને, પીવા હવે તારૂં અમી
ચિંતા નથી આ ચિત્તમાં, તારૂં સ્મરણ કરવા મને
રે! મોહને આકર્ષણો ઉડી ગયાં સઘળાં હવે. ૧

"પ્રિયે!" કહીને હું હવે બોલાવવાનો પણ નથી
"વ્હાલી!" કહી રીઝાવવા દરકાર કંઇજ રહી નથી
કલ્યાણકર તુજ શ્રેયનો રસ્તો હવે જોવો નથી
મારે હવે તુજ નામની ગુલામી કરવાની નથી. ૨

સોંપ્યું હતું જે સર્વ કંઇ, તે આજ હું ખેંચી રહ્યો
તારો હતો તે આજથી, તારો હવે ફીટી ગયો
જે ભૂલવું તે ભૂલવું, જે ત્યાગવું તે ત્યાગવું
એમાં હવે શી શિથીલતા? મારે નથી તારૂં થવું. ૩

તારાં કવિતા-કાવ્ય જે કરતો હતો હું પ્રેમથી
તેવાં કવિતા-કાવ્ય હું એકકે કરીશ નહિ કદી
ના ગાન તારૂં ગાઈને આ હૃદયને રાજી કરૂં
ત્યાગ્યું હવે તે ત્યાગવું, તેને નહિ સંભારવું. ૪



(૯૩)

# દિવ્ય મસ્તી

હું છું રવિ, હું છું શશી, હું વિભૂતિ આ વિશ્વની
હું છું કવિ, આ વિશ્વનાં ગાનો વધારૂં હર્ષથી
હું ઇન્દ્ર, મારી ચન્દ્રિકાના ગર્ભમાં હું જ્ઞાન છું
જળ, સ્થળ અને જડ ચેતને, હું વ્યાપ્ત તે ભગવાન્ છું. ૧

સુખ શાન્તિમાં જે શક્તિ છે, રસબળ ભરી, તે હુંજ છું
હું છું પ્રિયા, હું છું પતિ, હું છું પિતા, હું તનુજ છું
હું ગાન, હું ગાનાર, હું આનંદને આરામ હું
નિયમ, જીવન, સત્તા, કળા, સાચી મઝા, વળી કામ હું. ૨

જે કાયદાથી આ બધું જગ યોગ્યતામાં રહી શકે
તે કાયદાના સત્ત્વ રસને યોજનારો હુંજ છું
જે જ્ઞાનસત્તા, વિશ્વમાં વ્યાપક બધે દેખાય છે
તે સર્વસત્તા હુંજ છું ને હુંજ થી જ મનાય છે. ૩

સાચું અને ખોટું બધું, રંગો બધા મારા કર્યાં
તે સર્વ રંગો હૃદયમાં, આદર્શ મારો થાય છે
જે કંઇ બધું ચાલ્યું ગયું, જે કંઇ બધું અસ્તિત્વમાં
જે કંઇ હશે ભાવિ મહીં, તે સર્વ કંઈ મારા વડે. ૪

અજ્ઞાનને રસ જ્ઞાનની સમાનતા જે સર્વથા
તે ભેદના ભણનારનો ગુરૂ અને જ્ઞાતાજ હું
છે સત્યને અસત્ય, નીતિને અનીતિ ઐક્યતા
તે ઐક્યતાને યોજનારો–શોધનારો હુંજ છું. ૫



(૯૪)

# ઈશ્કનો ઈન્સાફ

અમારા ઈશ્કનો ઈન્સાફ, કરનારૂં નથી કોઈ
અમારી જિન્દગીના રંગમાં, રહેતું નથી કોઈ! ૧

અમારો અન્ત જે સ્થાને, સ્વરૂપે અંગ ધાર્યો છે
હૃદયનાં ઐક્ય એ સ્થાને, રહી શકતું નથી કોઈ. ૨

અમારા જે કરારો છે, ન જાણી તે શકે કોઇ
ભલે છે આંખ આલમને, પરંતુ દ્રષ્ટિ તો છે નહિ. ૩

કબરમાં રાખવાથી બોલવાનું બંધ પડશે નહિ
અમારા ઈશ્કની ફરીયાદ, થતી ગાંડી ગણાશે નહિ! ૪

નવું તે સૌ જુનું હરદમ, બદલશે રૂપ નહિ એનું
તમારી કલ્પનાથી છે સૌ જુદું, નવું કંઈ નહિ. ૫



## (૯૫)

## પ્રકીર્ણ-ગુચ્છ (નં. ૨)

### [૧] અભાવ

હૃદય હતું તો જીવન હતું નહિ,
જીવન હતું તો ધૈર્ય નથી કંઇ
કર્મ હતાં તો મર્મ નહોતો,
મર્મ હતાં કંઇ કૃત્ય થતું નહિ,
આંખ હતી જહીં, દ્રષ્ટિ હતી નહિ,
દ્રષ્ટિ મળ્યે ગઇ આંખ મીંચાઇ
ખ્યાલ હતા, તહીં ખ્વાબ હતાં બહુ,
ખ્વાબ રહ્યાં, ગયા ખ્યાલ છુપાઇ ૧

### [૨] મારો મોહ પણ જાય છે

ઇચ્છા ન તારી હોય તો, મારે નથી ચ્હાવું તને
પ્રીતિ ન તારી હોય તો, મારે નથી જોવી તને
ના હૃદય મારે આપવું, ના હૃદય મારે ચુંબવું
જો તું વિરાગી થાય તો, મારે નથી રાગી થવું. ૧

### [૩] હજૂ તારી દુષ્ટતાનો અન્ત આવ્યો નહિ.

રે! દુષ્ટ! તારી દુષ્ટતાનો અંત ના આવ્યો હજૂ
ચીર્યાં હૃદય, તેને વધારે ચીરવા, મથતો હજૂ
જે આંખ આંસુથી ભરાઇને, હજૂ રડતી રહી
આંસુ વધારે પાડવા, એ આંખથી મથતો, હજી. ૧

જૂના કરેલાં ઘા હજૂ પૂરા રૂઝાયાયે નથી
ત્યાં તું નવા બીજા કરે કાં ઘા ? વૃથા નિષ્ઠુર થઇ ?
લૂંટી ચૂક્યો જેને, હજૂ તેને વધારે લૂંટવા
તું શસ્ત્ર-સામગ્રી ધરીને જાય ફરી, શી ક્રૂરતા ? ૨

## [૪] નિષ્ફળતા

જોયું અને જાણ્યું છતાં, જીવન મહીં પચ્યું નહિ
જોયું અને જાણ્યું બધું, જીવન મહીં મિથ્યા ગયું
શોધ્યું અને લીધું છતાં, ના કોઈને દીધું નહિ.
શોધ્યું અને લીધું બધું, જીવન મહીં મિથ્યા ગયું. ૧

## [૫] ત્યાગવૃત્તિ

દર્શન કરી દીલને દુભવવું
તે કરતાં દૂર રહેવું સારૂં
યાદ કરી હૈયું સળગાવું
તે કરતાં ભૂલવું બહુ સારૂં ૧

## [૬] ચિત્તશુદ્ધિ

થયો ભ્રષ્ટ, વિચાર વડે જન જે
સુખ સ્વાસ્થ્ય, ન પામી શકે કદી એ
કદી થાય નહિ, હૃદયે રમતો
ભય ત્રાસ વડે, ભટકી મરતો. ૧

ચિત્ત શુદ્ધ થતાં, સુખ સર્વ મળે
દુઃખ ત્રાસ તણાં, બળ સવ ઘટે
રસથી રમતો, ચિત્ત ચેતન થઇ
ચિત્ત-શુદ્ધિ, સમું બળ એકકે નથી. ૨

## [૭] સુખ સાધન

સુખ સાધન, સુખ સમાન રહે
સુખ કારણથી, સુખ પ્રાપ્ત થશે
કદી દિવ્ય થવા મથશે જન જે
થઇ દિવ્ય, વિલાસ બધે કરશે. ૧

તિમિરે થઇ અન્ધ, ત્યજે તન જે
મનથી, અતિમુગ્ધ થઇ મરશે
ગણશે મનથી, ગતિ ઊંચી થતી
પરિણામ મહીં, બસ "નીચી ગતિ." ૨

સુખ સાધન, માર્ગ જ નીતિ તણો
કદી ખ્યાલ ન દીલે, અનીતિ તણો
પરમાર્થ પદે, હૃદયે ઝરણાં
વહતાં–સરતાં, સુખરૂપ થતાં. ૩

ચિત્ત ચેતનથી, ચીરકાળ ટકે
ચિત્ત–વિત્ત, પ્રભૂ પ્રતિ નિત્ય રહે
ચિત્ત–સ્વાસ્થ્ય, પ્રભૂ કૃતિથી પ્રકટે
સુખસાધન, સુખ સમાન રહે. ૪

## [૮] અપરિમિત પ્રેમ

ચ્હાવું અને સહવું સતત, જ્યાંસુધી ટકતી જિન્દગી
નહિ પ્રેમ, શુદ્ધ પ્રવીણ રસિક, પરિમિત ગણશે એ સ્થિતિ
ચ્હાનાર ચ્હાઇ રહે ચિત્તે, આવેશથી સુખ શોધવા
જો નિયમ–નિશ્ચય એક રે' તો છે ક્રિયાઓ સ્વર્ગદા. ૧

નીચ સ્વાર્થને નમતાં રહી, જે ઉચ્ચ કાર્ય હઠાવતા
તે અભણ–મૂર્ખ મનુષ્યની સ્થિતિ નિરંતર આપદા
પરિમિત પ્રેમ પદે નિરંતર પાપ ઊભું થાય છે
તે પાપમાં ડૂબ્યું બિચારૂં કોઈ માર્યું જાય છે. ૨

## [૯] પ્રેરણાનું ગીત

જે કંઈ કરવું તે કર આજે, કાલે નહિ કંઇ થાશે
સમય થોડો ને કામ બહુ છે, આળસુઓ પરતાશે
તર્ક–વિતર્ક કર્યે નહિ સિદ્ધિ, કામ કર્યે રંગ આવે
મોટા થાવાને મથવું તો, કામ કરો પ્રભૂ ભાવે. ૧

## [૧૦] એક વિચિત્ર પ્રશ્ન

ઉપદેશના ઉપાયથી, બળ પ્રેમનું ટળતું નથી
નિશ્ચય કરે મન બહુ બહુ, પણ ત્યાં કંઇ વળતું નથી
ચ્હાનાર પાત્ર મળી જતાં, નિશ્ચય કર્યો ટકતો નથી
ચ્હાનાર હ્રદને ચ્હાઉં, ત્યાં શું પાપ ? સમજાતું નથી. ૧

નિયમ નથી પ્રીતિ તણો કે એકને ચ્હાઇ રહું
છે પ્રેમ, નિત્ય અખંડ, આ વિશ્વાર્થ, એ સાચું ગણું
મન મૂર્ખ થઇ શોધે જીવન, છે જીવન એ રસ પ્રેમમાં
ચ્હાનારને ચ્હાતો રહું, ત્યાં પાપ નહિ, પણ છે મઝા. ૨

## [૧૧] વર્તનની મહત્તા

લખી લખીને લેખ બનાવે
બોલી બોલી બધું ગજાવે
કહી કહી, કૈંના કાન પકાવે
વર્તન વિન કશું કામ ન આવે ! ૧

## [૧૨] "અમૃત તો વ્હેંચાય છે, વર્ષો મહીં એકજ ઘડી"

પીધું નહિ તે પામવા, હૃદય હવે લલચાય છે
તોયે ન તે પામી શકે, જે પામવાનું તે હતે
કારણ ગયેલા યોગ પ્હેલાંના, ફરી મળતા નથી
અમૃત તો વ્હેંચાય છે, વર્ષો મહીં એકજ ઘડી. ૧



(૯૬)

## ખીલે તો ખીલ પૂરૂં ખીલ !

મને છે મોહ તારામાં, મને છે સ્નેહ તારામાં
મને છે સુખ તારામાં, ખીલે તો ખીલ પૂરૂં ખીલ ! ૧

તને છે આશ ખીલવાની, મને છે આશ મળવાની
રસિક ઇચ્છા એ ફળવાની, ખીલે તો ખીલ પૂરૂં ખીલ ! ૨

અખિલ જ્યોતિ નીકળશે તો, ભરાશે હોંશીલું આ દીલ
મળી છે હૂંફ જીગરની, ખીલે તો ખીલ પૂરૂં ખીલ ! ૩

ઊણું છે આશમાં હૈયું, મળે છે આમ ગણવું દીલ
નથી નિરાશ થાવાનો, ખીલે તો ખીલ પૂરૂં ખીલ ! ૪

હૃદય ભરમાય આશામાં, વળે આશા નિરાશામાં
ધરે કાં ખીલતાં બ્હાનાં ? ખીલે તો ખીલ પૂરૂં ખીલ ! ૫



## [૯૭]

# અદ્રષ્ય પ્રિયાને !

અદ્રષ્ય તું આમ શાને સલુણી?
હૃદયને સતાવે વૃથા કાં મધુરી?
મને તે મધુર મુખ દે કંઇક જોવા
તનુ હસ્ત લંબાવ આ અશ્રુ લ્હોવા. ૧

થતી દૂર ત્યાં અશ્રુ વ્હેતાં વિશેષે
ગમે ના કંઇ જીવવું આ બને જે
નિરાશા અને ત્રાસમાં દિન વીતે
નહિ દ્રષ્ય તું એ હૃદય ખૂબ ચીરે. ૨

મધુર મુખ શું દ્રષ્ટિથી દૂર થાવા?
હૃદય સ્નેહ શું દૂર થઇ ને છૂપાવા?
રસિકતા ત્યજી ક્રૂર થાવું ઘટે ના
પ્રિયે! પ્રેમ દાતા! ને આ યોગ્ય લીલા. ૩

નથી યોગ્ય તે કાર્ય કરવું નકામું
હૃદય પ્રેમીઓ ના રચે યંત્ર આવું
"હૃદયમાં રહ્યો પ્રેમને દૂર થાવું"
નથી પ્રેમના શાસ્ત્રમાં સૂત્ર આવું. ૪

કરે હાસ્ય કે શું કરે છે પરીક્ષા?
તથાપિ મને ના સુઝે કોઇ શિક્ષા!
દગો આમ દેવા નથી પ્રેમ ભિક્ષા!
ગુરૂ આ કયો આપતો સ્નેહ-દિક્ષા? ૫

હૃદયને હૃદયનૂર તું જો સતાવે
પછી કોણ ઉપાય મુજને બચાવે?
હૃદય શાન્તિનો અંશ આથી ન આવે
ગમે ના થતું આ હૃદય પણ ભરાયે. ૬

"તુહિ" અંશથી છે હૃદય આ ઘડાયું
અને જીવતું તે વડે તે મનાયું!
રસિક એ પ્રતિમા હૃદયથી ન દૂરે
છતાં સ્થુલ છે દૂર એથીજ ઝૂરે! ૭

[૯૮]

## રીસામણાં

તે કાવ્ય મારૂં ગાય નહિ તો, હું કવિતા નહિ કરૂં
નહિ ચ્હાય જો તે આ હૃદયને, એ હૃદય હું નહિ ધરૂં
બેસૂર મારી બંસરીના સૂર સરખા નહિ કરૂં
જો ગાન મારાં સૂણવા ના આવશે, વ્હાલા પ્રભુ! ૧

તે ના ધરે દરકાર મારી તો, મને ગમશે નહિ
વ્યવહાર કે વ્યાપાર આ જીવન તણા કો રીતથી
ના નાથ રીઝે તો પ્રભુતા જિન્દગીમાં શી રહી?
સામર્થ્ય શું જીવન મહીં? વ્હાલા ન મુગ્ધ થયા કદી ૨



(૯૯)

## "અશ્રદ્ધા બસ એજ રાક્ષસી"

અશ્રદ્ધા બસ એજ રાક્ષસી
માનવ-જીવન સદા ચૂસતી
રૂધિર હૃદયનું પી જઈ પ્રકટે
દુઃખ વ્યાધિમય વધુ કારમી—અશ્રદ્ધા૦ ૧

જીવવા મળતું જીવન એને લીધે ઓછું થાય
સો વર્ષે સુવાની વાતો; ન્હાની વયે જણાય—અશ્રદ્ધા૦ ૨

ક્ષુદ્ર બને મન-તનને બુદ્ધિ
હરાઈ જાય, અતિ પૂણ્ય-પ્રશુદ્ધિ
કર્મ મહીંથી ધર્મ ઘટે ને વધે વ્યાધિઓ કંઈ—અશ્રદ્ધા૦ ૩

અશ્રદ્ધા બસ એજ ગુલામી
માનવ જીવનની બદનામી
આ દુનિયા બસ એ કારણથી ભ્રષ્ટ થઈ ભમતી—અશ્રદ્ધા૦ ૪



## (૧૦૦)

## ચેતન સ્વામીને !

બની જડ જીંદગીને, આપનું ચૈતન્ય મળશે નહિ
પ્રભૂ! બસ ત્યાંસુધી તે શાન્ત થઈને હાલ કરશે નહિ! ૧

અભાગી આંખમાંથી જ્યાં સુધી સૂકાય નહિ આંસુ
પ્રભૂ! એ ત્યાંસુધી આનંદથી કંઈ નૃત્ય કરશે નહિ! ૨

હૃદયની વ્યાધિઓનાં ઔષધો જો આપ દેશો નહિ
નિરોગી ત્યાંસુધી મન–તન અમારાં કોઇ કરશે નહિ! ૩

સ્ફૂરે છે શાન્ત જ્યાં સિધ્ધિ, પ્રભૂ! ત્યાં બન્ધ બંધાયા
તમારી દ્રષ્ટિ વિના એ અમારા બન્ધ ટળશે નહિ ૪



(૧૦૧)

## ઉજ્જ્વલભાવિ

જ્યારે ત્યારે, જગત્ સઘળું, શાન્તિને પામવાનું
ખાલી ખોટા, કલહ-ઝઘડા, સર્વ ભૂલી જવાનું
નીતિ-પ્રીતિ, વલણ વહને, સિધ્ધિને શોધવાનું
જેવું જોયું, અમલ કરવા, એમ વ્હેતું જવાનું. ૧

આંખોમાંથી, વિમલ ઝરણાં, પ્રેમનાં કંઈક વ્હેશે
સાચી સિધ્ધિ, સરલ સુખની, આખરે પામશે એ
જ્યારે નીતિ, અમલ કરશે, સર્વનાં અંતરોમાં
ભૂલાશે ત્યાં, ભયભર ભૂલો, ભક્તિને પામવામાં. ૨



[૧૦૨]

## મસ્તી

દુનિયાને મન હું ઘેલોને, મારે મન દુનિયા ઘેલી
હું રસમસ્તી મહીં નિત્ય મ્હાલું, પરવા નહિ કોઈની–દુનિયાને૦
ઇશ્વર આદેશ, અંતર મહી કંઇ, તો નિર્ભય થઈ ફરવું
સ્હાય શ્રીપ્રભૂની જેને નિરંતર, તેને કોઇથી શું ડરવું ?–દુનિયાને૦
મસ્ત હૃદય, સુખને અનુભવતું, દુઃખ ન દેખે કોઇ પળે
છે સ્થળ સર્વ, રસ સુખ ભરેલાં, રસ અવિચ્છિન્ન ચિત્ત ભરે–દુનિયાને૦
ગાંડો કહે જગ તોયે શું મારે? આ હૃદ તો રસ રૂપ વહે
મસ્ત રહી, મુજ કૃત્યને કરવું, છે બસ આજ વિચાર ઉરે–દુનિયાને૦



(૧૦૩)

## બધું દેખાય છે સુંદર !

પ્રિયે ! તુજ પ્રેમમાં દેખાય છે દુનિયા બધી સુંદર !
મને તો વિશ્વ આ સઘળું સતત દેખાય છે સુંદર ! ૧

પડી છે ટેવ દુનિયાને–"બધાં દુઃખી બધાં દુઃખી"
કહી અંતર્-હૃદયમાં ત્રાસ ખોટો નિત્ય ભરવાને ૨

મને જ્યારે પડી છે ટેવ, "હું સુખી, બધાં સુખી
ગણી અંતર્-હૃદયમાં સ્વર્ગનો આનંદ ભરવાને ! ૩

જગતમાં એક કણને પણ ખરી શ્રધ્ધા ધરી વ્હાતાં
બને છે વિશ્વ આ સુંદર, હૃદયથી ઐક્ય કરવાને ! ૪

જગત ઝેરી બને છે, જિન્દગીમાં ત્રાસ વ્હોરીને
હૃદય કરદમ બને બેહાલ, જ્યાં ત્યાં દુઃખ ખોળીને ! ૫

ખછા એવાં હૃદયને તે પ્રિયે ! શાં સુખ દુનિયામાં ?
બને બેહાલને બિમાર હાથે ઔષધો ત્યાં શાં ? ૬



(૧૦૪)

## ઐક્યતાનો કરાર

તું જ્યાં હશે, ત્યાં હું રહું, તું મિત્રનો હું મિત્ર છું
તું ઐક્ય છે, આ જિન્દગીનું, તત્ત્વ તે ના વિસ્મરૂં
જ્યાં મિત્ર! તારી મીઠી મીઠી વાતો હજુયે થાય છે
તે સ્થાનમાં મુજ સ્વર્ગનો આનંદ તો ઉભરાય છે. ૧

તું છે ગુરૂ, તું છે પ્રભૂ! તું મિત્ર ને તું ભાઈ છે
તું 'સત્વ છે, આરામ છે, રસ ઐક્ય છે, રસનામ છે
તું છે પ્રતિમા બીજી, મારા નામની ને કામની
જ્યાં ઐક્યતા, ઉભય હૃદયની, ભિન્નતા ત્યાં શી રહી? ૨

× × ×

ગમે તેવા પ્રસંગોમાં, વફાદારી હશે કાયમ
અમારૂં ને તમારૂં ઐક્ય, આ આવું હશે હરદમ! ૧

તમે જે બોલશો એને, અમે નીતિ ગણી લઇશું
તમારા પ્રેમને આ જિન્દગીનો લ્હાવ સમજીશું. ૨



## [૧૦૫]

## આશ્વાસન અને શિક્ષા

નિત્યે રડી, શીદ નિઃશ્વાસ મૂકે ?
પ્રભૂની દયા તો જરા કંઇક જોને!
કૃપાથી જીવે તો વૃથા કાં રડે છે?
પ્રભૂજી પરે આળ તું કેમ મૂકે ? ૧

તને દુઃખ ના દે, કદી ના સતાવે
કર્યું કર્મ તેં જે નહિ દૂર થાયે
ફળે કર્મ યોજ્યું, રડયે ના વળે કંઇ
રડયાથી મળે ના દયા કંઈ અધીકી. ૨

પ્રભૂ–ન્યાયની જ્યોતિને તું નિરખવા
કદી દૃષ્ટિ દોડે જીવે કંઇક શીખવા
તને શાન્તિ મળશે પ્રભૂ–પ્રીત થાતાં
રસિક દ્રષ્ટિએ ન્યાયનો મર્મ પીતાં. ૩

રડી આંસુડાં પાડવાં એ નકામું
પ્રભૂજી નિરંતર જુવે ન્યાય સામું
નહિ તુજને કારણે ન્યાય ત્યાગે
મળે ફળ જેવું કર્યું કર્મ આગે. ૪

રસિકદ્રષ્ટિએ ન્યાયની જ્યોતિ જોને!
રસિકતા શીખી ન્યાયથી આંસુ લ્હોને!
તને દુઃખ દેવા પ્રભૂ ના સમર્થ!
તને સુખ દેવા પ્રભૂ ના સમર્થ! ૫

પિતાજી રડાવી હૃદય તો ન બાળે
પ્રભૂ તો હસાવે–રમાડે–લડાવે
તને શાન્તિ દેવા પ્રભુ–પ્રેમ ચાલુ
મળે સુખ વા દુખ જેવું કરે તું. ૬

પ્રભૂએ અરેરે! મને દુઃખ આપ્યું
“પ્રભૂએ થઇ ક્રૂર ને આમ લૂંટયો”
વચન આમ વદવાં બધાં છે નકામાં
નિરાશા ભર્યાં–મૂર્ખતા–ન્યાય સૂનાં. ૭

(૧૦૬)

## કિસ્મતની કરામત

ત્યજ્યાં તેને ફરીથી, યાદ લાવ્યાથી રડું કિસ્મત!
ડૂબ્યાં તેને ફરીથી શોધવાથી હું રડું કિસ્મત! ૧

થયેલી ભૂલને જ્યારે સુધારી દીલથી કિસ્મત!
તહીં આવા પ્રસંગોમાં મરૂં–ડૂબું–રડું કિસ્મત! ૨

ન માની વાત નીતિની, ન પ્રીતિમાં ધરી નીતિ!
કર્યું તેવું હવે મારે શિરે આવી પડયું કિસ્મત! ૩

નહોતું એમ ધાર્યું કે પ્રસંગો જાગશે આવા!
નહોતું એમ ધાર્યું કે અનીતિ દોડશે ખાવા! ૪

થયું ભૂલી જવું રહેલું નથી, દીલથી રડું કિસ્મત!
રડું, ત્યારે રડું હું એકલો, તું ખુશ થા કિસ્મત! ૫



(૧૦૭)

# દોડનારાને

તું જાય ક્યાં? તું જાય ક્યાં? ત્યાં તિમિર સાગર છે ભર્યાં
દેખાય નહિ ત્યાં દોડતાં, ડૂબી જવું, એવી દશા
રસભગ્ન થઈ રડવું ઘટે નહિ, ત્યાં તને આ હોંશ શી?
પાસે રહી પ્રભુકૃતિ–રતિમાં, માર્ગ જો માતા તણો! ૧

છે સર્વનો સંસાર આ, આધાર પર આધાર તું
તું જાય છે ત્યાં પાપ પાસે, પાછળો દુઃખ આવર્તુ
છે સત્ય નિત્ય, પરાર્થ, ભૂલે છે, પદાર્થ પ્રચારના
પ્રકટી રહે પ્રભૂ થઈ જીવન, પણ તિમિરમાં તું રે' ડૂબ્યો. ૨

ક્યાંથી તને આવું સુઝે? આદેશને અળગો કરે
ત્યાં માર્ગ નહિ જડશે, તને તો "શૂન્ય" "શૂન્ય" થઈ મરે
તુજ સ્મરણ પાસે હું રહું, પણ યોગ, દુઃખ તિમિર પડે
તું સર્વ વાતે ભૂલતો તો ન્યાય નહિ એ સહી શકે. ૩



(૧૦૮)

## ક્ષમાભાવના

નથી ફરીયાદ કરવાનો, કદી ઇન્સાફને માટે
પ્રભુ ઇન્સાફ કરશે તો, કરે છો તે વિના માગ્યે. ૧

તમારા જે ગુન્હાઓ છે, નથી તે કોઇને કે'વા
સદા મારી ક્ષમા વરસે, ગુન્હાઓ માફ કરવાને. ૨

ભલે મારૂં હ્રદય ચીરી, તમોએ રક્ત પીધું હો
તથાપિ હું નહિ ઇચ્છું, ફરી એ પ્રાપ્ત કરવાને ૩

કદી મારો ખજાનો લૂંટીને કંઇ દ્રવ્ય પામ્યા હો
ભીખારી છો થયો, મથું ના, ગયેલું હાથ કરવાને. ૪

તમોને યોગ્ય લાગ્યું તે, તમે કરવા થયા રાજી
પછી એમાં હ્રદય મારૂં, બતાવે કેમ ઇતરાજી ? ૫

કદી ભોળો ગણી ભાઇ ! મને ઠગવા મથી ચૂકયા
ઠગાયો હું-ફસાયો હું-તથાપિ ના રહી ઇચ્છા- ૬

મને, એવી ઠગાઇનો લઉં બદલો અને કનડું
"પ્રભૂ ! સુખી કરો તમને" હ્રદયથી એટલું ઇચ્છું. ૭



(૧૦૯)

# પ્રેમની ફનાગીરી

દીલ છો ડુબે, પરવા નથી, પ્રીતિ મળે જો આપની
સંસારનાં સુખ સાધવા, ચિંતા કરૂં શી જાતની? ૧

શોધી રહી છું પ્રેમને, હું પ્રેમના પ્રારબ્ધને
પ્રારબ્ધ એ ખીલતું થશે, બનતાં દિવાની આપની! ૨

જો પ્રેમનો નિશો ચઢયો, તે ના અકાળે ઉતરે
એની ખુમારીમાં મને, લાગી બિમારી આપની! ૩

છો શુષ્ક વેદાન્તી, જગત્‌ના, આ ક્રિયાને પાપ કે'
પણ પાપ હું માનું નહિ, પ્રીતિ ખીલવવાં આપની! ૪

સાચી યુવાનીમાં વિના, કારણ હૃદયને શોષવું
એને વિકસતું રોકવું, ભૂલી છમી શું આપની? ૫

રે! પ્રેમ વિના શો જગત્‌માં, છે વિકાસ હૃદય તણો?
તો કેમ ના વિકસાવવા, એને, બનું હું આપની? ૬



## (૧૧૦)

## સ્નેહ સંક્રાન્તિ

( વિધવા લીલા અને અવિવાહિત ભાનૂકુમાર )

**ભાનૂકુમારઃ—**

મુજ સ્થિર ચિત્તને, ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરીશ નહિ
ડૂબાવવા દીલ કોઈનું, તું મોહ આમ ધરીશ નહિ
આવા વિષયનાં પાપમાં ડૂબીશ નહિ–દુઃખી થઇશ નહિ
નક્કી થયેલી ધર્મની સીમા ત્યજી દૂર જઇશ નહિ. ૧

તારી યુવાનીનો અમલ, તું ધર્મથી સંભાળી લે
ઉધ્ધારવા તુજ આત્મજીવન, સત્ય વાત વિચારી લે
આ મોહમાં મુક્તિ નથી કે સુખની યુક્તિ નથી
વિષયો મહીં આરામ પ્રાપ્ત થશે નહિ તમને કદી. ૨

**લીલાઃ—**

પ્રિયત્તમ પતિના સંગ વિનાનાં જીવન શુષ્ક ગણાય
શા માટે એ પ્રેમસુખના, શોધું ના ઉપાય?
આ યૌવન ઉછાળા મારે, એ અંતરના પ્રેમ!
ઇષ્ટ વાતને હાથ કરી લઉં, તો હું ગાંડી કેમ? ૩

**ભાનૂકુમારઃ—**

લીલા! ભલે ગાલે ચઢી, લાલી તને યોવન તણી
પણ આ હૃદય એ લાલીથી, લોભાઇ પડવાનું નથી
સોંદર્ય તારા દેહનું, અત્યંત આકર્ષક હશે
પણ આ હૃદય, આકર્ષણોથી ભાન ભૂલવાનું નથી. ૪

સુંદર દેહ મહીં હશે, પ્રેમાળ ને પોષક હૃદય
પણ એ હૃદયની કેદમાં, આ હૃદય સડવાનું નથી
તારૂં વિશુધ્ધ જીવન ભલે વિશુધ્ધ હો અતિ રમ્ય હો
પણ એ જીવનથી યોગ રચવા, હૃદય ભમવાનું નથી. ૫

વિશુધ્ધ છે તારૂં હૃદય તો હું પ્રશંસા કાં કરૂં ?
એવી પ્રશંસા આદરીને, સ્તબ્ધ બનવાનું નથી
તોયે તને આશીષ દઉં, વિશુદ્ધ રો' તારૂં હૃદય
નીતિ નિયમથી એ દીપો, કંઇ પાપ કરવાનું નથી. ૬

થઇ દૂર ઉપાધિ બધી, વૈધવ્ય સ્થિતિ આવતાં
દુનિયા તણાં દુઃખો તણી–દુનિયા તણી ચિંતા તણી
તોયે મથે તારૂં હૃદય, એ દુઃખમાં પડવા ફરી
એ જોઇને આશ્ચર્ય અમને થાય છે ઓ સુંદરી! ૭

બ્રહ્મચર્ય–ભકિત સાધવાનો યોગ જ્યાં આવી મળ્યો
તેના પ્રતિ આવા વિચારો, સેવવા સારા નથી
આવી મળેલી આ ઘડી, વિષય વિચારે વહી જશે
તો ભ્રષ્ટ તારી જિન્દગીને શાન્તિ મળવાની નથી. ૮

પરમાત્મ પ્રભુના સ્મરણમાં, તારા હૃદયને સ્થાપ તું
સૌંદર્ય તારા શરીરનું, એ ભક્તિથી દીપાવ તું
તુજ દેહને તારૂં હૃદય, તલ્લીન એમાં થઇ જશે
તો આ વિષય ભ્રમણા બધી લીલા! તમે ભૂલી જશો. ૯

મારા ઉપર મમતા ધરી, મારા જીવનને પામવું
એ ક્ષુદ્ર સ્નેહ સંબંધમાં, કારણ વિના ડૂબી જવું
ને ના મળી જે માર્ગમાં શાન્તિ જગતના લોકને
તે માર્ગ પર વિહરી થવું, શું મુર્ખ બીજાના સમું ? ૧૦

સેવા કરો સંસારની, જે કંઇ બને–જે કંઇ ગમે
દુઃખી હૃદયનાં દુઃખ હરશો–આંસુઓ લ્હોશો તમે
અજ્ઞાનનાં જ્યાં આવરણો, ત્યાં જ્ઞાન જ્યોતિ જગવશો
તો વિષયના વિકારથી બચશો, તમે દેવી થશો. ૧૧

× × ×

સૌંદર્યનો સાચો ઉપાસક, એજ છે નર એકલો
જે દેહનાં આકર્ષણોથી, આત્મને ભૂલતો નથી
જેને નિરંતર આત્મની, ઝાંખી થતી ઊંડાણુમાં
ને બાહ્ય સાધનમાં, હૃદયના રંગને ત્યજતો નથી. ૧૨

અસ્થિર અંતરનાં મનુષ્યો મોહથી માયા રચી
વિષય વિલાસી સાધનો "સૌંદર્ય" છે એવું કહે
પણ એ ભ્રમણસમ માન્યતા, ઉપાસના એની નથી
પણ આત્મજીવન શોધવું ઉપાસના એની ખરી. ૧૩

મક્કમ હૃદયમાં મોહનું, જો છિદ્ર કયાંહી પડી જશે
તો શક્તિ સંગ્રહિત બધી, એ માર્ગથી ચાલી જશે
ના એટલું, પણ હૃદયમાં બીજા વિકારો જાગશે
ને ધર્મ–વીર્ય વહી જતાં, તારી ગતિ નીચી થશે. ૧૪

સામાન્ય માનવ, પાપમાં પડતું હશે અજ્ઞાનથી
તે કારણે તે માનવોનાં પાપ પણ મોટાં નથી
પણ જ્ઞાન બુદ્ધિ પામનારા, પાપને રસ્તે પડે
તો પાપ તેવા માનવોનું બહુ ભયંકર નીવડે. ૧૫

એવા જનોની અધોગતિનું માપ કંઇ કલ્પાય નહિ
જો સાક્ષરો, રાક્ષસ થતા તો જુલમનો અવધિ નહિ
જે પાપનો બોજો વધારે તે જુલમ ઝાઝો કરે
તે કારણે સાક્ષર રીતે રાક્ષસ થવું ના યોગ્ય છે. ૧૬

× × ×

ભલે માયા તને લોભાવવા આવે કદી ભાનૂ!
પરંતૂ તું ન તારા ધર્મના આદર્શથી ચળજે! ૧૭

તને એ બાહ્ય સુંદરતા મહીં પ્રીતિ હશે નહિ તો
પછી સૌંદર્ય સ્ત્રીઓનાં, તને તે મુગ્ધ શેં કરશે? ૧૮

યુવાનીના મદે ચકચૂરને વિષયો મહીં રત જે
ભલે તે નગ્ન થઈ નાચે, પરંતુ સ્થિર તું રહેજે. ૧૯

સ્ત્રીઓની પ્રેમ પ્રીતિ એ સદા હેતૂ વિષય સુખનો
પડાવી લે પ્રભૂતા–વીર્ય–વિદ્યા–દ્રવ્ય તો ડરજે! ૨૦

રખે એ મોહમાયામ બની બેભાન તું ડૂબતો
નહિ તો લાભને બદલે તને હાનિ થયા કરશે! ૨૧

ગયા જે ખેલવા એ ખેલમાં તેઓ ગયા ડૂબી
ગુમાવી ગાંઠનું સઘળું, તને પણ સાર એ મળશે! ૨૨

સ્ત્રીઓનાં મદભર્યાં નયનો તને આકર્ષવા મથશે
પરંતૂ એવાં આકર્ષણ તને ગુલામ કરી છૂટશે! ૨૩

ડૂબે છે એ, ડુબાવે છે, ધરીને દેહ પોતાનો
તને એ દેહમાં પ્રીતિ થતાં તું આત્મને ભૂલશે! ૨૪

ન જે પ્રીતિ તને દે ભાન થાવા આત્મજીવનનું
રખે એવી પ્રીતિમાં તું કવિતા કોઈની જોજે. ૨૫

બની ગાંડો–જતો બેસી કે ના લલકારતો ગઝલો
તને પ્રેમાન્ધ સ્થિતિ એ નિરંતર ત્રાસ થઈ પડશે. ૨૬

વધારે શું કહું? ભાન્! તને છે ભાન તારૂં જ્યાં
હૃદયનું રાજ્ય સાચવતું નિરંતર ઇષ્ટ તમને છે! ૨૭

તમારો ધર્મ છે સેવા–પરાયાં દુઃખ હરવાને
ન કે કોઈ પરાયી પ્રીતિમાં ડુબી જવું એ છે! ૨૮

× × ×

વિના કારણ મને લીલા! વૃથા હેરાન કાં કરતી?
ન યાચું પ્રેમ હું તારો, છતાં તું મૂર્ખ કાં બનતી? ૨૯

તને ઇચ્છા ભલે મારી કે મારા પ્રેમની ઉપજી.
પરંતૂ આ હૃદય, નિર્લેપ રે' તોયે ન કાં ત્યજતી? ૩૦

અમીઝરણું હૃદયના પ્રેમનાં છે સ્વાર્થ વિનાનાં
વિકારી કેમ તે કરવાં? ધરી આ દેહ પર મમતા? ૩૧

હૃદયમાં પ્રેમ તારે હોય તો તે પ્રેમ રાખી લે
પરંતૂ તે હૃદયમાં પ્રેમના વિકાર ના ભરજે! ૩૨

ભલે તું ભાઇ માનીને, મને તું બ્હેન થઇને રહા
પરંતૂ એ હૃદયમાં પોષ ના તું વિષ વિષયનાં! ૩૩

હૃદય તારૂં બની પ્રેમાળ શોધે પ્રેમને જ્યારે
ધરી લે સ્વાર્થ વિના પ્રેમ તો જીતીશ સંસારે! ૩૪

યુવાનીના અમલમાં તું, ભૂલી ગઇ ભાન જીવનનું
પરંતૂ એમ ભૂલવાથી, ગુમાવીશ ગ્યાન ગૌરવ, તું! ૩૫

સમાજે જે ક્રિયાઓને ભયંકર પાપ માન્યું છે
તને એ પાપ પર મમતા થઇ છે એ સમાવી લે! ૩૬

ડૂબાવેલા હૃદયને બ્હેન! તું પાછું તરાવી લે
ભૂલી જા, આ ભયંકર પ્રેમના વ્યવહારને આજે. ૩૭

વધારે શું કહું લીલા! તને ઉપદેશ શો કરવો?
જગત્માં એ પ્રસિદ્ધ જ છે કે પાપે પ્રેમ ના ધરવો. ૩૮

× × ×

લીલા:—

હૃદયના પ્રેમ કારણથી તમોને ચ્હાઉં છું વ્હાલા!
વિના કારણ જગત્માં શી ક્રિયાઓ થાય છે વ્હાલા? ૩૯

મને ઇચ્છા થઇ છે તે તમારા પ્રેમથી ઉપજી
અને એમાં સમાવાની, પછી એને તે શેં ત્યજવી? ૪૦

અમીઝરણાં હૃદયના પ્રેમનાં સ્નેહી પ્રતિ વળતાં
વળ્યાં તે વ્હેણ વ્હેવાનાં, ન અટકાવ્યાં અટકતાં જ્યાં. ૪૧

હ્રદયમાં પ્રેમ પ્રકટયો તો નિરંતર પોષવાનો છે.
ક્ષણે ક્ષણ એય પોષાતો તમોને જીતવાનો છે! ૪૨

થઇ પ્રિયે ગણી સ્નેહી, તમોને ચ્હાઉં તો શું છે?
ભલા! એમાં જગતના લોકને શો કોઇ વાંધો છે? ૪૩

જગત્‌માં સ્વાર્થ વિના પ્રેમની વાતો હવાઇ છે
જગતનો સ્વાર્થ અટક્યો તો જગત્ ડુબી જવાનું છે. ૪૪

ખરો કોઇ વિરલ સાધુ, ધરી શકશે હ્રદય આવું
જગતના લોકને માટે તો એ વાતો હવાઈ છે! ૪૫

જુવાનીના અમલમાં હું ન શોધું ઇષ્ટ આશકને
પછી મારૂં હ્રદય, આરામ ક્યાંથી પામશે ત્યારે? ૪૬

પ્રિયત્તમ પ્રાણ મળવાથી હ્રદયને રંગ બહુ ચઢશે
સૂકાતું એ સુધા વિના, અમીમય થઇ જઈ રમશે! ૪૭

વિકસશે એ વિલાસોમાં, જીવનના જોશને પામી
છતાં સ્નેહી! મને આવો વિષમ ઉપદેશ કાં સ્વામી? ૪૮

સમાજે પ્રેમ—પ્રીતિની ક્રિયાને પૂણ્ય માન્યું છે
અને એ પ્રેમ—પ્રીતિને સમાજે બહુ વધાવી છે! ૪૯

હ્રદયનો પ્રેમ સાચો હોય તો સંસાર સાચો છે
અને જો હોય તો જુઠો તો જગત્ મમતા નકામી છે! ૫૦

મને જે પ્રેમ પ્રકટયો છે, સકારણ સાધુતામય છે
અને તેથીજ આ લીલા તમારી પ્રિય! નિર્ભય છે! ૫૧

નથી એની ગતિ નીચી થવાની આમ ઝુઝવાથી
લીલા એમાં અટકશે નહિ ખરો આદર્શ સુઝવાથી. ૫૨

નથી ડુબ્યું હ્રદય મારૂં, નથી એ ડુબવા મથતું
પરંતૂ એ વિકસવાને વધારે યત્ન આ કરતું! ૫૩

તમારે એ પ્રયત્નોની કદર કરતા થવાનું છે
અને લીલા તણાં લક્ષ્યો તણા સાથી થવાનું છે! ૫૪

વધારે શું કહું સ્નેહી? વિના કારણ સતાવો ના
તમારે આશ્રયે આવી ઊભી છું તો ડૂબાવો ના! ૫૫

અહીં લ્યો હાથને રાખો, હૃદયરાજ્ઞી કરી લઈને
ઉભયનું ઐક્ય સંધાતાં સમજશો સ્વર્ગ એ શું છે? ૫૬

× × ×

નભમાં થયેલા મેઘનો દેખાવ જોઈ ડોલતું
પર્જન્યનું આતુર ચાતક દીલમાં ખુશી થતું
કે વૃષ્ટિ એની થઈ જતાં-બિન્દુ અમીનાં પામશે
ને એ અમીના પાનથી એનું જીવન તાજું થશે! ૫૭

પણ દીલની આશા રહી ગઈ દીલમાં એની બધી
દેખાવનો એ મેઘ દૂર થયો અને વરસ્યો નહિ
વૃષ્ટિ વિના—દુષ્કાળનાં ચિન્હો બધાં ઉત્પન્ન થયાં
એ જોઈ એ પક્ષી તણાં ગાત્રો શિથિલ થઇ ગયાં. ૫૮

ને એમ જોતું રાહ એનું એ બિચારૂં ત્રાસતું
વારિ વિના એના જીવનનું તેજ જ્યાં ઉડી ગયું
ત્યાં મૃત્યુ એને આંગણે આવી હવે ઊભું રહ્યું
ત્યાં ઝંખતું પર્જન્ય આખર તરફડી પૂરૂં થયું! ૫૯

ભાનૂકુમારઃ—

ભ્રમમાં પડી ભૂલો કરે, જેણે કરી તેને નડે
તેમાં કહો શો દોષ અન્ય તણો લીલા! તમને જડે?
મારા ઉપરના મોહથી અસ્થિર થઈ દુઃખ પામતાં
ના દુઃખ મેં ઉત્પન્ન કર્યું તે દુઃખ મુજથી શેં હઠે? ૬૦

આકાશમાં ઉત્પન્ન થયેલા મેઘ ચાતકને કદી
આતુર રહેવા એમને માટે કંઈ કહેતા નથી
પણ ટેવ ચાતકને પડી, બિન્દુ અમીનાં ઝીલવા
અમીવૃષ્ટિ એવી થાય નહિ તો દોષ શા મેઘો તણા? ૬૧

કારણ કરાર કર્યા નથી, મેઘે વચન આપ્યાં નથી
કે તે અમીવૃષ્ટિ અચુક કરશે, અમુક પળો મહીં
ના યોગ આવે વૃષ્ટિનો તો વૃષ્ટિ કરવા રે' નહિ
ત્યાં તરફડી ચાતક મરે તો દોષ મેઘોનો નથી. ૬૨

\+ + +

મારા ઉપર ઉત્પન્ન થયો છે મોહ તમને આ રીતે
એમાં લીલા! શો દોષ મારો? કે પ્રમાદ ગણો તમે?
એ પ્રેમ હૃદયે પોષવા આમંત્રણો આપ્યાં નથી
તોયે તમે ભ્રમમાં પડી ગાંડાં થયાં હાથે કરી. ૬૩

મારૂં હૃદય એ પ્રેમને કારણ રહિત પીડા ગણે
આથી પડે ન પીડા મહીં, એ પ્રેમ ના પોષી રહે
ત્યારે તમે હેરાન થઈ હાથે કરી દુઃખ પામશો
ને દોષ દેશો વ્યર્થ અમને—જીવન સઘળું હારશો. ૬૪

પણ ક્રૂરતા એમાં મનાશે ના, અમારી, સુંદરી!
ઉત્પન્ન કર્યાં એ દુઃખ જેણે ભોગવે તે સુંદરી!
જેને પડેલી ટેવ જે તે ટેવ તેને દુઃખ દે
તમને તમારી પ્રકૃતિનાં પાપ આખર ઘેરશે. ૬૫

મારે તમારા પ્રેમને વિવશ થઇને ચાલવું
એવી નથી કંઇ મેં ગુમાવી મુજ જીવનની યોગ્યતા
સ્વતંત્ર છું, હું કાંઇ પણ કરવા, હૃદયથી ઇચ્છતું
એથી તમારૂં શું થશે? એની હું ચિંતા ક્યાં કરૂં? ૬૬

**લીલાઃ—**

પ્રિય ! તેં સન્માન કર્યાં ન કર્યાં
તદપિ મુજ ચિત્ત પ્રફુલ્લ કર્યાં
ભલે ! ઇષ્ટ પદાર્થ દીધા નહિ તેં
તદપિ દઇ આશ સતેજ કર્યાં. ૬૭

કરૂણા તુજ કર્મપ્રભાવ મહીં
તુજ દીલ તણી વિભૂતિ સરલા
કરશે મુજ જીવન તૃપ્ત બધું
ગણી એમ ઉલ્લાસ ધરી રહી હું. ૬૮

મનનું મુજ રાજ્ય વિશાલ થશે
ભજતાં તુજ પ્રેમપ્રભાવ બધો
પછી સાધ્ય સધાય, સધાય ન વા
તદપિ ચિત્તનો એ વિષાદ જશે. ૬૯
પ્રણયે પગલે પગલે પ્રભુતા
યદિ એ લગની ખરી તો ન્યૂનતા
સુખસ્વર્ગ મહીં નહિ સંભવતી
સમજી પ્રિયની પ્રિયતા ધરતી. ૭૦

મનનું તન તેજ થઇ ફરશે
વળી જીવન જોશ ઘણું ધરશે
દીલના દુઃખનું બળ શાન્ત થશે
પ્રિય ! એમ પ્રકાશ બધે વધશે. ૭૧

દઇ આશ કદી પછી નષ્ટ કરે
મુજ દીલ તણી તું દયા ન ધરે
કદી એમ થતાં દીલ જાય તૂટી
તદપિ લઉં માની દયા તુજની. ૭૨



## (૧૧૧)

## અનેરૂં દર્શન

તુજ દેહમાં દિવ્યતા જોઉં છું હું
તુજ આંખમાં તેજ ભાસે અનેરાં
બની એમ સૌંદર્યની તું પ્રતિમા
કરે દર્શને, દીલ ઘેલાં—ઠરેલાં. ૧

કમલાક્ષિની! ચન્દ્રવદના! વિનોદે
વિલસે વિકાસે વધારે વધારે
સૌંદર્ય—ઔદાર્ય—લાલિત્ય-લક્ષ્મી!
ચિંતા વિમોચિની—વિનોદિની છે! ૨

તુજ દેહ છે કાવ્ય જીવન્ત જાણે
તે કાવ્ય મીઠાશ અમીથી વધારે
પણ આમ જીવન્ત કવિતા થઇ તેં
કવિતા કવિ વર્ગની ઝાંખી કરી છે! ૩



(૧૧૨)

## તો શું કરી સેવા બધી એની નકામી થઈ ગઈ?

પૂજું ગણી હું પ્રિય એને, પ્રેમના આવેશથી
સ્નેહી ગણી રાખું બધો સંબંધ સાચો હૃદયથી
સત્કાર હું એનો કરૂં, એ હૃદયનો ને જીવનનો
પૂજા કરું-પ્રીતિ ગણું અધિકાર એનો એકલો. ૧

મેં સોંપી મારી જિન્દગી, એને બહુજ નિશ્ચિત રહી
વિચાર મારા સર્વ કંઈ વ્હેતા જતા એના પ્રતિ
મારૂં હૃદય એને સ્મરે ને બુદ્ધિ એને શોધતી
ને શરીર આ ખેંચાય તેમ તણાય તે સ્નેહી પ્રતિ. ૨

અર્પણ કર્યું મેં દ્રવ્ય મારૂં, સ્થાન મારૂં સ્નેહથી
ઉપભોગ કે ઉપયોગ કરવાને સદા સ્વતંત્ર રહી
હું યાદ પણ એને કરૂં એકેક ક્ષણ એ દેવને
તે છે "મહાન્" "અનુપ" એવું મનવતો આ જગતને! ૩

તોયે નથી દરકાર એને કાંઈ મારા યત્નની
ને ના થયું એનું હૃદય પ્રસન્ન મુજ સેવા થકી
જે કંઇ હતું તે સર્વ દીધું (પણ) સ્નેહ હું પામ્યો નહિ
તો શું કરી સેવા બધી એની નકામી થઇ ગઇ? ૪



## (૧૧૩)

## બ્હાવરી

વિયોગમાં બળતી હતી, બાળા બિચારી એકલી
કારણુ હ્રદયનો ઇષ્ટ આશક દૂર એનાથી હતો
તે માત્ર તેના સ્નેહની ભ્રમણા મહીં ભમતી હતી
ને ઇષ્ટ ને વિદૂર— ક્રૂર ગણી થતી હેરાન કંઇ. ૧

એ ચિંત્વને–એ સ્મરણુમાં દિવસ બધા એના જતા
ઉદાત્ત તેમ સતેજ તેની બુદ્ધિ શૂન્ય થતી હતી
પ્રેમાળને મીઠું હ્રદય ચીરાઇ જાય વિયોગથી
એ કારણે એ કન્યકાનાં આંસુઓ સૂકાય નહિ. ૨

ને કોઇપણુ એના હ્રદયને શાન્ત કરી શકતું નથી
ને ઇષ્ટ એનું–પ્રેય એનું કોઇ દઇ શકતું નથી
એ સ્થિતિમાં અતિ ત્રાસ પામી એ રડે જો હ્રદયથી
તો પ્રેમની એ દુઃખદ સ્થિતિ સંભવિતા સરલ કંઇ. ૩

તે ચ્હાય છે પ્રિય ઇષ્ટને, તેથી રડે છે આમ એ
"ચ્હાવું પછી એ ચુંબવું" એ પ્રણુયનો જ્યાં ન્યાય છે
રે! ઇષ્ટ હોવું દૂર એ છે કષ્ટ આ અવતારનું
એ કારણે માનવહ્રદય તો દુઃખથી રડતું થતું. ૪

એ ચ્હાય છે જે ઇષ્ટને તે ઇષ્ટ જો પાસે રહે
તો આંખ એ આંસુભરી હસતી ફરીથી થાય છે
ને થાય જો ના એમ ઘટના તો બિચારી એ રડે
એમાં કહે શો દોષ એનો ? મિત્ર ! મન માની શકે ? ૫



(૧૧૪)

## તે કોણ ?

જાણું ન હું કે કોણ તે, તોયે મને બોલાવતી
ના ચ્હાઉં હું એને તથાપિ કેમ તે ચ્હાતી થઈ ?
મેં છે બતાવ્યું નામ ના, મારૂં કદી તોયે મને
તે નામ દઇ બોલાવતી, કંઇ પ્રેમની આશા વડે. ૧

નથી કાવ્ય મેં કદીયે લખ્યાં, એ સુંદરીના દેખતાં
તો યે મને "કવિરાજ!" કહી બોલાવતી એ શી મઝા ?
નથી ગાન મેં ગાયું કદી, એ હૃદયને રીઝાવવા
તોયે મને "ઉસ્તાદ ગાયક" એ ગણે એ શું ભલા ? ૨

બોલાવું ના તોયે, મને બોલાવતી, એ શું હશે ?
"ના ચ્હાઉં તોયે ચ્હાય" એ ઘટના અજાયબ પ્રશ્ન છે
હું ના હસું તોયે તે હસતી ન જાણે મિત્ર હું
ઇચ્છું ન તોયે ઇચ્છતી ઉદારતા કેવી પ્રભૂ ? ૩

જુવે હૃદયમાં રસ મધુરો, હૃદયના વ્યવહારથી
અધિકાર મારો સાચવે, એ સ્નેહના સત્કારથી
કલ્યાણમાં રાજી રહે, કલ્યાણ કરવાને મથે
આવી અજાયબ સુંદરીના હેતૂઓ તે શા હશે ? ૪



## (૧૧૫)

# મારી ક્ષમા ભાવના

એણે પીધું છે રૂધિર મારા હૃદયનું અતિ ક્રૂર થઇ
તોયે ક્ષમા એને કરૂં છું હું હૃદયથી રસિક રહી
મારૂં વિશાળ–ઉદાર તેમ સતેજ અંતર શાન્ત છે
ઇચ્છે અનિષ્ટ ન ઇતરનું કે માર્ગ એ જોઇ શકે. ૧

વિનાશ કરવા મુજ જીવનનો યત્ન એણે આદર્યો
અપકીર્તિ મારી થાય એવા ભેદ પણ એણે વણ્યા
તોડી બધી ઉત્તમ આશાઓ હૃદયને ભાવતી
ને વિઘ્ન નાંખી મુજ કૃતિમાં છિન્નભિન્ન એને કરી. ૨

મારાં સંબંધી ભોળવ્યાં એણે અને દુશ્મન કર્યાં
વિશ્વાસ મારો ભંગ એણે તો કર્યો છે સર્વથા,
એણે ઠગ્યો, એણે લૂંટયો, એણે કર્યો હેરાન વા
એણે રિબાવ્યો, માર માર્યો, વિષ દીધાં જુલમથી. ૩

એકંદરે ઇચ્છી અધોગતિ, મુજ શરીરને આત્મની
ને શક્તિ અંતરૂ હૃદયની એણે હણી છે દુષ્ટ થઇ
તોયે પ્રભૂ ! એને કરૂં છું, ક્ષમ્ય એના એ ગુન્હા
કલ્યાણ કર તે હૃદયનું એ ભાવના મારી સદા. ૪

ઇચ્છા નથી આ હૃદયને અનિષ્ટ જોવા ઇતરનું
તો ક્ષમ્ય ગણુશે તે હૃદયના સર્વ ગૂન્હાઓ પ્રભૂ !
મારે નથી, મારી મહત્તાને મૂંઝાતી રાખવી
ઉદારતા, ગુન્હા પ્રતિ–ઉત્તમ ક્ષમા ઓજસૂભરી. ૫

卐

## (૧૧૬)

# પ્રેમ શબ્દ

મીઠી તારી વાણી વ્હાલી ! મારે મન તો સર્વ કંઈ
તુજ શબ્દ સાચો પ્રેમમય, આશા ભરેલી મોહિની !
સૂણી શકું નહિ શબ્દ એક્કે, અન્ય કંઈ તારા વિના
નિઃશબ્દ છે દુનિયા બધી, જો હોય ના તું ત્યાં રમા ? ૧

સુખ સ્વર્ગનું તુજ શબ્દમાં, માની શકું તો મૂર્ખ ના
તુજ શબ્દથી ગતિમાં રહ્યા વ્યવહાર સઘળા વિશ્વના
જે ગાન મીઠું ગાય સિંધૂ, મોરલી શ્રી કૃષ્ણની
તે સર્વ મોહક શકિત તારા શબ્દમાં આવી વસી. ૨

ભૂલો પડી ભટકયા કરૂં હું અન્ય કોઇ પ્રદેશમાં
ત્યાં શબ્દ તારો સાંભળી હું આવું મારા સ્થાનમાં
મીઠાં મનોહર ગાન તારાં–ગાય તું તે સાંભળું
બ્રહ્માંડની તે બ્રહ્મ બંસી, માનું તારૂં માન હું. ૩



## (૧૧૭)

## અપરિમિત પ્રેમ

મ્હાવું અને સહવું સતત, જ્યાં સુધી ટકતી જિન્દગી
નહિ, પ્રેમ–શુદ્ધ–પ્રવીણ–રસિક, પરિમિત ગણુશે એ સ્થિતિ
મ્હાનાર મ્હાઇ રહે ચિત્ત, આવેશથી સુખ શોધવા
જો નિયમ–નિશ્ચય એક રે' તો છે ક્રિયાઓ સ્વર્ગદા. ૧

નીચ સ્વાર્થને નમતાં રહી, જે ઉચ્ચ કાર્ય હઠાવતા
તે જન પામર માનવોની, દુઃખ–દર્દ પર દોડ્યે જતા
પરિમિત પ્રેમપદે નિરંતર પાપ ઊભું થાય છે
તે પાપમાં ડુબ્યું બિચારૂં કોણ માર્યું જાય છે! ૨



## (૧૧૮)

# એ વાત કહેવાનો નથી

આપ્યું મને એણે કંઇ તે સર્વ સ્વીકાર્યું હશે
તો યે ન 'આપ્યું શું મને?" એ વાત કહેવાનો નથી
એણે મને જેવો ગણ્યો, તેવો રહ્યો છું હું હજૂ
તોયે "મને કેવો ગણ્યો?" એ વાત કહેવાનો નથી. ૧

તે સ્હાય શાને આ હૃદય તે વાત હું જાણી રહ્યો,
તોયે મને તે "સ્હાય શેં?" એ વાત કહેવાનો નથી
એણે કહ્યું છે જે મને તે સર્વ આજે સ્મરણમાં
તોયે "કહ્યું છે શું મને?" એ વાત કહેવાનો નથી. ૨

એણે બતાવ્યું જે મને તે સર્વ દૃષ્ટિ પર રમે
તોયે "બતાવ્યું શું મને?" એ વાત કહેવાનો નથી
એણે કર્યું છે જે બધું તે સર્વ છે તાજું હજૂ
તોયે "કર્યું છે શું સખા?" એ વાત કહેવાનો નથી. ૩



## (૧૧૯)

## બેદરકાર

હું ત્યાં ગયો તે જ્યાં હતી, સત્કાર તોયે ના કર્યો
મારો ન કે પૂછ્યું મને " તું કોણ ? " ક્યાંથી આવતો ?
સોંપ્યું હૃદય મેં સરલ પ્રણયે, ભવ્ય રાખી ભાવના
તોયે સ્વીકાર્યું ના કંઈ, એણે ન આપ્યું ધ્યાન કંઇ. ૧

મેં પ્રાર્થના બહુયે કરી, કંઇ ખૂશ કરવા પ્રિયને
તોયે ન તેણે શબ્દ એક્કે સાંભળ્યો દત્તધ્યાન રહી
ગાયું મધુરૂં ગાન મેં, એ હૃદયને રીઝાવવા
તોયે મધુરાં ગાન એણે સાંભળ્યાં—ના સાંભળ્યાં. ૨

ઇતિહાસ મારી જિન્દગીનો મેં બધો એને કહ્યો
તોયે ન તેણે ધ્યાન આપ્યું જાણવા મારી કથા
મેં વિનવી એને કરી બહુ પ્રાર્થના ને પ્રણમતો
મૂકી બહુ ભેટો કંઇ જે સાથ હું લાવ્યો હતો. ૩

ગાયાં ફરી મેં ગીતને સંગીત મુજ વીણા વડે
તોયે ન બોલી શબ્દ એક્કે મિત્ર ! કારણ શું હશે ?
સત્કાર મારો ના કર્યો. સંબંધ કંઇ સાંધ્યો નહિ,
શા કારણે એ સુંદરી દરકાર રહિત દીલે થઇ ? ૪



## (૧૨૦)

## સ્નેહ સર્વસ્વ

સૌંદર્યમાં પણ સ્થાન તારૂં, એવું માનીને નમું
ઔદાર્ય છે તારી પ્રભા, એવું ગણીને હું સ્મરૂં
વિચારનું વેદાન્ત તું, આચારનું તું ધ્યેય છે
સર્વસ્વ છે સંસારનું, એવું ગણી પૂજું તને. ૧

તેં જે કર્યું છે તે બધું છે, માત્ર તારી યોગ્યતા
દેખાય છે તે દેખવા, તેં શક્તિ દીધી સર્વથા
ઉત્તમ પ્રતિભા વિશ્વની તારા વડે સચવાય છે,
તારા પ્રતાપે જિન્દગીનો સ્વાદ મિષ્ટ જણાય છે. ૨



(૧૨૧)

# અનંત જીવન

ના પ્રેમ, કંઈ જુલમ વડે, જીતી શકાતો સુંદરી!
એ તો હૃદયની ઐક્યતાનું, શુદ્ધ ફળ–મીઠું અમી!
ચિત્ત–વિત્ત ચંચળતા ત્યજે ને એક ભૂવનમાં રહે
ત્યારે પ્રભૂતા પ્રેમની, સાચી ગતિએ પ્રસરશે. ૧

જીવ માત્રથી જીવન નથી, શક્તિ નથી, સાધન નથી
વાસ્તવ જીવનની સઘનતા, તે શક્તિથી આવે મળી
આદર્શ જીવન એક એ જે, નિયમમાં નીતિ ગણે
તે નિયમની નીતિ–રીતિ, સાચી પ્રીતિને આદરે. ૨

તું ચ્હાય તો ચ્હાવા, મને, રે', પ્રેરણા પ્રભૂજી કરે.
તારૂં હૃદય મારૂં થશે તો, મારૂં પણ તારૂં થશે,
જે ભેદભાવ હૃદય રહે તે આસુરી નીચી સ્થિતિ
ઉભય હૃદયના જીવનમાં રે! ઝેર રેડે સુંદરી! ૩

સ્થિતિ સદંતર સ્નેહની ઉભય હૃદયને તારશે
જો પ્રેમનો વ્યવહાર સાચો તો, બધું સાચું થશે
મુક્તિ, મનુષ્યો માન મૂકી, પ્રેમને નીતિ ગણે
ને પ્રેમની પ્રભૂતા મહીં નિજ આત્મબળને કારશે. ૪

જીવન નથી પરિમિત કંઈ, ના મૃત્યુથી પૂરૂં થતું
તે પ્રેમના વ્યવહારમાં લંબાવતાં લાંબું થતું
જે શકિતથી સુંદર રહી, સાચી પ્રભૂતા પામતું
અનંત જીવન તો પ્રેમમય યોગી તણું સમજી જવું. ૫

卐

## (૧૨૨)

# વિદાયગીત

સોંપી હૃદય હું જાઉં છું, તેને તમે સંભાળજો
હું યાદી આપી જાઉં છું તો મિત્રને સંભારજો
સાથે રહી સુખ ભોગવ્યાં, દુઃખ દર્દની કટૂતા સહી
વાતો કરી–ખુલ્લાં હૃદય પણ એક બીજાનાં કર્યાં. ૧

કંઇ કહી દીધેલી વાત છાની તે બધી છૂપાવજો
ને ચર્ચવા જેવી બધી જાહેરમાં તે લાવજો
મારા ગુન્હાઓ હોય કંઇ તે, ક્ષમ્ય પણ કરશો બધા
હું જાઉં છું જ્યારે કરીને ક્ષમ્ય ગુન્હા આપના! ૨

ઇશ્વર–પ્રભૂ ઇન્સાફ કરશે, આપણા આ ઐક્યનો
તો ઐક્ય એ છૂટા પડયે યે સર્વથા નિભાવજો
સોંપ્યું બધું જે સોંપવું તું, સોંપીને હું જાઉં છું,
લેવું નથી મારે કંઇ, આપો ક્ષમા એ ચ્હાઉં છું. ૩



## (૧૨૩)

# બદલાતી દુનિયા

હતા જેઓ મરેલા, તેમને, છે જીવતા દેખ્યા
હતા જેઓ ડૂબેલા, તેમને, છે દોડતા દેખ્યા. ૧

હતી જ્યાં ઇશ્કની ખૂબી, દગાબાજી વધી છે ત્યાં
થતાં જ્યાં પૂણ્યકામો ત્યાં વધ્યાં શાં પાપ ? તે દેખ્યાં. ૨

હતાં તેવાં સ્વરૂપો મેં, રહ્યાં ના આંખથી દેખ્યાં
હતા તેવા કરારો મેં, નથી પૂરા થતા દેખ્યા. ૩

વહ્યાં જ્યાં પ્રેમનાં ઝરણાં, રમ્યા જ્યાં સ્નેહના સાથી
ઊભા ત્યાં પાપના પાજી, સંબંધો ટાળતા દેખ્યા. ૪

નથી કંઇ આંધળી આંખો, ન દેખે જે નવું જુવે
નથી કંઇ કર્ણ બ્હેરા આ, થતા સ્વર સૂણવા પામે. ૫

બધો બદલાય છે સંસાર, પણ હું એક એવો છું
વધું નહિ કે ઘટું નહિ હું, બદલતાં રૂપ છો દેખ્યાં. ૬

મને જેઓ નમ્યાં' તા તે, મને નિંદી થતા રાજી
મને જેઓ ગુરૂ ગણતા, કરે ચેલો હવે પાજી. ૭

નહોતું તે થતું દેખી, અજાયબ થાઉં છું હરદમ
ન જાણું કે બધા આ રાફડા, શા તાલ પર ફાટયા ? ૮



## (૧૨૪)

# પ્રેમની ટેલ

દીલે દીલ જ્યાં મળેલાં છે, પછી દરકાર કોની છે ?
અનેરૂં ઐકય સંધાયું, પછી ચિંતા તે શાની છે ? ૧

તને પણ જો હૃદયમાં હોય આવી ભાવના જાગી
ત્યજી દે દર્દ દુનિયાનું, બની જા ઈશ્કે વૈરાગી. ૨

મને તો પ્રેમનું કારણ પ્રભૂતામય જણાયું છે
અને એ પ્રેમને પગલે, હૃદય રમતું રમાડયું છે ! ૩

દીલે દીલ જ્યાં મળેલાં છે, પછી દરકાર કોની છે ?
અનેરૂં ઐકય સંધાયું, પછી ચિંતા તે શાની છે ? ૪



(૧૨૫)

## વિપ્રયોગ

દિવસ ગયા પણ દુ:ખ ગયું ના
અન્ય મળ્યું પણ પ્રિય મળી ના —દિવસ૦ ૧

ક્યાં ગઇ ? જે પ્રિય આ હૃદ ન્હાતી
વહી ગઈ ક્યાં ? લલિતા ઉભરાતી ? —દિવસ૦ ૨

હાય ! હરિ ! હરિ ! આ તે દશા શી ?
આમ સહન કરવું દુ:ખ પામી ! —દિવસ૦ ૩

ક્યાં ગઇ પ્રેમ પ્રદેશ સુવેલી ?
કેમ કરી હસતી તે એકેલી ? —દિવસ૦ ૪

મુખ મીઠું જો ફરી ન હું દેખું ?
કેમ જીવન જીવાય એકેલું ? —દિવસ૦ ૫

આશ નથી રહી અંતર્ હૃદને
પ્રાપ્ત નથી પદ એ પદ પર એ —દિવસ૦ ૬

ક્યાં ગઇ તે પ્રિય ઇષ્ટ ચકોરી ?
ક્યાં ગઇ જે રસમાં રસ લેતી ? —દિવસ૦ ૭

ક્યાં ગઇ જે રસમાં રસ દેતી ?
અવિરત અન્તર્ સ્નેહ સુરેખા ? —દિવસ૦ ૮

સત્વ ગયું જે સ્નેહ સુધાનું
દીલ હવે દીલ ક્યાં ઠરવાનું ? —દિવસ૦ ૯



## (૧૨૬)

# પ્રકૃતિને !

દુલારી દીલની તેં શી? હૃદયમાં દિવ્યતા સ્થાપી?
જુવે છે જે હજૂયે જિન્દગીમાં સ્વર્ગની ઝાંખી? ૧

દુલારી દીલની તેં શા? હૃદયમાં પાથર્યા પ્રાણો?
જીવે છે જે હજૂયે જિન્દગીમાં જીવનો રાખી. ૨

દુલારી દીલની તેં શા? જિગરમાં જોશ આપ્યા છે
ધરે જે વાસના તારી, જગતનાં બન્ધનો કાપી? ૩

દુલારી દીલની તેં શો? અજબ જાદુ જમાવ્યો છે
ક્ષણે ક્ષણુ માત્ર તારા નામનો પડઘો સૂણાયો છે! ૪

દુલારી દીલની તેં શેં? રચ્યો સંસાર-આ માયા?
રહે ચકચૂર એમાં ચિત્ત, એ શા મોહ ઉપજાવ્યા? ૫

દુલારી દીલની તેં તો, હૃદયને ડારવા દીધું
હૃદય તારે રસે ઝરતું, જીવન તેથી જણાયું છે! ૬

દુલારી દીલની તેં કાં? અમી આ પ્રેમનાં પાયાં?
અમી જે પામતાં આ ચિત્તમાં ચેતન જણાયાં છે! ૭

દુલારી દીલની તું કાં? બની આદર્શ અંતરનો?
અનેરી ઐકયતા સ્થાપી, દીધો આરામ હરદમનો. ૮



(૧૨૭)

# શો પ્રિય ! તે વિશ્વાસ જશે કે ?

દિન વીત્યા, પ્રિય ! માસ વીત્યા
વળી વર્ષ વીત્યાં, તદપિ ન થઈ
પ્રેમ પ્રતીતિ, પ્રિયત્તમ ! તારી
કેમ હજૂ પ્રિય ! નિર્દય રહી ? ૧

જો તુજ દીલ ઉદાર નથી
પ્રિય ! જો તુજ પ્રેમ વિશાળ નથી
કેમ અ કા ર ણ ચિ ત્ત હર્યું
પ્રિય ! કેમ અકારણ દુઃખ થઈ ? ૨

શું તુજ સુંદર દેહમહીં પણ
દીલ વસે દુઃખ સાધન રહી ?
શું તુજ શાન્ત સરલ ચિત્તમાં
પણ પ્રિય સખી ! એ પ્રેમ નહિ ? ૩

જો પ્રિય ! આમ રહે દૂર દૂર જ
તો પછી ક્યાં આ દીલ ઠરશે ?
જે વિશ્વાસ – વિચાર મહીં રહું
શો પ્રિય ! તે વિશ્વાસ જશે કે ? ૪



## (૧૨૮)

# આશા અમી એમ જીવાડશે કે ?

હૃદય મહીં રસનાં હરદમ હું, સ્વપ્ન મધુર જ જોતો
ઉર મહીં અભિલાષ જ પ્રિયે! પ્રેમતણા અનુભવતો. ૧

દિન જતાં દુઃખમય ક્ષતિલ આ વિપ્રયોગના વ્હાલી!
સ્વર્ગ સ્નેહનું મૂલ્ય પ્રકટશે, તારે યોગ રસાળી! ૨

આ આશા તેં ભંગ કરી તે, મુજ સરલ ચિત્તને છેદે
આમ હતાશ થતાં રડવાનું, જો પ્રિય! આમ ન આવી શકી તું. ૩

પ્રિયે તણો પ્રેમ પરિત્યાગવાને
દેવી સમી કેમ પ્રવૃત્ત આજે ?
દયાભર્યું દીલ દયા ત્યજી દે
ઉદારતા, કેમ ઉદાર દીલ એ ? ૪

આ જોઈ હું મૂઢ બની રહું છું
પ્રારબ્ધને દોષ દઈ મરૂં હા!
કે ભગ્ન હૃદયે ભ્રમિત રહું વા
તુજ પ્રેમનું ગાન ગાતો ફરૂં વા? ૫

તોયે તને પ્રિય! દયા ન આવે
તું એટલી હોય નિષ્ઠુર એવી
ના કલ્પના, બુદ્ધિ સ્વીકારતી મમ
તું પ્રિય તો પ્રિયત્તમા થવાની. ૬

આ વાત વિચાર મહીં વધે છે
ને પૂણ્યપ્રીતિ હૃદયે રમે છે
હતાશ હૈયું ફરી આશ ધરતું
આશા અમી એમ જીવાડશે કે? ૭



(૧૨૯)

## રમતી પ્રકૃતિને!

અજબ મોહ તારો (૨)
અજબ પ્રેમ તારો (૨)
અજબ તુંજ સુંદર દેહનો દેખાવ આ —અજબ૦ ૧

અજબ આંખ તારી (૨)
હૃદય હ ર ના રી (૨)
રમા ! તું હૃદયનાં આકર્ષણુ અજબ આ —અજબ૦ ૨

મોહે તે મોહે તું મુગ્ધજ બનાવે (૨)
અમને અમારાં તું ભાનજ ભૂલાવે (૨)
બનાવે બેહાલ બિમાર બિમાર હા —અજબ૦ ૩

પ્રીતિ તે પ્રીતિનો નિશો ગજબ છે (૨)
ચકચૂર ચિત્તની ભ્રમણા અજબ છે (૨)
દેખે તને તે તને સ્મરે ને ઝંખતાં —અજબ૦ ૪

અવતાર તું પ્રીતિ તણો
ને સરલ ચિત્તનાં આવરણો
આ ક ર્ષ ણો અ વ તા ર નાં
તું હૃદયનાં ઉન્મત્ત બળો—

સૌં દ ર્ય થી તું શો ભ તી
ઔદાર્યથી ઉત્તમ થતી
ગાંભીર્યથી ગતિ અર્પતી
તું તેમ હૃદયે રહી જતી—

હું શી કરૂં તારી પ્રશંસા ?
શાં કરૂં સન્માન હું ?
જ્યાં હું ભૂલ્યો છું હૃદય મારૂં
જીવન મારૂં—ભાન હું —

રસથી ભરેલું હૃદય તારૂં
ને અમીભર દેહને
હું સર્વથા સુંદર ગણી
આશક બન્યો છું આ પળે—

× × ×

તો તું બની જા હૃદયની રમાને
જીવનની વિધાતાને પ્રીતિ પ્રધાને
દઈ દે દુલારી થઈને બધું તું
હૃદયને જીવનનું બધું દાન, યાચું
અજબ તુજ પ્રેમનો પૂનિત પ્રભાવ આ —અજબ૦ ૫



## (૧૩૦)

# પ્રેમનાં દર્શન

જો શાન્ત એકાન્તમાં હું હજુયે
વ્યવહારનાં આવરણો દૂર રાખી
ભૂતકાળના ભાનમાં જાગતો રહું
હું પ્રિયનો પ્રેમ અદ્વૈત દેખું— ૧

તિમિરથી વ્યાપ્ત ભલે જગત્ હો
દેખાય છો ના દુનિયા સકલ એ
કે આંખ મીંચાઇ ભલે રહે સ્થુલ
તોયે પ્રિયા, દર્શન દિવ્ય દેશે.— ૨

એ રમ્ય દેવી–રસિકા–દુલારી
એ જ્યોત્સ્ના જિન્દગીની રસાળી
ને સર્વ સૌંદર્યનો એ ખજાનો
સૌંદર્ય શોભાવશે—પ્રાણ મારો.— ૩

ઊંડાણે ઊંડાણે એનાં, દર્શન દિવ્ય જણાય
ધીમે ધીમે ધ્યાન મહીં પ્રતિભા પ્રિયની ઉભરાય
ક્ષણે ક્ષણે એ હૃદય મહીં દે, ચેતનના ચમકાર
પળે પળે પ્રીતિ ઉપજાવી, મુગ્ધ કરે મન પ્રાણ.— ૪

જ્યાં સ્થુલ વ્યવહાર ધીમા પડે છે
કે સ્થુલસંસાર સ્મૃતિ રહે ના
કે પ્રેમનો સ્થુલ સંબંધ છૂટયો
ત્યાં દિવ્ય પ્રીતિ પ્રકટી રહે છે.— ૫

ને દિવ્ય પ્રીતિ રહી નિર્મળા જ્યાં
ત્યાં પ્રિયનો હોય સંચાર શું ના?
દેવી બની દિવ્ય દીલે પધારે
ને પ્રેમનો પૂણ્ય પ્રમોદ દેન્હે.— ૬

ત્યાં પ્રિયનો દેહ તો ભવ્ય ભાસે
સંપૂર્ણ, આદર્શ અવતાર શું ના?
કે માત્ર પ્રીતિ તણી જ જાણે
ઉત્પન્ન થઈ આજ ઉષા—પ્રભાતે!— ૭

ઉષા બધી એ અરુનની, છાયા રવિની પણ રવિ
ઉર્મિ બધી એ ઉરતણી, ઉર્મિ, છતાં ઉપજાવતી.— ૮

મોહે ભરી મુખમુદ્રા જણાય
પ્રકાશમય પ્રેમ અંધાર થાય
તેજે ભર્યું તોયે મૃદુ શરીર
વિરહી હૃદયને કરી રે' જ સ્થિર.— ૯

શું વર્ણવું સ્નેહભરી લતાને?
શું વર્ણવું પ્રેમભરી ઉષાને?
એણે કર્યો આજ અવતાર ધન્ય!
એ સર્વ છે પ્રેમનાં નિત્ય પૂણ્ય!— ૧૦

ઊભી રહી દ્રષ્ટિ પંથે રમા આ
સૌંદર્યનું સ્વર્ગ ઉભરાવતી વા
ઔદાર્યની લ્હાણુ વધુ દઈ રહી
કે મુગ્ધ મનને હજૂ મારતી રહી?— ૧૧

દેખાય છે દિવ્ય છતાં દુલારી
અમીભર્યું સ્મિત કરી હસાવે
ઓજસ્વિની દ્રષ્ટિથી ખેંચતી ને,
મારું હૃદય મુગ્ધ કરી સરે છે.— ૧૨

ને "પ્રાણુ" કહી પ્રાણુ ઉદ્બોધતી એ
"હે પ્રિય!" કહી ચિત્ત આહ્લાદતી એ
"ઓ દેવ! ઓ નાથ! અને "પ્રભૂ તું"
વદી મિષ્ટ વાણી વિકસાવતી શું?— ૧૩

"આશા ભરેલી આપની, પ્રીતિ ભરેલી આપની
દુનિયા બધી દીધી ત્યજી, તોયે રહી છું આપની!— ૧૪

શિખવી રહ્યો આ સ્વર્ગગણુ, ત્યજવાને મમતા આપની
તોયે ન હું એથી ભમું, હરદમ રહી છું આપની!—૧૫

જે સમય પર સંસારના, વિચારથી–વ્યાકૂળ થઇ
મારી સ્મૃતિ છૂપાય છે, ત્યારે ગતિ મુજ અટકતી!—૧૬

વ્હાલા પ્રભૂ! તુજ હૃદયમાં, આવી હૃદયથી ખેલવા
એ યોગ ના આવી મળે, ને લ્હાણુ એ ચાલી જતાં.—૧૭

પ્રેમાળ મારા હૃદયમાં, પીડા વસે છે આપની
માટે મને ત્યાં ખેલવા દેજો ગણીને આપની!"—૧૮

× × ×

એણે ધર્યો દેહ આ દિવ્ય કેવા?
જે દેહની દિવ્યતાના પ્રભાવે
પ્રકટી પરમપૂણ્ય પવિત્ર કવિતા
હૃદયે છતાં, બહાર અપૂર્ણ આવે.— ૧૯
એ દિવ્યતા ત્યાગતાં કાવ્ય એ શું?
નિજ મૂળ વ્યક્તિત્વ ધારી રહે શું?
આવી જતાં બહાર અપૂર્ણ થાય
જ્યોતિ ગઇ ઝાંખું થઇ ન્હીલાય!— ૨૦

કે ના રહે કાંઇ રસે ભરેલું
જ્યાં દૂર થઇ એની વિભૂતિ વ્હાલી
એણેજ એમાં રસ સિંચનોથી
જ્યાં કાવ્યને કાવ્ય થવા દીધું'તું!— ૨૧

આ કારણસર પ્રિયાને, હું નથી શકયો વર્ણવી
જેવી જોઇ તેવી પ્રિયા, નથી કવિતામાં સ્ફૂરી.—૨૨

ઝાંખું એનું જે કંઈ ચિત્ર, સ્મૃતિપટે રહી ગયું
એમાંથી આ ઉપજાવેલું, જગતને દઇ રહું.—૨૩



(૧૩૧)

## ક્ષમાનો આર્ત્તનાદ

આવ્યો છું હું તારે દ્વારે, હવે દયા તું લાવજે
આશાએ આ ઊભેલાને, પ્રભૂ! દર્શન આપજે! ૧

ત્યાગ્યો' તો તેં મારે પાપે, ગુન્હા ઘણા થઇ જતાં
ઇચ્છું છું હું ક્ષમા તારી, પસ્તાવો પાપનો થતાં. ૨

પસ્તાઉં છું પ્રાણ! પસ્તાઉં છું હું
પસ્તાઇ પૂનિત થવા ચહું હું
રે! જે થઇ ભૂલ સુધારવા તે
હું આજ ઉત્સુક થઇ નમું છું. ૩

મેં જે કર્યું પાપ તે પાપનો તું
જે કંઇ ઘટે દંડ તે દે ફરી તું
પ્રિયે! છતા દંડ દૂર રાખવાનો
કરતો રખે, દંડ અસહ્ય આ તો. ૪

તેં જે કર્યો ત્યાગને દૂર રાખ્યો
સ્થિતિ મને ત્રાસ ભરી જણાઇ
હું નિત્ય રોતો રહ્યો વિપ્રયોગે
રડતા હૃદે-ફાટતા દીન હૈયે. ૫

તારા વિના પ્રાણ ધીમા થયા'તા
તારા વિના ચિત્ત ચીરાઇ જાતું
આંસુ ભરી આંખથી આંસુ પાડી
પ્રિયે! સતત ઝંખતું નામ તારૂં. ૬

દુનિયા મહીં દુઃખ સર્વત્ર ભાસ્યું
શાન્તિ તણું શાન્ત અમી મળ્યું ના
એવાં ઘણાં દુઃખ સહી સહી ને
અશક્ત છું દૂર થવા ફરીને. ૭

પ્રિયે! હવે દૂર થઈ શકું ના
એ ત્રાસમય દંડ સહી શકું ના
દે ના ક્ષમા તો પ્રભૂ! પ્રાણ લઇ લે
પણ ત્યાગ ના, દૂર કરવા, ફરીને. ૮

પ્રિયે! એવી દશા મારી, દયા તારી રે! તે જતાં
જેવી થઈ, એવી મેં તો, દીન મુખે કહી બધી. ૯

ને યાચું છું પુનઃ પુનઃ, સદા સમીપે રાખવા
પાપી છું હું, તોયે તારો, પ્રિયત્તમ! પ્રિય સદા. ૧૦

તારા દયાળુ દીલે તો, સાચી દયા આવશે
વ્હાલા! શો વિલંબ જ થશે, દયા ઝરે છે જ્યાં સદા? ૧૧

ને છે દયા જેને દીલે, વણમાગ્યે કરે ક્ષમા
ના અપરાધી વ્હાલાંને, તે દોરે ક્ષમા યાચવા! ૧૨



## (૧૩૨)

## સ્નેહીની શોધમાં

થાકી ગયું ચિત્ત હતાશ આજે
તેને પ્રિયે! કોણ પ્રફુલ્લ કરશે?
કે સિંચશે કોણ આશા હૃદે એ!
વા પ્રેમનાં દાન દઇ જીવન દે? ૧

શોધી પ્રિયે! વિશ્વ વિશાળ થાક્યો
તોયે ન તારો જ દિદાર દેખ્યો
કે ના મળી ભાળ ક્યાંહી જ તારી
તો બોલ ક્યાં ઢૂંઢવા જાઉં ફરીથી? ૨

દેહ હતો તુજ સ્થુલ સનાતન, પણ દિવ્ય હતી તુજ પ્રીતિ
તે પ્રીતિથી દિવ્ય થઈ શું? દિવ્યલોકમાં તું વહી ગઇ? ૩



[૧૩૩]

## ચંદાને !

પ્રિયતમ પ્રીતિની ઉત્પાદક, અમલ કરી રહી ચંદા
સરલ હ્રદયનું સત્ત્વ ધરી રહી, વિમળ વ્હેણુ અમીનાં
વિમળ વ્હેણુ અમીનાં ચંદા! તારા સ્નેહ અમીના-પ્રિય૦ ૧

ને તુજ ચેતનથી ચમકેલું ચિત્ત, તને પ્રિય! ઢૂંઢે
જળ, સ્થળ, વ્યોમ અનંત પ્રદેશે, દ્રષ્ટિ કરી દીલ દઇ રે'
દ્રષ્ટિ કરી દીલ દઈ રે' દીલના વૈભવ એમ વરી લે-પ્રિય૦ ૨

તેં ઉરના અભિલાષ પૂરીને બહુ આશ્વાસન દીધાં
ને વળી જગનું જીવન દઇ દઇ, મન તન કીધાં મીઠાં
મન તન કીધાં મીઠાં, સલુણી! અણુ દીઠાં સુખ દીધાં-પ્રિય૦ ૩

ને તુજ દીલ વિશાળ બધું, વ્યવહાર બધા વિકસાવે
ભ્રમિત ભયભર હૈયું ઠારી, એને શુદ્ધ બનાવે
પ્રિય! તું પ્રીતિ શુદ્ધ બનાવે, આત્મનો યજ્ઞ બધો ઉપજાવે-પ્રિય૦ ૪

દુઃખની દવા દીલદાર! તું
મુજ હ્રદયના પણ પ્રાણુ તું
સંસારનું સન્માન તું
તું સ્વર્ગમય પ્રિય શું કહું?

રોજ રહી હ્રદયે રસ દેજે, ને મુજ ત્રાસ હરી લે
પ્રાણુ મહીં પ્રીતિ તું હજૂયે, પળે પળે સિંચી લે
વ્હાલી! પળે પળે સિંચી લે, વ્હાલી! અમી ભરી થઈ
રહેને-પ્રિય૦

卐

## [૧૩૪]

## મારા રામ

હૃદયની હૂંફ, હૃદયના પ્રાણ
હૃદયનું અમી! હૃદયના રામ
મારા રામ! મારા રામ
મારા જીવનનો આરામ—મારા૦ ૧

દૂર દૂરની દ્રષ્ટિમાં દોડે
ઉર ઉરના અંતરૂમાં જોડે
ક્ષણ પણ સ્નેહ સંબંધ ન છોડે
એવા મારા રામ—મારા૦ ૨

વ્હાલા વ્હાલ વધારી પોષે
મુજ જીવનના ઝઘડા શોષે
હૃદય મહીં રસના ફુવારા
રેલાવે મુજ રામ—મારા૦ ૩

પ્રેમ પૂણ્યની ભરતી લાવે
શુદ્ધ સનાતન સ્નેહ બતાવે
હૃદય મહીં એ રમણ કરી રે'!
ભાવ ભર્યા ભગવાન્—મારા૦ ૪

મારી પાસે પાસે આવે
દીલના દીલને લાડ લડાવે
આત્મતેજ અજવાળ્યાં મારાં
એવા મારા રામ—મારા૦ ૫

મારી પાસે મારૂં એતું
જે કંઇ તે મેં પ્રભૂને સોંપ્યું
સ્વીકાર્યું તે બધું સાચવવા
હાજર મારા રામ—મારા૦ ૬

તે પ્રેરે તે કર્મ કરૂં હું
જ્યાં દોરે ત્યાં હું દોરાઉં
એ આગળ હું પાછળ ચાલું
એ મારૂં સુકાન—મારા૰ ૭

જે રામે રાવણને માર્યો
એણે પથ મારો અજવાળ્યો
જટિલ આવરણો જગનાં તોડયાં
દોડું જ્યાં જ્યાં રામ—મારા૰ ૮

જેણે શબ્દ બધા સંચાર્યા
શબ્દપુંજનાં તેજ વધાર્યા
તેજપૂંજમાં "તત્ત્વમસિ"ના
જગવ્યા છે ઝણકાર—મારા૰ ૯

જેણે શબ્દ બધા સળગાવ્યા
ને સળગાવી જેણે માયા
માયા શુદ્ધ કરીને ત્યાગી
એવા મારા રામ—મારા૰ ૧૦

જેણે મારાં આંસુ લ્હોયાં
વ્હેતાં આંસુ જેણે જોયાં
દોડી દોડી પાસે આવ્યા
પ્રકટ્યા બારે ધામ—મારા૰ ૧૧

મારા રામ હૃદયમાં રે' છે
તોયે દીલ તેને તલસે છે
એક ક્ષણ પણ એવી ન હોજો
જેમાં ભૂલું રામ—મારા૰ ૧૨



[૧૩૫]

## પ્રભૂ! હું પરમજીવનને પામ્યો

પ્રભૂ! હું પરમજીવનને પામ્યો
પ્રભૂ! હું પરમજીવનને પામ્યો
જુઠો ઝઘડો જગત્ જીવનનો
એ જીવનમાં લય પામ્યો
સ્વાત્મ સમભાવ સુધાકર જાણ્યો—પ્રભૂ૦ ૧

આન્તર્ જીવનમાં યોગ્યતા, અવતારની આવી રહી
ને પ્રેમભર આવેશમાં, તારી પ્રભૂતા પ્રકટતી
સુખ-સ્વાદ આનંદે અનુભવવા મને આશિષ દે
દીન-હૃદય હવે દર્દી નથી, સાચું નિરોગી એ બને
હવે હું હરિ-હર થઇ જામ્યો— પ્રભૂ૦ ૨

આવેશ ખોટા વિષયના, વિરમી ગયા, શાણા થયા
શત્રુ સમાં એ આવરણો, સાચાં સંબંધી થઈ રહ્યાં
જ્યાં હું થયો મારો, મને વશ થઇ રહી મુજ પ્રકૃતિ
રીઝવે હવે એ હૃદયભર; રહી ઈષ્ટ વ્યવહારો રચી
હવે હું મુક્ત થયો મનમાન્યો— પ્રભૂ૦ ૩



## [૧૩૬]

## અનંત સત્તા

સિદ્ધ થઇ અનંત સત્તા તારી
સિદ્ધ થઈ અનંત સત્તા તારી
તોયે દીન બની દુનિયામાં
કેમ રહે છે ભિખારી ?—સિદ્ધ૦ ૧

નિર્ભય છતાં, ભયભિત રહી, નિર્બળ ઠરે છે કેમ તું ?
સાચો છતાં, આ સ્વપ્નસમ, જીવન નિભાવે કેમ તું ?
ઐશ્વર્યમય હોવા છતાં, ઐશ્વર્ય બીજે શોધતો ?
તું સ્વાત્મભાવે સરલ તોયે, મુર્ખ કાં જુલમી થતો ?
રહે કાં પાપપુંજ તું ધારી ?— સિદ્ધ૦ ૨

જે જગત્ તેં ઊભું કર્યું, તે જગત્નો ગુલામ તું
થઈને મથે શું પ્રાપ્ત કરવા ? કેમ ભૂલે ભાન તું ?
માલિકની મરજી વિના, ગુલામ શી કરશે ક્રિયા ?
શાને ત્યજે તું માલિકી તારી ? ગુલામ થઈ જવા ?
જીવન તું જીવ રહી અધિકારી— સિદ્ધ૦ ૩



[૧૩૭]

## સ્વાત્માર્પણ

તૂજ દેહ સંતોષવા દેહ લઇ લે
તૂજ પ્રાણ સંતોષવા પ્રાણ લઈ લે
તૂજ પ્રેમ સંતોષવા પ્રેમ લઈ લે
તૂજ શક્તિ સંતોષવા શક્તિ લઇ લે. ૧

ખજાનો કંઈ હોય મારી કને જે
બધો તે લૂંટાવી દઉં લૂંટી લે ને
પરંતૂ પ્રિયે! આ હૃદયમાં રહીને
હૃદય ઠારજે સ્થિર એને કરીને. ૨

જતાં દેહને પ્રાણ જો છવશે એ
વિશુદ્ધ હેયું વિશુદ્ધતા યે,
રે! પ્રેમને રેલતું આર્દ્ર બનતું
સમજશે સુધાકર મળી મુક્તિ એને. ૩

હૃદયમાં રહી તું પછી દેહની શી?
કે પ્રાણની કંઈજ મમતા રહી શી?
શક્તિ તણીયે શી પરવા રહે ત્યાં?
હૃદયે વિરાજી રહી દિવ્ય માયા. ૪

દીલ ઇચ્છિશે દેહ પ્રકટાવવાને
પ્રકટાવશે પ્રેમમાયા ફરી એ
તુજ પ્રેમથી પીગળીને રહેલો
એ સુક્ષ્મ વિરાટ રૂપે સ્ફુરી રે'! ૫

સ્ફૂર્યો દેહ ત્યાં પ્રાણ સંચારવાના
ને શક્તિનાં સ્થાન ઉપજાવવાના
ને શકિતમાંથી અમારા ખજાના
લૂંટાવ્યા હતા હાથ તે આવવાના. ૬

એ છે બધી દૈવી લીલા તમારી
પછી પ્રાણને શકિત શાની અમારી?
કહો ના છતાં તે બધું આપને દઉં
ભલે જાય ના પણ ઉપાધિ તરી રહું. ૭

તમારે બધું-સર્વ સંભાળવાનું
અમારૂં હૃદય-પ્રાણ-જીવન સઘળું
અમારે અમારૂં બધું આપવાનું
પ્રિયે! ત્યાગ આવા-ફરી પામવાનું. ૮



## [૧૩૮]

# ડોલતો પ્રશ્ન

ચંદ્ર તણા ચિત્તની ચંદ્રા! તું કેમ ચકોરી થઈ રહી?
સુધાકરના સરલ હૃદયમાં, તું સરિતા કાં વહી રહી? ૧

આશક અંતર એ ઉપજાવી, કેમ બની તું દેવી?
મોહ સકારણ આકર્ષણનું કારણ કેમ બનેલી? ૨

દેહ છતાં પણ કેમ વિદેહી થઈને હૃદયે વિરાજે?
પ્રેમપૂર્ણ પણ દૂર રહી કાં પ્રિયજનને સંતાપે? ૩

પરિમિત સત્તા, પરિમિત ગૌરવ, પરિમિત જીવનવાળી
આજ જણાતી ક્યાંથી, વ્હાલી? અપરિમિત પ્રતિભા તારી? ૪



[૧૩૯]

## ના.

ના, ના, નથી આ હૃદય તારા જીવનનું કારણ કદી
ના, ના, નથી આ આંખ તારા અમલનું સાધન કદી
ના, ના, નથી આ બુદ્ધિ, કારણ, જિન્દગી જીરાડવા
એ બાહ્ય સાધન તો બધાં, જૂઠાં ઠર્યાં છે જગતમાં. ૧



## [૧૪૦]
## નિર્ભયતા

નથી આ જિન્દગીમાં તેં મરી જાણ્યું, છતાં ધ્રુજી
રહ્યો છે મૃત્યુના ભયથી, અજાયબ વાત આ કેવી? ૧
ભલા! જેનો અનુભવ ના, હશે એ યાતના એવી
થયેલી માન્યતાને માનવી, એ મૂર્ખતા કેવી? ૨
અનેરા સ્વર્ગનાં સુખો, કદી એ યોગ પર મળતાં
હશે, તો એ તમારાથી, થવાનો આજ નિર્ણય ક્યાં? ૩
બધા એ નિર્ણયો તેમજ અનુભવ એમને મળશે
ડરે ના મૃત્યુના ભયથી, પરંતુ મૃત્યુથી મળશે. ૪
પડી છે ટેવ દુનિયાને, અકારણ દુઃખ ધરવાની
નથી જે ચીજ જેવી, તેવી તેને માની લેવાની. ૫
અને જેમાં ખરો ભય છે, કરે છે ખેલ એનાથી
જગત્ એવી રીતે ઉલટી ગતિ રાખી થતું દુઃખી. ૬
ભલા! જેનો અનુભવ ના, પછી અફસોસ એનો શો?
અને ઇચ્છા વિના મૃત્યુ તણો એવો અમલ શો છે? ૭
તમારા પ્રાણ શોષી લે, તમારો દેહ ઘેરી લે
નથી ભય, મૃત્યુ ત્યાં શાનાં? ભલા! ત્યાં ત્રાસ શાના છે? ૮
તમારા પ્રાણને ગુંગળાવનારી વ્યક્તિ આપજ છો
અકારણ ત્રાસ ધરવાથી, તમે જાતે મરી રહો છો! ૯
તમે નિર્ભય થઇ જાઓ, પછી જાતે અમરજ છો
જગત્માં ભય અને વિષાદ એ પોતેજ મૃત્યુ છે. ૧૦
તમારી જાતને કેદી બનાવી, કેદખાનામાં
સડો તો મુક્ત કરવાની, પછી ત્યાં કોણની સત્તા? ૧૧
પરંતુ મુક્ત જાતે રહી, તમારાં બન્ધનો કાપો
ન ચાલે કોઇની સત્તા તમોને કેદ કરવાની. ૧૨
જગત્માં જીવવાનું બળ, ખરેખર આ વિચારો છે
છતાં દીન-દર્દી જો હાથે બનો તો અન્યને શું છે? ૧૩
સઘલ એ સત્ય કુદરતનું, સતત નિર્ભય થઇ વિચારો
તમે હાથે કરી એ મૃત્યુને પાસે ન બોલાવો. ૧૪



## [૧૪૧)

## એને

મુજ હૃદયમાં નથી પ્રેમ પ્રિયે! કેમ બોલાવી શકું?
નથી મોહ–મન્મથ તૂજ પ્રતિ તો કેમ સંભારી શકું?
તું જ્યારથી ગઈ સ્થાન છોડી, પ્રિય પતિનું ત્યારથી
મારા વિચાર ફરી ગયા, હૃદ આ રમે ના વ્હાલથી. ૧

ના યાદ આવે તુજ છબી, વિચાર ના તારા થતા
ઝાંખા જીવનનાં સ્મરણ તો છૂપાયને ભૂંસાય હા!
તૂજ પ્રેમની મસ્તી નથી–નિશો–હવે એ રીતનો
ઉન્મત્ત રાગી સમય ઉપર આજ વિરાગી થયો. ૨

કટૂતા વહી આ હૃદયમાં, કોનો ગુન્હો એમાં ગણું?
સમજી શકાય ન એ સમય–ખૂબી પ્રિયે! હું શું કહું?
દીલમાં વધાર્યું દર્દ તેં, એવું નથી હું માનતો
તોયે ગણું છું કે કર્યો છે પ્રિયનો તેં કંઈ ગુન્હો! ૩

કારણ ગુન્હા વિના ગતિ મુજ પ્રેમની ઘટતી નથી
કંઇ ભેદભાવ વિના હૃદયની ઐક્યતા તૂટતી નથી
કંઇ ગેર–સમજૂતી થવાથી પ્રેમ પણ પલટાય છે
પ્રિય! આ હૃદય ખારૂં થયું તો કંઈક કારણ પણ હશે! ૪

રે! રે! હૃદયમાં જે રહી, તે ના રહે તો ઠીક છે
એવું હવે માને હૃદય મારૂં કહો એ શું હશે?
મુજ જીંદગીના સર્વ વ્યાપારો મહીં જે મ્હાલતી
તેને ત્યજી દેવા થયો તૈયાર એ કેવી ગતિ? ૫



(૧૪૨)

## સ્નેહ સમાધિ

પ્રિયાના નામની સાચી સમાધિ મેં લગાવી છે
ને સાચી પ્રેમ પ્રીતિની અજબ જ્યોતિ જમાવી છે! ૧

ભલેને એ સમાધિ આપને જૂઠી બધી ભાસે
પરંતુ સાધકે તો ધારણા સાચી ઠસાવી છે. ૨

મને એ ધ્યાનમાં દર્શન, પ્રિયાનું થાય છે પૂજન
છૂપાયું હાથ આવે ધ્યાનમાં એ વાત માની છે. ૩

અને હું એ રીતે નિત્યે કરૂં છું પ્રિયનાં દર્શન
પ્રિયાને હાથ કરવાની, ખરી બાજી જમાવી છે. ૪

જો આજ દર્શન થાય છે, તો કાલ તે હસતી થ
કાલે હસેલી કોઇ દિન, પ્રીતિ ધરીને બોલશે

પ્રીતિ ધરીને બોલશે તો, મધુર ગાન સૂણાવશે
ને ગાન ગાતી સુંદરી ઉન્મત્ત થઇને નાચશે. ૫

ને નાચશે તો નચવશે, આ શરીરને, આ હૃદય
ને એમ તન્મય થઇ ઉભય, અન્તર્ હૃદયથી રેલશે

એવી રીતે એ પ્રેમની, આશા ભરેલી યોજના
દર્શન થયું છે દેવીનાં તો કો સમય પૂરી થશે. ૬



(૧૪૩)

## વિષયની આગ

ચિંતા કરી રસિકા તણી
ચિત્તની વૃત્તિ ચંચળ બની
કર્તવ્ય કર્મ ભૂલી ગઇ
આલસ્ય મહીં ડૂબી રહી— ૧

પ્રિયના સ્મરણમાં સ્વાસ્થ્ય
શાન્તિનો અનુભવ ના થતો
તોયે હૃદયમાં વિરહની
શેં આગ હજૂ સળગી રહી ?— ૨

એ વિરહ કારણ વિષયનું
પણ પ્રેમનું માની ઝૂરે
તો શું બને એ વિષય
સાચા પ્રેમનું કારણ કદી ?— ૩

બૂઝાય નહિ એ આગ ભૂંડી
વધતી વ્યથા દૂર થાય નહિ
સાચાં વિરહ અમી પ્રેમનાં
એ હૃદય પર સીંચાય નહિ— ૪



## ( ૧૪૪ )

# રોનારને

રડે તેતો રડે છે એકલું કોઈ નહિ સાથે
હસે તો હાસ્યનાં સાથી બને એવાં હજારો છે— ૧
વિચારોમાં વિના કારણ, બની દર્દી અને રડવું
વિચારોની બિમારીમાં, હૃદયના સ્વત્વને હણવું— ૨
જીવનમાંથી જીવનની જ્યોત્સ્નાને પાડવી ઝાંખી
નથી ભય-ત્રાસના ઝઘડા, છતાં કલ્પી ખરા માની— ૩
બને બેહાલ હૈયેને શરીરે એ બધું વ્હોરે
બધા વ્યવહાર આતો છે, જીવનનો ઘાત કરવાને. ૪
વૃથા શીદ વ્હોરવી ભ્રમણા ? વૃથા શીદ પાડવાં આંસુ ?
હસે ના મગ્ન થઇ આનંદથી તે ક્યાં પ્રકાશે છે ? ૫
પ્રભૂ ! આનંદનું કારણ, હસે તે ભક્ત શ્રી હરિનો
પ્રભૂ સાથી થઇ રહેતો, હસ્યાં–હસનાર દુનિયાનો– ૬
રડે છે એ રડાવે છે, પિતાને ને પ્રભૂતાને
હસે છે એ હસાવે છે, પિતાને ને પ્રભૂતાને. ૭
મળેલી જિન્દગીમાં ત્રાસને કાં સ્થાન આપે છે ?
અમલ કર, જિન્દગીમાં પ્રેર પ્રીતિ એ પ્રભૂતાની. ૮
હૃદય આનંદનાં ઝરણાં, સુકાતાં શુષ્ક ચિંતાથી
અમી–અમૃત હૃદયનું–ઝેર બનતું માત્ર રોવાથી. ૯
વધે છે વ્યાધિઓ સઘળા, જીવનમાં માત્ર રોવાથી
ઘટે છે જિન્દગી સાચી, રુદનનો ત્રાસ રહેવાથી. ૧૦
હૃદય રમતું રહે ના તો વધે બન્ધન વધુ તમને
નિરાશામાં ડૂબેલાં ના સ્ફુરે છે શાન્ત થઇ સઘળે. ૧૧
રડે છે એ નિસાસામાં અમોલી જિન્દગી છેદી
કરે છે વર્ષ પૂરાં સો, જીવન ઉષા મહીં પૂરાં. ૧૨



## ( ૧૪૫ )

# જીવનનો જુગાર

જીવનમાં જીવનનો જુગાર,
નથી સમજાતી જીત કે હાર—જીવનમાં૦ ૧

દૂર દૂરના પડછાયા પડતા,
તેજ આવરી લઇને નડતા
ભ્રમણાના ભણકાર—જીવનમાં૦ ૨

ભાગ્યમહીં સૂતાવળ જાગે
દૂર રહી દોરે એ આગે
મથતા મોહ હજાર—જીવનમાં૦ ૩

દૂર દૂરની દષ્ટિ દૂર જાતી
સ્તબ્ધ કરી રહી કોમળ છાતી
ચમકે ચિત્ત વિકાર—જીવનમાં૦ ૪

મન આજે માયાને જગવે
તન પર સ્વારી કરી ખૂબ નચવે
સ્થિર નથી સરદાર—જીવનમાં૦ ૫

ઊંચે—નીચે પાસે—સમીપે
મોહ મદિરા, મન બહુ ટીચે
ધરતું વેગ હજાર—જીવનમાં૦ ૬

સ્વત્વ ભરેલાં સઘળાં સાધન,
મોહ પિપાસા કરી લે છિન્નભિન્ન
રહે ત્યાં સાધનનો ઉતાર.—જીવનમાં૦ ૭

તન તપતું રે', મન બળતું રે'
સ્વાસ્થ્ય-શાંતિનું સ્વપ્ન જતું રે'
તિમિર તણ્ત પ્રહાર—જીવનમાં૦ ૮

કોણ જીતે ? ક્યાં ? ક્યારે જીતે ?
અર્થ-અનર્થ ભર્યું બળ વીત્યે ?
શબ્દોના શણગાર—જીવનમાં૦ ૯

ક્ષણ ભર સ્તબ્ધ બની સમજી લે
દૂર જતું દીલ હાથ કરી લે
પડશે ત્યાં પોકાર.—જીવનમાં૦ ૧૦

( ૧૪૬ )

## આવે તો આવજે

આવે તો આવજેને હૈયું‌યે લાવજે
આવે તો એક થઇ આવજે
પ્રેમના મીઠા સંદેશ નિત્ય કહાવજે—આવે૦ ૧

હું તો ઊભો છું અહીં, તુલશીના વૃંદ મહીં
માયામાં મુગ્ધ તેમ, માયાથી દૂર નહિ
વાગે મુજ બંસરી ત્યાં આવજે૦—આવે૦ ૨

ગોપી તું તેથી, હું ગોપ થઇ નાચું
નાચું નચાવું વિશ્વ, આખું હું સાચું
નાચું ત્યાં નાચવા તું આવજે૦—આવે૦ ૩

ટળશે જો ભેદ, ખેદ રહેશે ન એક પણ
મળશે મહાન્ જ્યોત, વહેશે વિચાર બળ
બનવા તું એકરૂપ આવજે—આવે૦ ૪



## ( ૧૪૭ )

## જીવનારને મરનારની

જ્યાં જ્યાં હતા જીવનાર, ત્યાં મરનારના ટોટા હતા
જ્યાં જ્યાં હતા મરનાર, ત્યાં જીવનારના ટોટા હતા
જીવનાર ના સાચું જીવ્યા, મરનાર ના સાચું મર્યા
મરનારને જીવનારના જીવન તણી આવી કથા. ૧



( ૧૪૮ )

## હજૂયે પ્રાણ પૂરાતા

હજૂયે એ જીવનમાં આ જીવનની જીવતી છાયા
હજૂયે એ હૃદયમાં આ હૃદયના પ્રેમના પડઘા. ૧
હજૂ એના વિચારોમાં વધેલો વેગ છે મારો
હજૂયે એ જીવન વ્યવહારમાં હું પ્રાણ પૂરાતો. ૨



## ( ૧૪૯ )
## મથ્યા સ્મરણુ

કરે ના યાદ કે। કાળે. છતાં કે' "યાદ તું આવે"
મથે છે સ્વાર્થને માટે, તને તે મ્હાત કરવાને. ૧
ભરી લે આંખમાં આંસુ, અને બહુ નમ્ર થઈ બોલે
મધુરા શબ્દથી રીઝવી તને પાગલ બનાવે છે. ૨



## ૧૫૦

# અંતિમ પરીક્ષા

ગાઉં હું કેમ ગીત? સંગીત સરજાવું કેમ?
ગીત તેમ સંગીત ઝીલનાર કોણ છે?
સોંપું હું કેમ દીલ? પોષું હું પ્રેમ કેમ?
દીલ–પ્રેમ બંને નભાવનાર કોણ છે? ૧

ચારે દિશાએ જ્યારે, અંધારી રાત છે
અંધારી રાત અને મોટા ઉત્પાત છે
એને અજવાળનાર, કોઇ જણાય નહિ
લાખો ઉત્પાતને સમાવનાર કોણ છે? ૨

પાસે છે કોણ? અને દૂર દૂર કોણ રહ્યું?
એને સંભાળનાર અહીંયાં તે કોણ છે?
દોડીને આવનાર દેખાય દૂર દૂર
સાચા તલસાટ ભર્યા, એમાં તે કોણ છે? ૩

બેઠા છે મૂઢ બની, બ્હાવરા હજાર અહીં
તલસી રહ્યા છે બધા, જોવા, જોનારને
સંગીતના સૂર મીઠા, સાંભળીને ડોલવા
આવ્યા છે, ઝંખી રહ્યા છે, ગાનારને. ૪

દીઠું છે સ્થાન નિત્ય, દોડી દોડી આવતા
જુવે મને ન તેથી ભ્રમણામાં ભાસતા
ચોક્કસ છે સ્થાન છતાં, હું તો દેખાઉં નહિ.
સંગીતના સૂર તેમ રેલ્યા રેલાય ના. ૫

ભૂલ્યા શું સ્થાન ભલા? એણે શું સ્થાન ત્યજ્યું?
ગાવા શું ગીત મીઠાં એ છે તૈયાર ના?
પ્રશ્નો પૂછે છે રાહ જોતાં અધીર થઈ
પ્રશ્નોના પ્રત્યુત્તર તોયે પમાય ના. ૬

સર્વેનું લક્ષ્ય એક, ધ્યેય એક લાગતું
આવે છે સર્વ અહીં આશા ઉછાળતા
તોયે છે તેમના વિચાર વેગ ભિન્ન ભિન્ન
તીવ્ર હરીફાઇ મહીં દ્વેષને વધારતા. ૭

કોઇ કહે 'પ્રેમ' 'પ્રેમ' કોઈ કહે 'ગીત' 'ગીત'
કોઇ કહે "જીવનનો મર્મ" વિકસાવવા
જીવનનાં ધર્મ-કર્મ માયામાં હોમવા
માયાના જીવનમાં જીવન સમાવવા. ૮

અહીં રાહ જોતા જે હજારો, આખરે અકળાય છે
આશા ત્યજી, ઊભા થઈ, ધીમે ધીમે વિખરાય છે
છે રાત અંધારી અને આકાશમાં વાદળ ચઢયાં
છે, મેઘનાં, ને ગર્જનાઓ મેઘની થઈ રહી પ્રચન્ડ. ૯

ચારે દિશાએ ચમકતી રહી, વિજળી, કંઇ વિજળી
નિર્જન શાન્ત પ્રદેશમાં જાનારનું દર્શન બની
નિરાશ હૈયે, નમ્ર વેગે, શ્રમિત થઈ તેઓ જતા
એ જોઈને મુજ આત્માનાં તેજ હાલી ઉઠતાં. ૧૦

આગળ વધે, પાછળ જૂવે, મુજ સ્થાનમાં હું ક્યાં હતી?
હું તો હતી મુજ સ્થાનમાં, એ સર્વની સામે છતી
તો યે મને દેખે નહિ, હું તો બધું જોઈ રહી
તલસાટ હૈયાનો નથી, દ્રષ્ટિ રૂંધાઇ રહે બધી. ૧૧

જે દેહના ભૂખ્યા હતા તે, એકદમ દોડી ગયા
જે સ્નેહ સંગીતના પીપાસુ, મંદગતિએ ચાલતા
દઇ ધ્યાન બધું સંગીતના સ્વરનો રખે રણકાર કો
હજૂયે પ્રકટશે મેઘગર્જનના પૂનિત પડઘા સમો ૧૨

દીલદાર દેખાતી નથી, તોયે નથી તે દૂર કંઇ
સ્વર-સૂર આવે ના ભલે, પણ ગીત બંધ થયું નથી
આશા ધરી આવી અને સંગીત સાધન કલ્પતા
ધીમે ધીમે પ્રિયજન તણા પ્રતિકારને ઉલ્લાસતા. ૧૩

જે દેહ, મન, સંગીત નહિ, પણ આત્માને પૂજતો
સાચો હતો તે શાન્ત સ્થિતિમાં હજૂ બેસી રહ્યો
મુજ દ્વાર આગળ, પ્રેમ પ્રીતિની ખરી દિક્ષા લઇ
પાસે રહું કે દૂર રહું, ચિંતા નહિ જેને કશી. ૧૪

દોડી ગયા તે ખૂબ દોડયા, ખૂબ દોડયા, કયાં ગયા ?
દ્રષ્ટિ મહીં દેખાય નહિ, એવા બધા દોડી રહ્યા
આકાશમાં ચમકી રહેલી વિજળી શિરપર પડે
એ ભય વડે ધ્રૂજી ધ્રૂજી, દોડી ગયા-દોડી ગયા. ૧૫

કયાં હતા ને કયાં જશે ? એ વાત ભૂલાવે પડી
આજે ગયા, કાલે ગયા, એવા ફરી દેખ્યા નથી
નિર્ભય હતાં નયનો બધાં ને રાહ પણ નિર્ભય હતા
તે ત્યાં સુધી અહીં આવતા, પણ તે હવે અટકી ગયા. ૧૬

સંગીત-ગીત રણુકારનો મીઠો ધ્વનિ જે જાગતો
આકાશમાં ઉત્પન્ન થતો, આન્દોલનો ઉપજાવતો
એને સુણી, મારો ગણી, મારી પૂજા કરનારનાં
દર્શન કદાચિત્ થાય છે, એ આવતા, એ આવતા. ૧૭

જેણે ત્યજ્યું ના સ્થાન મારૂં કે મને શોધી નહિ
આંખો નથી એની તલસતી, દેહ જોવા આ ફરી
સંગીત-ગીત તણી હવે, એને તમન્ના ના રહી
એણે મને આખી સમાવી છે હવે એના મહીં. ૧૮

હું બહાર આવું છું હવે, પૂજું હવે એ પ્રેમને
સાચો ઠર્યો જે વિરલ સ્નેહી આજ સત્કારૂં અને
હઉં દીલ બધું, જીવન બધું, આશા બધીને આત્મા
એની મીંચેલી આંખ આગળ હું બની રહું દિવ્યતા. ૧૯

લઇ પુષ્પ કર, શિર પર ચઢાવું, સ્નેહની સંવેદના
નમતી નમું, કરૂં પ્રાર્થના, પ્રિયજન પ્રેમ વધાવવા
જાગો, હવે જાગો, સમાધિ સ્નેહની પૂરી થઇ
આવી ઉભી છે આપની દેવી તમારા દીલ મહીં. ૨૦

દીલમાં ડૂબેલી આત્માના વૈભવોને રહો વરી
અદ્વૈત સાચી ભાવનાના થર મહીં જે ઉજળી
આવો અને આ વિશ્વના હૈયા મહીં જઇ બેસીએ
મીઠા જીવનનાં તેજ અહીં આકાશમાં ઉછાળીએ. ૨૧

ગાઉં હવે તો ગાન મીઠું, ગીત મીઠું પ્રેમનું
સંગીત પણ સાચું સૃજાવું, આત્માના વેદનું
સોપું હવે હું દીલ આખું, દેહ આખો, આત્મા
ઝીલનારને જોનાર અહીં જ્યાં આખરે આવી મળ્યા. ૨૨

જ્યાં પ્રેમ ત્યાં ઉત્પાત શો ? કે રાત અંધારી રહી ?
અજવાળનાર મળી ગયા, ઉત્પાત સર્વ ગયા સમી
ગાનાર ગાયે જાય છે, ઝીલનાર ઝીલ્યે જાય છે
એ પ્રેમના સંગીત મહીં આ વિશ્વ ઝોલાં ખાય છે. ૨૩



( ૧૫૧

## તારૂં નહિ માગું અજવાળું

અંધારૂં છે સારૂં, મારૂં, નહિ માગું અજવાળું
તારૂં નહિ માગું અજવાળું
મુજ જીવનની જ્યોત કરી દે, ઝાંખી, એ અજવાળું
એવું નહિ માગું અજવાળું—અંધારૂં છે. ૧

જ્યાં છું ત્યાં હું, જે મુજ સાધન
જે કંઈ જીવન, જે કંઈ દર્શન
એ દઈ રે' દીલ મારૂં, તારૂં નહિ માગું અજવાળું—અંધારૂં છે. ૨

આગ કરી અજવાળું આપે
એ પથ મારો સુગમ ન કાપે
ક્ષણ ક્ષણમાં અંધારૂં, તારૂં નહિ માગું અજવાળું—અંધારૂં છે. ૩

દૂર દૂરનું એ તેજ નકામું
અથડામણ કરતું રહી સામું
ભ્રમણાને ભરનારૂં, તારૂં નહિ માગું અજવાળું—અંધારૂં છે. ૪

અન્ધ થઈ આંખો અટવાતી
મન્દ થઈ ગતિ બુદ્ધિ મૂંઝાતી
દૂર થતું બળ મારૂં, તારૂં નહિ માગું અજવાળું—અંધારૂં છે. ૫

વેગ ભર્યું જે તેજજ આવે
પાછળ પાછળ પ્રલય જમાવે
અંધારૂં પણ હાર્યું, તારૂં નહિ માગું અજવાળું—અંધારૂં છે. ૬

ભૂત અને ભૂતાવળ ભરતું
તેજ નથી પણ તમ :ચમકતું
છે સર્વત્ર અકારૂં, તારૂં નહિ માગું અજવાળું—અંધારૂં છે. ૭

આકર્ષણના આ ઘર્ષણનાં
ચમક ચમકતાં તેજ ન બનતાં
ભૂલું ત્યાં શું મારૂં ? તારૂં નહિ માગું અજવાળું–અંધારૂં છે. ૮

છો રહી મારી રાત મજાની
શાન્ત જીવનની નિર્વિકારી
અવતરશે બળ મારૂં, તારૂં નહિ માગું અજવાળું–અંધારૂં છે. ૯

અંધારૂં ત્યાં "આતમ" જાગે
પરમ જ્યોત્સ્ના પૂનિત પ્રકાશે,
દઇ રે' સુખ સ્વીકાર્યું, તારૂં નહિ માગું અજવાળું–અંધારૂં છે. ૧૦

આકર્ષણથી "આતમ" ખેંચી
મન, તન મારાં નાંખે વ્હેંચી
ભૂલું ભૂલું સારૂં, તારૂં નહિ માગું અજવાળું–અંધારૂં છે. ૧૧

તારૂં તેજ તને પ્યારૂં હો!
તારો વેગ તને બળ દઇ રો'!
મારે છો અંધારૂં, તારૂં નહિ માગું અજવાળું–અંધારૂં છે. ૧૨



(૧૫૨)

## જય ભારત જય હિન્દ!

આ ભવ્યભૂમિ, આ દિવ્યભૂમિ, જય હિન્દ! સતત, જય હિન્દ!
બોલો, ગાઓ ને પોકારો, જય ભારત! જય હિન્દ!
જય ભારત! જય હિન્દ! ૧

ભવ્ય ભૂમિને ભવ્ય બનાવો
દિવ્ય ભૂમિને દિવ્ય બનાવો
જ્ઞાન, ભાનને માન જમાવો, જય ભારત! જય હિન્દ!
જય ભારત! જય હિન્દ! ૨

જીવનમાં જીવનબળ જગવો
પ્રેમ પૂણ્ય પ્રતિભાને વણી લ્યો
અવિરત આન્દોલન ઉપજાવો, જય ભારત! જય હિન્દ!
જય ભારત! જય હિન્દ! ૩

મન તનની પામરતા છોડો
દ્વેષ વૈરનાં પડળ વિખેરો
પ્રેમ ઐક્યથી પુલકિત હૃદયે, જગવો જય! જય હિન્દ!
જય ભારત! જય હિન્દ! ૪

પ્રાણ મહીં પામરતા શાને?
દિવ્ય ભૂમિમાં બન્ધન શાને?
શોરબકોર, મિથ્યા વિખવાદો દૂર કરી, જય હિન્દ!
જય ભારત! જય હિન્દ! ૫

અસ્ત નથી એ અવિરત બળનો
દિવ્ય સંસ્કૃતિ પરમ જીવનનો
ભવ્ય ભૂમિ તો ભવ્ય જ રહેશે, પૂકારો જય હિન્દ!
જય ભારત! જય હિન્દ! ૬

એના શ્વાસ મહીં સુખ–સાધન
એને હૈયે પરમ જીવન–ધન
એની હૂંફ મહીં આળોટે, ખીલે હિન્દી જન!
જય ભારત! જય હિન્દ! ૭

હિન્દુ, મુસ્લિમ કે ઈસાઈ
ધર્મ ભેદથી ભિન્ન ગણાઈ
હિન્દી નથી મટવાના કદીયે, ગાશે જય! જય હિન્દ!
જય ભારત! જય હિન્દ! ૮

જે ભૂમિમાં પ્રાણ પ્રકટતા
જે ભૂમિમાં પોષણ મળતાં
એ ભૂમિનું રક્ત નસોમાં, ગાશે જય! જય હિન્દ!
જય ભારત! જય હિન્દ! ૯

ધર્મે હિન્દુ તે પણ માનવ
મુસ્લિમ તોયે એ પણ માનવ
એ માનવતા ભવ્ય ભૂમિની વહતી રહો નિશદિન!
જય ભારત! જય હિન્દ! ૧૦

જે અહીં જન્મ્યા તે અહીં વસશે
ભવ્ય ભૂમિમાં ગૂંજન કરશે
માતૃભૂમિનું નામ ઉજાળી, ગાશે જય! જય હિન્દ!
જય ભારત! જય હિન્દ! ૧૧

જે અહીં જન્મ્યા તે સૌ સાથી
ધર્મભેદથી ત્યાં શી આંધી?
ભ્રાતૃભાવના, પરમ ઐક્યતા, માનવતાનાં ગીત!
જય ભારત! જય હિન્દ! ૧૨

ભાઇ ભાઈમાં દ્વેષ રહો ના
નિર્બળતામાં કોઇ ડૂબો ના
સાથે મળી સત્કારો સૌયે, પરમ તેજ નવનીત !
જય ભારત ! જય હિન્દ ! ૧૩

દૂર દૂરથી નહિ દર્શન આવે
દૂર દૂરથી નહિ જીવન આવે
જે જીવન છે તે અહીંયાં છે, ગર્જે જય ! જય હિન્દ !
જય ભારત ! જય હિન્દ ! ૧૪

એ ધબકારા હૈયે ઝીલો
પ્રેમભાવને પ્રકટ કરી લ્યો
સાથે મળી સઘળા સરજાવો, ભારતનાં સંગીત !
જય ભારત ! જય હિન્દ ! ૧૫

કાર્ય વેગ, કાયરતા છોડો
ગુલામી માનસને તોડો
એક સૂર આકાશે ગજવો, જય ભારત ! જય હિન્દ !
જય ભારત ! જય હિન્દ ! ૧૬



(૧૫૩)

## પર્યાપ્તિ

વણ અપરાધે શાને ત્યાગે
ત્યાગી ત્યાગીને ક્યાં જાશે ?
દોડી દોડી દૂર જશે પણ
દૃષ્ટિમાં તું ઘેરાશે — ૧

દેહ ભલે તારો દૂર થાશે
પણ મન તારૂં મુજમાં રહેશે
મનના તાર કદી તું તોડે
તારો આતમ ઘેરાશે — ૨

ભ્રષ્ટ ભલે તુજ બુદ્ધિ બનતી
પ્રેમ પવિત્ર જ તારો રહેશે
સૃષ્ટિનાં એ સાચાં સાથી
એક જ દૃષ્ટિમાં અવતરશે — ૩



(૧૫૪)

## પ્રકટ મન્થન

દબાવી દર્દ હૈયાનાં, સમાવી પ્રેમની આશા
મહામન્થન વિચારોનાં, પ્રકટ પ્રારબ્ધની વાચા — ૧

ઊંડાણે આત્મા સળગે, શરીરે હીર ચૂસાતાં
સતત શોષાઈ રે' મનડાં, જીવનના ખેલ ખેલાતા. ૨

જુવાનીની જુવાની ગઇ, અમીમાંથી અમી ખૂટયું
પ્રભુતા–પ્રાણ પરવાર્યાં, અકાળે સર્વ કંઇ લૂંટયું. ૩

રૂઠી રે' આંસુડાં સારી, પડયાં આંસુ નિરર્થક ના
ભર્યાં એ બિન્દુમાં, મન્થન, મહામન્થન કવિતાનાં. ૪



(૧૫૫)

## ઇતિ

જૂદાં જરૂર પડશાં અને જૂદાં જરૂર થઇશું
મળેલા દીલના તારો, બને તો તોડતાં રહીશું. ૧

વિયોગે પ્રેમની જે વેદના, તે તે સહ્યા કરશું
મિલન જે ભૂલવા ન્હોતું, હવે તે ભૂલવા મથશું. ૨



## ( ૧૫૬ )

## ચૈતન્ય વીણા

જાગું ફરી, ત્યારે હવે દેખાય છે, તારી છબી
વ્હેતો થયો રસ, હૃદયમાં તે શોધશે, તારૂં અમી
ઝંખી રહે તારૂં અમી, પ્રચ્છી રહે તારૂં અમી
જાગૃત થતાં આ જિન્દગી, ઇચ્છે હવે તુજ જિન્દગી. ૧

મુજ જિન્દગીની કલ્પનાનું, ધ્યેય જે ફરતું હતું
વિચારના વેદાન્તનું, ઓજસ્ હતું, જ્યાં દૂર થતું
સાચી પ્રભૂતા જિન્દગીની, જીવન છોડી નાસતી
તેવે પ્રસંગે તેં ગ્રહ્યો છે, હાથ બહુજ ઉદાર થઇ. ૨

તૂટયા, વિચારો તે ફરીથી એકઠા કરવા મથ્યો
તો તે થયું તારી દયાથી એમ હજૂયે માનતો
વિચારને આચારની ભ્રમણા હવે દૂર થઇ જતી
એ જોઇને, હું શાન્ત રહી, કરૂં યાદ તુજ સુંદર છબી. ૩

પ્રતિભા, પ્રભૂ ! તુજ કાર્ય છે, સાચી વ્યવસ્થા સાધવી
લાખો-કરોડો ચિત્ત, વ્યવસ્થાહીન, તેં તાર્યાં હશે
તારી વ્યવસ્થાથી વ્યવસ્થા વિશ્વની સચવાય છે
તારૂં વ્યવસ્થિત તેજ મારી આંખ આગળ ઝળહળે. ૪

જે આંખમાં શક્તિ નથી, તારી વ્યવસ્થા શોધવા
તે આંખમાં તેં અજબ બળ મૂકયું પ્રભૂ ! એ દેખવા
જાણી શકયો ના શકિત તારી, વર્ણવે વેદાન્ત જે
તે શક્તિના સંગીત-પડઘા, આજ હૈયા પર પડે. ૫

પરિમિત માનવ કલ્પના, તારી પ્રતિભાની ખૂબી
જોઈ શકે ના સ્વલ્પ સમયે, મૂર્ખ હોવાથી કદી
તોયે મને તો આજ એની કંઇક ઝાંખી થઇ રહી
છૂપું રહેલું જીવન તારૂં, દ્રષ્ટિ આગળ તરવરે. ૬

'આમ ના' 'તે એમ ના' એવું હવે બોલી શકું
ઉદાર તું–અદ્દ્‌ભૂત તું–એવું હવે જાણી શકું
તારી મધુરી મોરલીનો મિષ્ટ સ્વર કર્ણે પડે
ને એ સ્વરોની મોહિનીમાં હૃદય સ્તબ્ધ થયા કરે. ૭

જેણે કર્યો બેહાલ, તે બેહાલ થઈને નાસતું
વિષ એ બધું વિષયો તણું, ત્યાગી મને ઉડી જતું
સ્પર્શે રહી ના સાન, એમાં સ્પર્શ તારો થાય છે
માયિક જૂઠા સ્પર્શ જીવન બાળનારા, જાય છે. ૮

હું દેખતો તો ખતો, પ્હેલાં બધું તારા વિના
રે ! માત્ર માયિક વિશ્વના, દ્રષ્યો બધાં, તારા વિના
જ્યારે હવે દેખાય કેવળ એક તું, બીજું ન કંઇ
બદલાઇ ગઈ દ્રષ્ટિ બધી, સૃષ્ટિ બધી જીવન તણી. ૯

પ્હેલાં, પ્રભૂ ! તું કોણ ? એનો ખ્યાલ પણ કોને હતો ?
અસ્તિત્વ હરદમ અવગણ્યું, કેવો હઠીલો હું હતો ?
માની રહ્યો હું જિન્દગીને વિવિધતા વિષયો તણી
આજે હવે દેખાય તું મારી કને, કેવો મઝા ? ૧૦

વિષયો વડે, વિષયો વધે, સંસારના એ જોઈને
સાવધ થયું, સુખ શોધવા, વિષયો તણું વિષ ટાળવા
આંસુ વહાવાં હું રહું કે આ જગતની જિન્દગી
ઉન્મત્ત બની વિષયો મહીં, તો શી થશે એની ગતિ ? ૧૧

જન્મે જીવનમાં વિષમતા, વિષયો તણી, એ વિકલતા
સંસારનાં સાધન તણી, છીનવી રહે એ સાધના
વિકૃત બનતી વાસના, ઘેરાય આખો આત્મા
આવી પરિસ્થિતિ થતાં, ભૂલાય છે પરમાત્મા. ૧૨

આજે બધે આંસુ ભરેલી આંખ જોવાની રહી
પ્રસરી રહેલા પાપની પ્રકટેલ જ્વાળા દેખવી
હોમાઈને એમાં હજારો, વેદના વેઠી રહ્યાં
રીડી રહ્યા પાછળ હવે પોકાર, એના ત્રાસના. ૧૩

આજે નથી જીવન મહીં, સાચું જીવન સંસારને
એને નથી આજે પ્રતીતિ, સુખ–સ્વાસ્થ્ય તણી કશી
વ્યાધિ વડે–પીડા વડે–દુઃખો વડે–ત્રાસો વડે
નિશદિન નિરાશા ધરી રોતાં રહે–બ્હીતાં રહે. ૧૪

ના રામ કે આરામની હૈયે રહી છે વેદના
સંવેદના સત્યો તણી વિકસાવવા તૈયાર ના
ભૂલાં પડી ભ્રમણા મહીં, ગોથાં ખરેખર ખાય છે
દુઃખ દર્દમાં ડૂબી રહ્યાં, તોયે હજૂ હરખાય છે ! ૧૫

હોમી રહ્યું છે સુખ સાચું, સુખ ખોટું શોધવા
વ્યાપાર આવો વિષમ, એમાં સુખ ક્યાંથી પામવાં ?
સાચા જીવનના ત્યાગમાં સુખનો કદી રસ્તો નથી
સાચી વ્યવસ્થા ત્યાગતાં, શું શાન્તિ સાચી પ્રકટતી! ૧૬

આરોગ્યની ઇચ્છા છતાં, આરોગ્યને હોમી રહ્યાં
આરોગ્ય એમાં જીવનનાં સચવાય તે શી રીતથી ?
દર્દી નથી તોયે જગત્ આરોગ્યને હોમી બને
દર્દી અને આખર રડી, આરોગ્યને માટે મથે. ૧૭

શોધે દવા આરોગ્યની, વૈદ્યો કને—હકીમો કને
જાણે ન વૈદ્યો હોય ઇજારા જગત્—આરોગ્યના
આરોગ્યને હોમી જગત્ આરોગ્ય લેવા જાય છે
એમાં મળે શો ફાયદો કે હેતૂ કોઇ સધાય છે ? ૧૮

વૈદ્યો વધારે દર્દ નહિ કે દર્દને કાઢી શકે
વૈદ્યો હવે વધતા રહ્યા તો જગત્ દર્દી થાય છે
દુનિયા બને દર્દી બધી, બસ માત્ર નિજ પ્રમાદથી
એ દર્દ સર્વ નિવારવાનો માર્ગ "પ્રીતિ જીવનની." ૧૯

વૈદ્યો કને વિષ વિષયનાં, ઉતારવાની છે દવા
એવું જગત્ માની રહ્યું છે, એ જ મ્હોટો ભ્રમ હા !
દર્દી થયો એ દર્દની સાચી દવા મળતી નથી
દુનિયા મહીં કંઇ વૈદ્ય એ વિષયો તણાં વારણ નથી. ૨૦

મનની વ્યવસ્થા હોય નહિ, તનની વ્યવસ્થા ના રહે
મન, મૂર્ખ થઈ દર્દી બને, ત્યાં વ્યાધિઓ ઉભરાય છે
મનને વ્યવસ્થિત રાખનારો, સિદ્ધ સુખી છે સદા
દુનિયા મહીં દુઃખ પ્રકટતું, તે માત્ર મનની મૂર્ખતા. ૨૧

જાતે બની મન મૂર્ખને વિષયો મહીં પ્રેરાય છે
ઓજસ્ ગુમાવી અમલનું, હેરાન હાથે થાય છે
દીલની ગુલામી જો ટળી, દુઃખ દર્દની સાથે ટળી
દીલ જો પરિમિત વિષયમાં રે'તાં શિખે તો દુઃખ નહિ. ૨૨

કલ્પિત સુખોનો વધ્યો છે ભ્રમ આ સંસારમાં
એને જ અંગે નિત્ય અહીં, દેખાય છે સઘળે પીડા
"આ જોઈએ" "આ ઠીક છે" એ વાસના પીડા રચે
પરિગ્રહ-વિષય ઉન્માદ, માનવજીવનને ઝાંખું કરે. ૨૩

માનવ જીવના ઉમળકા, મન તનથી ઉભરાય
સત્ય સમજવા શક્તિ રહે નહિ, ત્યારે ત્રાસ પમાય
અધોગત જીવન એનું થાય
મૂર્ખ બનીને, દર્દ વ્હોરતી, દુનિયા રોતી જાય. ૨૪

હાથ રહે નહિ હૈયું જેનું
સરલ, શાન્ત જીવન શું એનું ?
જડ-સૃષ્ટિ સંગતથી બનતો, જડ, હેરાન જણાય. ૨૫

પરિમિત બળ પ્રકટાવતું, પરિમિત જીવન પામતું
જીવતું જીવન ઉત્તમ-મધુરૂં, કાર્ય એ માનવ તણું
માનવ-ગતિ મનથી વધે-મનથી ઘટે-સઘળી રીતે
સુખી થવા ગતિ તેજ શાન્તિભર-બધી રીતે જીતે. ૨૬

જ્યાં ગાન આજ ગવાય છે, વિષયો તણા વ્યાપારનાં
જ્યાં ચિત્ર આલેખાય છે, વિષયો તણા વ્યાપારનાં
જ્યાં સ્મરણ સુખાતું ઘટે, ત્યાં સ્થાન પામે મોહિની
જ્યાં હૃદયની નીતિ ઘટે, ત્યાં પ્રીતિ પ્રકટે મન તણી. ૨૭

રે ! રે ! અમીભર આંખમાં, નિશા ચડયા છે ત્રાસના
કર્તવ્યની કવિતા મહીં, ઉભરાય ઇશ્ક વિલાસના
વિચારના વેદાન્ત મહીં વાગે સિતારો તર્કની
સુધા ભરેલા સ્વર્ગમાં, દેખાય દૈત્યો નર્કના. ૨૮

આરોગ્ય ઉત્તમ જિન્દગીનું, જિન્દગીમાં છે નહિ
આરોગ્યને વિદારનારા, વ્યાધીઓ ઓછા નથી
આશિષ એ આરોગ્યની, ભૂંસાઈ ગઇ–ભૂલાઈ ગઈ
દુનિયા ઉપર ચાલી રહ્યો છે, અમલ આવાં દર્દનો. ૨૯

સેવા નથી–સુધા ભરેલી–પ્રેમના પ્રાબલ્યથી
સેવા ઠર્યો છે દંભ ખાલી, શુષ્ક કીર્ત્તિ પામવા
"ઉપદેશ એ સેવા અને કર્તવ્ય એ સેવા નથી."
એવો અજાયબ કાયદો દુનિયા પ્રસાર કરી રહી. ૩૦

જે પ્રેમ–પ્રીતિ શોધનારાં, વિષય આજે શોધતાં
જે ધર્મ નીતિ જાણનારાં, એ અધર્મે મ્હાલતાં
કર્તવ્યથી જે ના ચળે, કર્તવ્ય તે જાણે નહિ
વિચારથી દુષિત જે, આચારમાં ઠરતાં નથી. ૩૧

અપરાધ કરવા જિન્દગીનો, જિન્દગી વિદારતા
સમયે બનીને મૂર્ખ એ, પરિણામમાં રડતાં થતાં
જોવાય નહિ તે દેખવા, લેવાય નહિ તે પામવા
પ્રેરાય જો દુનિયા બધી, તો હાલ એના થાય શા ? ૩૨

વિષયો તણા ઉન્માદમાં, કોને થયો છે ફાયદો ?
વિષયો વડે જીવન વધે, એવું ન હું જોઇ શકયો
કે ના વિષય ઉન્માદથી, આરામ પામે જિન્દગી
કે ના વિષય વ્યાપારમાં, અન્તર્ હૃદય બનતું સુખી. ૩૩

તો ઓ પિતા ! આ જિન્દગીમાં વિષ એ કયાંથી ભર્યું ?
કે વિષ એ સમયે કરીને, કેમ કાતિલ થઇ જતું ?
જુના જમાનાની હતી જડ જિન્દગી વ્હાલા પિતા !
તોયે હતી નીતિ ભરી, ન્હોતાં કંઇ દર્દી બધાં ! ૩૪

જ્યારે જમાનો આ ચપળ, સૌંદર્યનાં સાધનભર્યો
ને જિન્દગીના કાયદાઓ-ફાયદાઓ જાણતો
જ્ઞાની બધાં-સુન્દર બધાં-નાનાં અને મોટાં બધાં
તોયે અનીતિ-દર્દથી પીડાય કાં માનવ બધાં ? ૩૫

સૌંદર્યને શોધે બધાં-સૌંદર્યને જાણે બધાં
સૌંદર્યને સૌ ઇચ્છતાં સૌંદર્યને પામે બધાં
તોયે ઠરે છે કેમ એ સૌંદર્ય ખોટું કાં પ્રભૂ ?
શરીરે બને સુંદર અને મન મલિન રાખે એજ શું ? ૩૭

દેખાવમાં હું દેવ થઇ, જો કર્મ કરૂં સેતાનનાં
સૌંદર્ય એ મુજ શરીરનું, કદી છે ન સાચી દિવ્યતા
મનની મલિનતામાં સરળતા શરીરની સચવાય નહિ
તો કેમ એ સૌંદર્ય બાહ્ય શરીરનું સાચું કદી ? ૩૭
મનની મલિનતામાં ખરી ખૂબી ખરા સૌંદર્યની
ઊડી જતી, આ જોઇને, આ હૃદય કંપે છે ફરી
કે આ જગત્ બનતું પૂજારી માત્ર ખાલી દંભનું
સૌંદર્ય ખોટું માનવોને વિષમ રસ્તે દોરતું. ૩૮

મનમાં નથી સૌંદર્ય જો, તનમાં કદી દીપે નહિ
ઓજસ્ વિના આન્તર્ હૃદયમાં સ્થાન એ પ્રકટે નહિ
આરામ અંતરને નથી સૌંદર્યયે એને નથી
નીતિ વિના આરામ કોઇ, આત્મ જીવનને નથી. ૩૯

સુંદર થઇ દુનિયા બધી પણ મલિન મનથી રહી ગઇ
આશક થઇ જીવન તણી, પણ રે ! જીવન હારી ગઈ
શોધી રહી છે જિન્દગી, નિજ જિન્દગી વિદારવા
ઢોળી રહી છે મિષ્ટ અમી, એ વિભ્રમ વિષો પામવા. ૪૦

જડતા જતાં, કંઈ ચપળતા, ચિત્તની વધી છે જગત્માં
પણ એ ચપળતા મહીં વધ્યો છે ભ્રમ માનવ-જીવનનો
ને એ ચપળતા, સરલતા વિના ઠગાઈ આદરે
ચંચળ થયું જે ચિત્તથી--ઠગવા--ઠગાવા આખરે. ૪૧

ચંચળ થવાથી ચિત્તની અસ્થિરતા કાયમ રહે
કે એ ચપળતા એ હૃદયમાં ત્રાસને ઊભો કરે
કે એ ચપળતામાં ગુલામી વિષયની વધતી રહે
તો હે પિતા! આવી દશામાં લાભ શો છે જગતને? ૪૨

દુનિયા મહીં દેખાય છે, ઠગતા—ઠગાતાં માનવો
દુનિયા મહીં દેખાય છે, સુંદર શરીરના દાનવો,
દેખાય નહિ તે દેખતાં, ત્રાસી તને હું વિનવું
કે હે પિતા! આ જગતને ઉદ્ધારવાને આવ તું! ૪૩

× × ×

ભ્રમિત દુનિયા ભયથી કંપી, રોતી રોતી જાય
ભ્રમ વડે, ભય આવી પડે, ત્યાં માનવ તેજ હરાય
પ્રભૂ? આ ત્રાસ સહ્યોના જાય-પ્રભૂ! તુજ બાળક ગોથાંખાય. ૪૪

સ્થિર જીવનને, અસ્થિર કરતાં, આવે ઉપાધિ હજાર
શોધક મનને, સારક કરતાં, સત્ત્વ બધું વહી જાય
પ્રભૂ! આ ત્રાસ સહ્યોના જાય—પ્રભૂ! તુજ બાળક ગોથાંખાય. ૪૫

પ્રેમપ્રસંગ, પ્રપંચ વિષયનો—વિષયનો વ્યવહાર
સત્વસંબંધનું સત્ય ન સમજે, જીવન વ્યર્થ હણાય
પ્રભૂ! આ ત્રાસ સહ્યોના જાય, પ્રભૂ! તુજ બાળક ગોથાંખાય. ૪૬

સ્નેહ સકારણ સત્ય વિના પ્રભૂ! ક્યાંથી પ્રેમ પમાય?
આન્તર્ ઓજસ્ દૂર રહે, ત્યાં કોને? શો આરામ?
પ્રભૂ! આ ત્રાસ સહ્યોના જાય, પ્રભૂ! તુજ બાળક ગોથાખાય. ૪૭

× + ×

આજે યુવાની અમલમાં, નિશો ચડે છે ઇશ્કનો
ના, પ્રેમનો, પણ ઇશ્કનો, અધર્મનો—અન્યાયનો
સાચી પ્રભૂતાથી રહી છેટાં સઘનતા (!) સાચવે
શિકાર શોધે સરલ સત્યોનો, જમાનો તો હવે. ૪૮

ન્હાની વયે નયનો બને છે, નાચતાં એ મોહમાં
એ ફંદમાં ફરતાં થતાં–નિજ આત્મતેજ ગૂમાવત !
ગાંડાં થતાં–ઉન્મત્ત થતાં–આદર્શ એને માનતાં !
ના હાથ આવે એ પદાર્થ ઉપર જીવન ઓવારતાં. ૪૯

શું સ્વત્વ હોમ કર્યા વડે, કંઇ સ્વત્વની સિદ્ધિ મળે ?
શું સ્વત્વથી છેટાં રહે, સત્ગો સુધા દેખાય છે ?
શું જિન્દગીના હોમમાં, આ જિન્દગી લાંબી થતી ?
શું નીતિને નિવારવાથી પ્રકટતી સ્થિતિ સુખી ? ૫૦

માયિક મોહ ઉપર મનુષ્યો, જિન્દગીને ત્યાગતાં
શું સ્વલ્પ એ સાધન મહીં, સુખો વસ્યાં સંસારનાં ?
માયિક મોહ, મનુષ્ય જીવન, સુખનું કારણ રહે
જ્યારે પરિમિત હોય કક્ષા, મોહના વ્યવહારની. ૫૧

જડ જિન્દગીથી જિન્દગી જોડી સુખોને શોધવા
અતિ નિંદ્ય એ આચાર તો દેખાય ખોટી કલ્પના
જડ સૃષ્ટિ પર પ્રીતિ ધરી, ચૈતન્યને ભૂલી જતાં
ગાંડાં બનેલાં માનવો દર્દી થઇ રડતાં થતાં. ૫૨

ચૈતન્યની ચિંતા વિના સ્થિરતા રહે ના ચિત્તની
ચૈતન્યની પ્રીતિ વિના, જડ સૃષ્ટિ સુખમય થાય નહિ
ચૈતન્યના આવેશથી, જડ જિન્દગી દેખાય છે
જડતા મહીં ચૈતન્યને વિસરી જવું એ ન્યાય ના. ૫૩

જડતા ઉપરના મોહમાં ચૈતન્યને ભૂલી જતાં
વિષમ પરિણામો પ્રકટતાં જગતમાં દેખાય આ
સુખ શોધવામાં સુખ તો પલટાઇને દુઃખરૂપ થતું
સુંદર થતાં શરીર જગતનું મન મલિન તો રહી જતું. ૫૪

આરામ જ્યાં શોધે શરીર, સુંદર થયેલું જગતમાં
આરામને 'બદલે બિચારું' દર્દથી પીડાય એ
વ્યાધિ વડે હેરાન થઇ, ત્રાસો વડે તે કંપતું
સુંદર થયું, પણ મલિન મનથી ના જરીયે જંપતું ૫૪

મનની મલિનતા એ વિષમ વિક્ષેપ છે સૌંદર્યમાં
મનની મલિનતા એ વિષમ છે ત્રાસ સૌ આરામમાં
મનની મલિનતા એજ દર્દો વ્યાધિઓ સંસારની
મનની મલિનતા જો ઘટે તો દર્દ કો દેખાય નહિ. ૫૬

મનની મલિનતા હોય કાયમ ત્યાં સુધી કોઇ દવા
સુંદર શરીરને શક્ત કરવા—શાન્ત કરવા સફલ ના
વૈદ્યો કને, હકીમો કને, એની દવા મળતી નથી
મનની મલિનતા ટાળવી, એ વાત સૌને હાથ રહી. ૫૭

શીશા દવાઓના પીજ્યે, દર્દો કદી મટતાં નથી
કે ના રસાયણ—ભસ્મથી એ ત્રાસ પણ ઘટતા કદી
એ છે બધો વ્યાપાર ખાલી દીલને ઠગવા તણો
રે ! માત્ર કેવળ દંભ એ દુનિયા મહીં જીવવા તણો. ૫૮

જે બેવફા જીવન પ્રતિ, એ જીવન શું પામી શકે ?
જે બેવફા જીવન પ્રતિ, એ સ્વાદ શું જાણી શકે ?
કર્મે રહે ના સાન, એને ભાન શું આરામનું ?
જીવે ભલે એ જિન્દગી, પણ એ જીવન છે નામનું. ૫૯

સુંદર શરીર મહીં વધે છે, અગ્નિ જ્યારે વિષયના
સુંદર શરીર સળગી જતાં, લૂખાં પડે ગાત્રો બધાં
ઓજસ્ રહે ના આત્મનાં—ના અક્ય ગાત્ર મહીં રહે
સાચી સઘનતા શરીરની, એ તાપથી ઝાંખી બને. ૬૦

છે વિષય, એ ચિતા હૃદયની—ચૂસનારી હૃદયને
એ નીચત્તમ વિષયો વિના ચિંતા ન કોઇને રહે
જે છે વધારે વિષયમાં, એ ચિત્તમાં ચિંતા વધુ
ને એજ કારણથી જગત્ ગૂમાવતું જીવન ખરૂં. ૬૧

રોતાં રહીને હૃદયમાં, ચિંતા વધાર્યા જે કરે
એને જગત્ના જીવનનું અશ્ચર્ય તે ક્યાંથી મળે ?
એહાલને બિમાર છે, દર્દી જગત્માં વિષયથી
ને મોહ એ વધતો જતાં, દર્દી બની દુનિયા બધી. ૬૨

વિદ્યા ભણેલા જ્ઞાન પામે છે જગત્માં વિષયનું
પંડિત થઇ, પાપી બને છે, હૃદય રચવા વિષયનું
શિક્ષિત માનવ જિન્દગીમાં, પાપ જો પ્રકટ્યા કરે
તો જ્ઞાન એ શા કામનું ? શો લાભ એથી જગત્ને ? ૬૩

જે જ્ઞાનથી સેવા જગત્ની સ્વલ્પ પણ કદી થાય નહિ
જે જ્ઞાનમાં અંતરૂ—હૃદય, અમીભર થઇ પોષાય નહિ
જેથી વધે ના ધર્મ—નીતિ, સ્થાન એ સચવાય નહિ
તો વિષયવર્ધક સાધનોની સાધના શા કામની ? ૬૪



## (૧૫૭)

## વિષયો તણી આવી ગુલામી એકદમ ભારે પડે!

તુજ પ્રેમને માટે વર્ષ્યો છું, ભ્રમ સહુ વ્યવહારમાં
તુજ પ્રેમને માટે બન્યું અસ્થિર અંતર ત્રાસમાં
બેહાલ ને બિમાર બનતું ચિત્ત તો ભટક્યા કરે
તુજ પ્રેમની આવી ગુલામી તો બહુ ભારે પડે. ૧

જે આંખમાંથી કોઈ દિન આંસુ હજૂ ટપક્યું નથી.
એકકે કદી કો ત્રાસથી, એ આંખથી આંસુ વહે
રે! માત્ર તારા વિરહમાંને માત્ર તારા સ્મરણમાં
રોવું પડે જે પ્રેમમાં તે પ્રેમમાં શો લાભ છે? ૨

તારા વિરહના તર્કમાં ભૂલી ગયો મારી કળા
કર્તવ્યને કર્મો તણી છેદાઇ ગઈ સાચી દશા
છૂંદાઇ ગઈ સત્તા સુખોની–હાસ્યની–આરામની
એ સૌ બન્યું જે કારણે તે સર્વ કારણ તું બની. ૩

શું ક્ષુદ્ર એક મનુષ્યના વિરહે રીબાઇને મરૂં?
શું હું સ્મરણ એવું કરૂં જે અંગ છે વિષયી બધું?
જે શુષ્ક છે, સુધા વિના–તારક નથી–પાલક નથી
સુંદર બન્યો દેખાવ જે સૌંદર્ય શું સાચું કદી? ૪

નિશા વધ્યા જ્યાં પ્રેમના–શીશા વધ્યા વૈદો તણા
દાખલ થયાં દર્દો હૃદયમાં પ્રેમ આત્મા શોધતાં
પ્રિયત્તમ! આવા પ્રેમમાં દર્દી થઇ લાખો રડે
એ સર્વમાંનો એક હું તો આખરે થાક્યો હવે. ૫

નિર્જીવ તારા વિરહમાં રડવું, હૃદયની મંદતા
માનું હવે એવી ક્રિયા નિર્બળ હૃદયની નીચતા
રે! પ્રેમ–આવા પ્રેમને–તે કોણ ઉત્તમ માનશે?
રે! કોણ એવો મૂર્ખ કે ગુલામ વિષયોનો થશે? ૬

લયલા સ્મરણમાં નામ હો મજનુનનું સ્થાયી રહ્યું
પણ હું ગણું છું "એ બિચારાનું જીવન એળે ગયું ?"
રે! માત્ર એના સ્મરણમાં પૂરી થઈ ગઈ જિન્દગી
કર્તવ્ય માનવદેહનું એણે કંઈ જાણ્યું નહિ! ૭

તારી કવિતા ગાઈને મારી કૃતિ ઝાંખી કરી
ઓજસ્ ભરેલાં કાવ્ય મારાં એકદમ નિસ્તેજ થઈ
મુજ નામને, મારી પ્રતિભાને લજવતાં, લાભ, એ
આખર મળ્યો અમને પ્રિયે! તારી ગુલામીમાં મને. ૮

સુંદર શરીર દર્દી બની, રિબાય જો તારા વિના
એ પ્રેમનો વહ્નિ ગણું હું કેમ સુંદર સ્વર્ગ કાં?
બળવું અને રડવું બની દર્દી હશે શું સ્વર્ગ એ?
એ કલ્પનાને માન્યતા, નિર્બળ હૃદય ધારી રહે. ૯

જેમાં જીવન હારી જવાયે લાભ શો વ્યાપારનો?
મન–તન–ધનની સંપત્તિ ગૂમાવવી, શો ફાયદો?
સચવાય ના જેમાં ખૂબી, સંસારના સાધન તણી
એનું મહત્ત્વ મનાય ના દુનિયા મહીં કો રીતથી. ૧૦

વિચારમાં "વ્હાલી" રહે–આચારમાં "પ્રિયા" રહે
એ જીવનમાં કર્તવ્યના સંકલ્પ શેં જાગી શકે?
જે હૃદય હરદમ ગાય ખાલી નામ ખોટા પ્રણયનું
એ હૃદયમાં ઉભરાય ક્યાંથી પ્રેમ–વ્હેણ પ્રભૂ તણું? ૧૧

દષ્ટિ થતાં બન્ધન વધે–વિચારથી ઓજસ્ વહે
આચારથી શક્તિ વહે–બુદ્ધિ ભમે–ચંચળ બને
જીવન પરત્વે જીવવાનું ભાન પણ સચવાય નહિ
એ તે પ્રતિમા પ્રણયની કે દુઃખદાયક રાક્ષસી? ૧૨

卐

૧૫૮ )

## લગ્નભાવના

સદશ તારો સ્નેહ, મારા ચિત્તને વ્હાલું કરે
સદશ તારી ભાવના, મારા હૃદય ઉપર ઝરે
સદશ તારી સિદ્ધિનો, રસયોગ છે ઉત્તમ સખી !
મન જો મળ્યાં તો તન મળે, એ લગ્નનો વિધિ અખી ! ૧

રે ! પ્રાણ સાથે પ્રાણ, પ્રીતિ, પ્રીતિથી પ્રીતિ કરે
ચિત્ત, ચિત્તથી જોડાય, ત્યારે નીતિને ઊભી કરે
રે ! આત્મ જ્યોતિ–આત્મ ઉભયો લ્હાણુ લઈ દઈને હસે
સર્વસ્વનું તે અક્ય સાચું, લગ્ન માનો આ ખરે ! ૨

તારૂં અનુપમ લગ્ન જે ઉત્તમ ક્રિયાથી થઈ રહ્યું
તે શ્રેષ્ઠ છે સુંદર ક્રિયા સાચી, પ્રણયની સર્વથા
ના કોઈ મૂર્ખ, પ્રમાદ એમાં વિક્રિયા કંઈ સ્થાપશે
સાચું સ્વરૂપ ન સ્નેહનું છેદાય છે કોઈ રીતે. ૩

ઉભય હૃદયનો ઇશ્ક એનું લગ્ન છે ઊંડી ગતિ
ને ગહન તેનું તેજ ના સમજી શકાયજ મૂર્ખથી
આદેશ જેની જિન્દગીનો સ્થિર ને ઉત્તમ હશે
તે પ્રેમના ઉત્તમ પ્રકારે તેજ તે સમજી શકે. ૪

\+ \+ \+ \+

છે લગ્નનો હેતુ, હૃદયનું રાજ્ય જોવું હર્ષથી
છે લગ્નનો હેતૂ જીવનનો ધર્મ જોવો કર્મથી
છે લગ્નનો હેતૂ સમાજ સ્વરૂપને સમજી જવા
છે લગ્નનો હેતૂ પ્રિયા ! પરમાર્થમાં પ્રીતિ થવા. ૫

છે લગ્નનો હેતૂ કંઈ કલ્યાણ કરવા સ્વાર્થનું
છે લગ્નનો હેતૂ પ્રભુત્વ પાળવા પરમાર્થનું
સાથે રમી સુખ સ્થાનમાં, આ દેશને ઉદ્ધારવા
મન, તન, અને ધન હોમવાં એ લગ્નની ઉંચી દશા. ૬

શું આપણે એ લગ્નનો ઊંચો હેતૂ નહિ શું પામીએ ?
શું આપણે એ લગ્નનાં લક્ષણ બધાં ના જાણીએ ?
શું આપણે એ લગ્નના ધર્મો બધા પાળી શક્યાં ?
ને જો થયું ના એમ તો તો લગ્ન એ ન્હોરી પીડા ! ૭

વ્હાલી મને તું વ્હાય, જો આ દેશને સાચી રીતે
વ્હાલી મને તું જાય જો કલ્યાણ કરવા દેશનું
પ્રીતિ ધરે તે દેશ પર ને પ્રેરણા પ્રિયને કરે
પરમાર્થમાં વધતા પતિને સહાય જો સાચી કરે. ૮

તો સુખ તારૂં રૂપ, તારા હૃદયનો બળ મંત્ર છે
કલ્યાણકર તૂજ જિન્દગી, સંસારમાં દીપી શકે
ને હું વધું મુજ કર્મથી ને કાર્ય કંઈક કરી શકું
દીપે ઉભય જીવન અને આ હૃદય દીપે હૃદયસું. ૯

ઇચ્છું પ્રિયે ! હું એટલું, બસ એટલું પૂરૂં બધું
જેમાં થશે કલ્યાણ મારૂં, તારૂં, તારા દેશનું
સાચો અને શાણો પતિ, આ ભાવના ધારી શકે
સાચી અને શાણી પ્રિયા, એ ભાવને અનુસરી રહે. ૧૦



(૧૫૯)

## બની જા હૃદય તણો રખવાળ !

બની જા હૃદય તણો રખવાળ
મારા જીવન તણો રખવાળ
લેવા જીવન ભર સંભાળ
બની જા હૃદય તણો રખવાળ—બની૦ ૧

પ્રેમ તણું તું મન્થન કરજે
પ્રેમ પ્રતિભા હ્યે ભરજે
મુજ દીલમાં દીલડું થઇ ઠરજે
આશાનો અવતાર—બની૦ ૨

જ્યાં જ્યાં હું પગલાં માંડુ ત્યાં
પાછળ પાછળ તું આવ્યે જા
રાહ ચૂકું કે મન મૂંઝાયે
ત્યાં કરજે ચમકાર—બની૦ ૩

આગ સળગતી હોય કારમી
ચિત્તા ચિંતાની, વિષમ વેદના
મુજ દીલને—જીવનને ઘેરે
ત્યાં મળજે પળવાર—બની૦ ૪

નિર્ભય રે' નયનોની દ્રષ્ટિ
પૂનિત ભાવના ભરતી સૃષ્ટિ
તારી સાથે સાથે ચાલે
હો જીવન વ્યવહાર—બની૦ ૫

હું આંસુ પાડું તો લ્હોજે
આગળ પાછળ મુજને જોજે
પડું એકલો, બનું બ્હાવરો
ત્યાં કરજે સંચાર—બની૦ ૬

તું અહીં છે, તેથી હું અહીં છું
કાર્ય વેગ અપનાવી રહું છું
અહીં વિરમું કે આગળ દોડું
ત્યાં કરજે સત્કાર—અની૦ ૭

પુષ્પ પાથરી તુજને પૂજું
આત્મનિવેદન કરીને રીઝું
પ્રિયજન ! દીલની વાત સાંભળી
દેજે ત્યાં હુંકાર—અની૦ ૮

હું ને તું, ત્યાં બીજું ન કોઈ
ગુપ્ત વાત ત્યાં ગુપ્ત રહી ગઈ
ભાવ અભાવ રહ્યો નહિ કંઈ
ત્યાં ભવના શા ભણકાર ?—અની૦ ૯

આવ આવ અંતરમાં રમીએ
એકમેકનાં જીવન વણીએ
તાર ન તૂટે, દીલ ન છૂટે
ગાઢાં થાય વણાય—અની૦ ૧૦

વિશ્વ વિશાળજ, પરિમિત બનશે
દીલ મળશે ત્યાં દીલડાં ઢળશે
ભવ્ય હશે તે એક અણુમાં
આવીને રહેનાર—અની૦ ૧૧

હું કેવળ છું તારી છાયા
મુજ જીવન છે તારી માયા
દૂર દૂરમાં કે ખૂબ સમીપે
તારે તેજ પ્રસાર—અની૦ ૧૨

મુજ હયું તારા પર ધબકે
મુજ વાણી તારા પર અટકે
શબ્દ હજારો ભલે સળગશે
અવિચળ તારૂં નામ—બની૦ ૧૩

ફરી ફરી પ્રિયજન! પોકારૂં
ફરી ફરી દીલ કરૂં રસાળું
એ દીલમાં તુજ પ્રેમની ભરતી
આવો અપરંપાર—બની૦ ૧૪

તુજ દર્શનનો બની પિપાસુ
મુજ મંદિરમાં તને ઉપાસું
“આવ, આવ, અંતરૂના સાથી”
એ ઉઠયો પૂકાર—બની૦ ૧૫

મુગ્ધ બનો મન એવું મારૂં
તું આવે તોયે ના ભાળું
શાન્ત સમાધિ એવી લાગે।
સઘળું એકાકાર—બની૦ ૧૬



(૧૬૦)

## તું અને હું

તું અને હું એમ, બંને સ્નેહનાં સાથી હતાં
સાથી બની, સાથે રહીને, મજલ લાંબી કાપતાં
રાહ, દિશા, લક્ષ્ય એકજ એમ પગલાં પાડતાં
પળવાર પણ એ કૂચમાં કદી ના જરા થંભી રહ્યાં. ૧

આગળ નહિ, પાછળ નહિ, સાથે ને સાથે ચાલતાં
ના ત્વરા, ના મંદતા, સરખી ગતિ સંભાળતાં
તેં જે લીધું, તે મેં લીધું, તેં જેટલું, મેં એટલું
મક્કમ થયા નિર્ણય અને તેં જે કર્યું તે મેં કર્યું. ૨

નિજ સ્વાર્થ સાધનમાં બની પામર અને દુનિયા સુતી
ત્યાં ઊંઘતાં જાગી ઉઠયાં ને કૂચ આરંભાઇ ગઇ
પાછળ રહ્યું પામર જગત્, આગળ વધ્યાં બે પ્રેમીઓ
છૂટાં, સ્વતંત્ર, સુખી બની નિજ રાહ પળતાં પ્રેમીઓ. ૩

દોડયાં છતાં થાકયાં નથી, નિર્ભય રહીને એકલાં
દોરાય પોતે દીલ ત્યાં શીદ દોરનારા શોધવા ?
જોયું નથી, જાણ્યું નથી, તે સ્થાન પર જાવા મથી
પહોંચી જવાનાં એક બીજાની હૂંફે વિજયી બની. ૪

છે રાત અંધારી હજૂ ને પન્થ પણ ના સૂઝતો
ને શાન્ત દિશા શૂન્યવત્ તોયે પ્રણયનો પન્થ તો
છે કાપવાનો વેગભર, ક્ષણ એક પણ થોભ્યા વિના
પહોંચી જવાનું ઇષ્ટ સ્થાને, એજ છે નિર્ધાર જ્યાં. ૫

પાછું અમે જોતાં નથી, પાછળ હવે શું શું રહ્યું ?
પ્રત્યેક પગલે સ્મરણ ઓછું થાય છે દુનિયા તણું
દુનિયા તણાં દર્દો તણી–કટૂતા તણી આંધી ચઢે
હૈયા મહીં પળવાર પણ ઓછી થતી એ જાય છે. ૬

દોરે ન તું, દોરૂં ન હું, ના માન કે અભિમાન જ્યાં
અદ્વૈત આત્મનિવેદને મસ્તી ચઢી ગઈ પ્રેમની
એણે કરી આ પ્રેરણા ને ઊંઘનાં ઊભાં થયાં
છોડી જગતના લાખ ઝઘડા દૂર દૂર જઇ રહ્યાં. ૭

તુજ હાથમાં મુજ હાથ લઇ, ધીમે ધીમે હસતી રહી
ને પ્રેમની સંવેદના એ હાથને ચૂમી ચૂમી
બોલ્યા વિના બોલી રહી ને પ્રેમદાન દઇ રહી
આગળ વધું ના એક પગલું એમ તું પકડી રહી. ૮

મસ્તી ભરેલું અંગ આખું, આત્મા જ્યાં વિલસતો
પગલાં પડે, ધરણી ધ્રૂજે, નિશો ચઢ્યો છે પ્રેમનો
ઓજસ્ ભરેલા આત્માની ઉષ્ણતા પ્રકટી રહી
તે શાન્ત, નિર્જન સ્થાનમાં, તે ખૂબ હૂંફ દઈ રહી. ૯

પૂછે ન તે, પૂછું ન હું, કે રાહ લાંબો કેટલો ?
ક્યારે અમે ત્યાં પહોંચશું ? એ પ્રશ્ન પણ જાગ્યો ન કો
છે આમ અંધારૂં, પછી તો તેજ ક્યારે આવશે ?
જોયું નથી ત્યાં જઇ રહ્યાં, તો અન્ત ક્યાં એનો હશે ? ૧૦

જ્યાં આત્માનાં તેજ ત્યાં તે તમસ્ શાં દુનિયા તણાં ?
જ્યાં પ્રેમભર રહી ઐક્યતા, ત્યાં પ્રશ્ન શા છે કાળના ?
સાચી ગતિ જ્યાં સ્નેહની, ત્યાં માપવાની શી દિશા ?
દોડી રહેલાં દોડતાં તે પામવાને સ્થિરતા. ૧૧

“જો જો ન તમે આગળ જતા, જો જો ન પાછા રહી જતા”
“જો જો ન દૂર જરા થતા, જો જો નહિ થંભી જતા”
“જો જો ન મારો હાથ મૂકી, મૂંઝવી દેતા મને”
“પ્રિયતમ ! પન્થ વધ્યા કરે તો ખૂબ ખૂબ મઝા રહે !” ૧૨

“આ જીવનમાં આવી મજલ, કાયમ રહો, ના અન્ત હો !”
“સ્નેહી સંબંધી સહ જીવનની કૂચ કદી ના બંધ હો !”
દોડી રહ્યાં છે દ્વૈત, પણ અદ્વૈત આખર થઇ જશે
જ્યાં પહોંચશું ત્યાં બે જણાં પણ એક રૂપ બન્યાં હશે ! ૧૩

છે કેટલું સુખમય જીવન ? આનંદ હૈયે કેટલો ?
પ્રિયતમ ! પ્રિય ! અહીં પ્રેમનો પોકાર શો ઉઠી રહ્યો ?
મીઠાં મધુરાં વ્હેણ કેવાં સ્નેહ ને સુધાભર્યાં ?
જાગી ઉઠેલા આત્માનાં તેજ કેવાં ચમકતાં ? ૧૪

બોલે ન તું તોયે અહીં, તુજ શબ્દના પડઘા પડે
ગાતો નથી તું ગાન તોયે, નિત્ય ગીત વહ્યા કરે !
એમાં રહી જે ભાવના, એમાં રહ્યો જે આત્મા
મીઠી મીઠાશ દઈ રહ્યો, ધબકાવવા હૈયાં બધાં. ૧૫

તારી અને મારી ગતિનું, સામ્ય મારા હૃદયને
સાચી વિભૂતિ દઇ રહ્યું, સાચું થઇને ધબકશે
આજે ભલે ધબકે જૂદું, પણ કાલ ભેગું ધબકશે
તેવી રીતે તારૂં ને મારૂં જીવન એકજ થઇ જશે. ૧૬

આ દેહમાં જે દિવ્યતા, તે દિવ્યતા તારી બધી
આ દેહમાં જે રમ્યતા, તે રમ્યતા પણ તેં સૃજી
આંખો મહીં આંખો મળી, હૈયા મહીં હૈયું મળ્યું
જાગ્યો ધ્વનિ જે પ્રેમનો એણે જીવન મારૂં ઘડયું. ૧૭

તું નાચ, હું નાચી રહું, તું બોલ, હું બોલી શકું
મારૂં શરીર, મન, આત્મા, તારાં બન્યાં, તારૂં બધું
મારી કને, મારી ગણું, એવી ન વસ્તુ કો રહી
હું મુક્ત થઇ, પ્રિયજન સહે, પ્રિયજન મહીં રહું હું મળી. ૧૮

પ્રિયત્તમ પ્રિયાની ભાવના આ, આત્માને સ્પર્શતી
મારા હૃદયમાં જગવતી આન્દોલનો એવાં ફરી
માન્યું જીવન મેં ધન્ય મારૂં, પ્રાપ્ત થઇ ઊંચી ગતિ
મુજ આત્માના હૃદયને મળી હૂંફ સાચા હૃદયની. ૧૯

સાથે મળી સાથેને સાથે એમ આગળ ચાલતાં
પ્રિયત્તમ પ્રિયાની ભાવનાના શુદ્ધ પડઘા પાડતાં
બોલી ઉઠયો મુજ આત્મા "તેં જે દીધું, તે મેં લીધું
તેવી રીતે સોંપું તને મારૂં હતું તે હું તને." ૨૦

નિસ્તેજ મારા જીવનમાં, જે તેજ, પ્રિય ! તે તેં ભર્યું
ને પ્રેમબળ પ્રવાહ પ્રકટાવ્યો, પ્રિયા ! તો તેં પ્રિયે !
જાગી ચૂક્યો મુજ આત્મા, તે જાગૃતિ તારા વડે
સાચું સ્વરૂપ, જીવન તણું, સમજી શક્યો તારા વડે. ૨૧

તુજ પ્રેમની ભરતી મહીં, મુજ દીલ હીલોળે ચઢયું
તારી પ્રતિમા પૂજતાં, મુજ આંખમાં આવ્યાં અમી
તારા સ્મરણમાં સ્નેહની સાચી ખૂમારી રહી ચડી
આજે બન્યો, હું જે કંઈ, તે પ્રિયજન ! તારા થકી. ૨૨

તુજ પ્રેમભાવ, જીવન સમર્પણ, જોઇ ગાંડો હું બન્યો
તેં જે કર્યું છે, તેટલું કરવા, ગતિ મારી નથી
સંદેશ સાચા સ્નેહનો આપ્યો હતો તો તેં પ્રિયે !
સંદેશ તે ઝીલી શક્યો, "આશિર્વાદ" પ્રિયે !! પ્રિયે !! ૨૩

ઝઘડા શમ્યા છે જગતના, પામર પરિસ્થિતિ નથી
આગળ વધ્યાં છે સ્નેહીઓ, પાછાં હવે પડશે નહિ
નાચો પ્રિયે ! નાચો પ્રિયે ! આનંદનો અવધિ નથી
આ જીવન કે તે જીવનમાં, કૂચ રે'શે ચાલતી. ૨૪

યુગે યુગે આ આત્માનાં ગીત ગાવાનાં રહ્યાં
યુગે યુગે આ પ્રેમનાં સ્પન્દન જગવવાનાં રહ્યાં
છે દિક્-કાળ અનંત, જીવન તેમ અનંત વહ્યા કરે
તો પ્રેમની આ કૂચને ક્યાં થંભવાનું છે પ્રિયે ? ૨૫



(૧૬૧)

## આ ભૂતાવળ ક્યાંથી જાગી ?

આ ભૂતાવળ ક્યાંથી જાગી ? ક્યાંથી જાગીને શેં જાગી ?
હસે, રડે, કૂદે ને નાચે, એ ભૂતાવળ ક્યાંથી જાગી ? ૧

ખૂબ કરે ઘોંઘાટને ગરજે
અહીં તહીં કાળી છાયા સરજે
આત્મતેજને ફરી હરનારી, આ ભૂતાવળ ક્યાંથી જાગી ? ૨

દૂર ખસીને પાસે આવે
પાસે આવી ચિત્ત ચમકાવે
રૂપ–ચિત્ર નવલાં ધરનારી, આ ભૂતાવળ ક્યાંથી જાગી ? ૩

કેવા વેષ વિચિત્ર સજાવે ?
કેવા દેહ વિચિત્ર બતાવે ?
આંખો પર અંગારા ધરતી, આ ભૂતાવળ ક્યાંથી જાગી ? ૪

અહીંથી તહીં હું નાસું દોડું
તોયે આગળ એનું ટોળું
જ્યાં જાઉં ત્યાં પાછળ ધસતી, આ ભૂતાવળ ક્યાંથી જાગી ? ૫

મુજ છાતી પર સ્વાર થવાને
રક્ત હ્રદયનું ચૂસી જવાને
વેગ ધરી રહી, ધાંધલ કરતી, આ ભૂતાવળ ક્યાંથી જાગી ? ૬

દિવસો જાતા જેમ જેમ, તેમ
રૂપ ભયંકર ધરે એમ એમ
મુજ જીવનનું, જીવનહરતી, આ ભૂતાવળ ક્યાંથી જાગી ? ૭

મુજ જીવનની શાન્તિ હણાય
પરમ વેદના રહી વણાઈ
મુજ અંતરૂપર સ્વારી કરતી, આ ભૂતાવળ ક્યાંથી જાગી ? ૮

ક્યાંથી આવીને ક્યાં જાશે ?
શાથી જન્મી ? કેમ સમાશે ?
સુખ સાધનને સ્વાહા કરતી, આ ભૂતાવળ ક્યાંથી જાગી ? ૯

હાય ! હવે હું આખર થાકયો
ભૂત—ભૂતાવળથી છું ત્રાસ્યો
આખર એને કબજે પડતાં, આ ભૂતાવળ કયાંથી જાગી ? ૧૦

ત્રાસ તાપ ખૂબ સહી સહીને
દુઃખ—વેદના સહી સહીને
એ સત્યો હું આજે સમજ્યો, એ ભૂતાવળ મારી જાગી. ૧૧

ધર્મ કર્મનો મર્મ ન જાણ્યો
પાપ પૂણ્યનો ભેદ ન માન્યો
સ્વાર્થ સપાટે દુનિયા દુભવી, એ ભૂતાવળ મારી જાગી. ૧૨

મેં દીલડાં દુનિયાનાં તોડયાં
સ્નેહ સંબંધ સતત તરછોડયા
દયા, ક્ષમા દીલમાં ના રાખી, એ ભૂતાવળ મારી જાગી. ૧૩

પ્રેમ, પૂણ્ય કે પ્રેમ કરૂણા
કયાં વરસાવી ? કેવળ ઘૃણા
સ્નેહ ભર્યો હું સાથી કોનો ? એ ભૂતાવળ મારી જાગી. ૧૪

સત્ય વાત મેં નથી સ્વીકારી
સાચી વાત મેં હરદમ ટાળી
જાડી મેં જંજાળ વધારી, એ ભૂતાવળ મારી જાગી. ૧૫

માનવતા વિહોણાં કર્મો
જે જે આજ સુધી મેં કીધાં
એ કર્મોની આ છે છાયા, એ ભૂતાવળ મારી જાગી. ૧૬

એક નહિ પણ અનેક પગલે
એ આવે ને એ દેખાયે
ત્રાસ સહું, દુઃખ દર્દ રહું છું, એ ભૂતાવળ મારી જાગી. ૧૭

યાદ કર્યાં ના કદી હરિને
એને યાદ કરી પૂકારૂં,
પ્રભુ ! બચાવો આ પાપોથી, આ ભૂતાવળ મારી જાગી. ૧૮



(૧૬૨)

## થતી પ્રિયાને !

ઘડી ઘડી મને તું, યાદ કાં આમ આવે ?
પ્રિય થઇ પડીને, ચિત્ત કાં તું ભમાવે ?
હૃદય રમી સરે છે, કેમ તું પ્રેમ દેવા ?
મધુ મમ ચિન્તે તેં, સ્થાપ્યું છે નામ લેવા. ૧

સ્મિત કરી કરીને, દીલ આ વિકસાવે
હૃદય દઇ ગ્રહીને, રૂપ તારૂં બતાવે
વળી વળી હસે છે, નિત્ય આચાર ધારી
ઘડી ઘડી કરે છે, તૂજનો ભોગો વ્હાલી ! ૨

રતિ થઇ સરે છે, ઉતરે છે ઊંડાણે
મન મહીં રમે છે, દૈવી મૂર્ત્તિ વધારે
ઘડી પણ ભૂલું ના, 'દેવીનું મુખ વ્હાલું'
ઘડી પણ ચૂકું ના, ચિંતન તવ રસાળું ! ૩

ચિત્ત મહીં સરે છે, નિત્ય તારા વિચારો
હૃદ મહીં સિંચે છે, ભાવ તારો વધારો
પ્રિય થઇ પડવાની, યાદી તાજી રહે છે
દીલ દીલ વણીને, દેહ તારો બને છે. ૪



(૧૬૩)

# નિરાશાના સૂર !

હજૂયે મોહનો નિશો, નયનમાંથી નથી ઉતર્યો
હજૂયે પ્રેમથી હૈયું ભરાયું ના—ભીંજાયું ના ! ૧

ઊંડાણે જે હતું સાચું, બધું મિથ્યા કરી માન્યું
જીવન હારી ગયો તોયે, જીવનનો મર્મ જાણ્યો ના ! ૨

મળે કે ના મળે એની, નિરંતર રાહ જોઇ મેં
મળેલું તો મરી ચુકયું, નવાં સર્જન થવાનાં શે ? ૩

અરેરે ! જયાં હતી આશા, નિરાશા ત્યાં છવાઇ રહી
જગત્‌ માયા તણા પાશો મહીં આનંદ આવે શે ? ૪



## (૧૬૪)

## સેવાનું સ્વરૂપ

ડૂબતા હૃદયને તારવું, બળતા જીવનને ઠારવું
ભમતા ભટકતા ચિત્તને, વળી યોગ્ય રસ્તે વાળવું
સમજાવવાં સત્યો જીવનનાં, ધર્મ નીતિ કાર્ય સૌ
એના સમી સેવા જગત્માં, અન્ય ના માની શકું. ૧

ઉદ્ધાર કરવો અન્યનો, એના સમી સેવા નથી
દુઃખી જીવનને ઠારવાં, એના સમી પ્રીતિ નથી
જે પાપ રસ્તે જાય, તેને પૂણ્ય માર્ગ બતાવવો
દુનિયા તણા ધર્મો તણો, આ સાર મેં જોયો બધો. ૨



(૧૬૫)

## નિર્મળ સ્થિતિ

મને દુષ્ટ માનીને ત્યજ્યો, તોયે ત્યજાયો હું નથી
મને મૂર્ખ માનીને લૂંટયો, તોયે લૂંટાયો હું નથી
વિશ્વાસુ માનીને ઠગ્યો, તોયે ઠગાયો હું નથી
જીજ્ઞાસુ માનીને શિખાવ્યું પાપ તે, શિખ્યો નથી. ૧

આશક ગણીને ઇશ્ક સોપ્યો, ઇશ્ક મેં પોષ્યો નથી
માશુક ગણી આશક થયો, પણ હૃદય મેં સોંપ્યું નથી
ગુરુ ગણી ચેલા થયા, પણ જ્ઞાન મેં આપ્યું નથી
ચેલો ગણી ગુરૂ થયા, ઉપદેશ મેં સૂણ્યો નથી. ૨

રોગી ગણી, થઇ વૈદ્ય આવ્યાને દવા આપી મને
તોયે દવા પીધી નથી મેં "આપ" જાણી આપને
જ્યારે તમે વ્યાધિ વડે, હેરાન થઇ સડતા હતા
ત્યારે થઇ હું વૈદ્ય આવ્યો, આપને અવલોકવા. ૩

ઇચ્છા હતી, મારી દવા લેવા, તમોને બહુ ભલે
તોયે દવા આપી ન મેં, એ વાત તમને યાદ છે ?
જ્યારે હતો ભુખ્યો અને હું, અન્ન અહીં તહીં શોધતો
ત્યારે તમે ખાવાનું લઇને આપવા આવ્યા હતા. ૪

આપ્યું મને, "ખાશે ભિખારી" એવું જાણીને મયા
તોયે નથી મેં અન્ન ખાધું, એ તમારા હાથનું
જ્યારે તમે ભૂખ્યા હતા, ત્યારે તમે રડતા હતા
તે સમય પર હું આપને મળવા કદી આવ્યો હતો. ૫

સાથે હતું ખાવાનું કંઈ, જે આપને પણ દઈ શકું
તોયે ન મેં આપ્યું તમોને, પ્રાર્થના કરવા છતાં
મારા ઉપર મમતા ધરી, ઉદાર થઈ આપ્યું મને
તે ના સ્વીકાર્યું મેં કદી, એ વલણ-હેતૂ શો હશે? ૬

સ્વીકારવા રાજી હતા મારી દયાનાં દાનને
તોયે ન દીધાં દાન મેં, એ વલણ-હેતૂ શો હશે?
માયા. તમે કે હું હવે, ઇન્સાફ એનો ક્યાં થશે?
ઉદારતા જ્યારે તમારી શ્રેષ્ટ ભાસે મુજ થકી. ૭



( ૧૬૬ )

## ગોરખ વાણી

ગુરુ જ્ઞાનમાં છે પ્રભુતા હૃદયની
તને નીતિ દેવી, હૃદય ઐક્ય સિદ્ધિ
રહે જે હદે, તે હદે, ધર્મ જોજે
કરે કાર્ય તો તું, જીવે જ્ઞાન શોધે. ૧

વિષય ધર્મમાં ધ્યાન ડૂબી જશે તો
તને માર્ગ સાચો, જડી ના, શકે કો
જશે જિન્દગી, દુઃખ ત્રાસે ભરેલી
ગણાશે વૃત્તિને રતિ છેક ઘેલી. ૨

સ્ફૂરે સાધના, જ્ઞાન શોધી, વધારે
તને સુખ દેવું ઘટે છે, સુધારે
યદા કર્મ સિદ્ધિ મળી, મર્મ શોધે
ગુરૂ ત્યાં ઊભો, હર્ષનો પ્રાણ જોજે. ૩

રડે જે હૃદય દુઃખ-ત્રાસે દબાઇ
દીપી ના શકે, તે જીવનમાં મૂંઝાઇ!
હઠાવી અનીતિ, પદે આવજે ને
પ્રભૂની પ્રિયામાં મને શાન્ત જોજે! ૪

સમય જાય છે, શાન્તિનું રાજ્ય જોવા
સમય જાય છે, જ્ઞાનનું ભાન થાવા
સમય જાય છે, સિદ્ધિ-નીતિ વિકાસે
મથે તો મથી લે પ્રભૂના પ્રકાશે. ૫

તને જે સ્થળે દુઃખ–પીડા પડે ત્યાં
મને દેખજે કલ્પના જ્ઞાનમાં ત્યાં
રહી તે સ્થળે દુઃખને દૂર રાખું
મથું હું, તને શાન્તિમાં રાખવાને. ૬

રડે તું, ન તે ત્રાસ જોઇ શકાશે
હૃદય પ્રેમભર આવતું આંસુ લ્હોશે
ઊભો એકલો તેજ પૂંજે વીંધાશે
વિકાસે ગયો આત્મરૂપે વિકાસે. ૭

તું સર્વથી શાન્ત એકાન્તમાં છે
તથાપિ ગુણોમાં પ્રભૂતા રમે છે
તે દ્રવ્ય તે સર્વ તૂર્જને વરેલું
હસાવે, રમાવે, પછી દુઃખ ત્યાં શું ? ૮

થતું દ્રવ્ય તે દ્રષ્ટિમાંથી બચાવી
રચી લે હૃદય, ઐક્યતા સાધવાને
મળેલી ગતિમાં જીવન ધૈર્ય પામે
જીવે છો જીવન, સત્યના સર્વ નામે. ૯

દુઃખી તું ભલે થાય, દુઃખી નથી તું
સુખી તું ભલે થાય, સુખી નથી તું
છે સુખ તે સત્યની બાહ્ય શિક્ષા
છે દુઃખ તે સત્યની દ્રવ્ય શિક્ષા. ૧૦

ડૂબાડે, ડૂબે જ્યાં દુઃખોથી ડરે છે
તરાવે, તરે જો દુઃખોને ભણે છે
નથી સત્ય તે કંઈ ન માની શકાશે
હતું સત્ય તે સત્યને શોધવાને ૧૧



## ( ૧૬૭ )

## સાચા સંકલ્પ

મુજ જિંદગી મ્હારે અચેતન ભાવથી ભરવી નથી
મ્હારૂં હૃદય મ્હારે અનિષ્ટ ઇરાકમાં ધરવું નથી
મ્હારે અયોગ્ય વિચાર કે કર્તવ્ય કંઇ કરવાં નથી
જે જીવન મૃત્યુ સમ ગણાતું એ પથે જીવવું નથી. (૧)

મ્હારા વિચાર, મધુર, શાન્ત, પવિત્રને વિવેકી હો !
મ્હારૂં હૃદય વળી દેશપ્રીતિમાં નિરંતર મગ્ન હો !
મ્હારાથી કંઇ કલ્યાણ થાઓ દેશ-દેહ સમાજનું
ઇચ્છું પ્રભુ પ્રતિ પ્રાર્થના ને ભાવના બસ આજ હું ! (૨)

મુજ પૂનિત રકત મહીં વહો સાચી પ્રભૂતા આર્યની !
મુજ રસિક પાત્ર હૃદય મહીં હો જાગૃતિ મુજ કાર્યની !
મુજ દેહ, દેશ સમાજ માટે વજ્ર સમ પણ થઇ રહો !
માયિક નીચા સ્વાર્થને કંઇ મોહ દૂર જતા રૂહો ! (૩)

મ્હારૂં હૃદય મ્હારૂં રૂહો, મ્હારૂં જીવન મ્હારૂં રૂહો !
તોયે હૃદયને જીવનનાં કર્તવ્ય દેશ તણાં થજો !
મુજ શ્વાસોચ્છ્વાસ મહીં વહો સાચી પ્રભૂતા દેશની
આ દેશ મ્હારો દેહ હો ને દેહ મ્હારો દેશ હો ! (૪)

બળ જાગૃતિ-રસ ધર્મમાં—રસકર્મમાં—રસમર્મમાં
પામો પદાર્થ નીતિ વળી કર્તવ્ય સહુ વ્યવહારમાં
અવતાર વિવશ જિન્દગીને જીવવાનું ભાન હો !
હું આર્ય હો કર્તવ્યથી, કર્તવ્ય મ્હારૂં માન હો ! (૫)

દારિદ્રય મ્હારા દેશનું—દુ:ખ ત્રાસ મ્હારા દેશનાં
અજ્ઞાનતાનાં આવરણો નિવૃત્ત થજો આ દેશનાં
પામો પ્રભુત્વ પદાર્થ મ્હારી શ્રેષ્ટ બુદ્ધિ આર્યની
વિશાલ હો મ્હારૂં હૃદય અહવા સરલતા કાર્યની ! (૬)



(૧૬૮)

## તારી ફરજ !

કવિ હોય તો તું કર કવિતા, શ્રી પ્રભૂના નામની
એના પ્રવિત્ર પ્રકાશની——એના પવિત્ર વિલાસની
સિદ્ધાંત સાચા ધર્મના–નિઃસર્ગના સમજાવ તું
જેથી પ્રભૂનાં બાળકો–તૂજ બન્ધુઓ વિકસે બહુ. (૧)

તૂજ જ્ઞાનનું ગૌરવ, અમીમય, દેશને ઉદ્ધારશે
ને સર્વથા તૂજ હ્રદયના, રસ રાજ્યની સેવા થશે
રેડાય ત્હારૂં હ્રદય જેમાં–આત્મજ્યોતિ–યોગ્યતા
એવાં અનુપમ કાવ્ય ત્હારાં, પ્રકટશે આ દેશમાં. (૨)

તું હોય લેખક, તો લખી લે, તે કૃતિ પરમાત્મની
સિદ્ધાંતનું શોધન કરી, શોભાવ તારી જિન્દગી
ઉત્તમ અનુભવ, ઐક્યતાનો–યોગ્યતાનો, પામ તું
ને રેડ ત્હારૂં હ્રદય, ત્હારા દેશને માટે બધું. (૩)

તું હોય સાધુ તો, સધનતા સાધી લે, તૂજ સ્વાર્થની
સમજાવ આ સંસારને, પરમાર્થ પ્રીતિ આત્મની
નીતિ–વિવેક વિચારનું સાચું વલણ સમજાવતો
તું દેશ–ઉદ્ધારક થજે, તૂજ બન્ધુઓને તારતો. (૪)

તું હોય કારીગર કરી લે, કામ ત્હારૂં આદર્યું
સંસારને અનુકુળ થાય, પદાર્થ એવા શોધ તું
વિજ્ઞાનની વિદ્યા વડે, તું દેશને ઉદ્ધારજે
તૂજ સ્વાર્થ સાથે, સ્વાર્થ ત્હારા દેશનો વિચારજે ! (૫)

ત્હારૂં શરીર સશક્ત હોય, અમી ભરેલું, આખરે
તો દેશ માટે દેહ ત્હારો અર્પજે—ઉભો થજે !
જ્યાં જરૂર ત્હારી હોય, ત્યાં તું એકદમ હોંસે જજે !
ને દેશનું કલ્યાણ કરવા, સ્વાર્થ ત્હારો હોમજે ! (૬)

મનથી મનુષ્ય સમાજનું, કલ્યાણ જે ન કરી શકે
તે માત્ર તનના હોમથી, સ્હાયક સમાજને થાય છે
છે દેશ સેવાના વિધિ, લાખો અને લાખો રીતે,

રે ! માત્ર એની ભાવના, પ્રકટી શકે તો સર્વ છે. (૭)
તું રાજ્યદ્વારી હોય તો કંઈ રાજ્યનીતિ આશ્રયે
કલ્યાણ ત્હારા દેશનું, તું હોંસથી કરતો જજે
પરમાર્થ પ્રીતિ આશ્રયે, તું સ્વાર્થ ત્હારો સાધજે
ને દેશસિદ્ધિનું અનુપમ સુત્ર તું સમજી જજે ! (૮)



## ( ૧૬૯ )

# વિષયની વિષમતા

અતિ ભ્રષ્ટ ઇચ્છા વિષયની, ઉત્પન્ન થઇ જ્યાં હૃદયમાં
સામર્થ્ય જીવનનું ધીમે ઘટતું જતું પરિણામમાં
કંઇ આક્રમણ દુઃખ–ત્રાસનાં, આ જિન્દગી ઘેરી રહે
વિષયે થવું બેહાલ–વિષયો એજ મોટી આપદા. ૧

ધોરણ રહે ના ધૈર્યનું–આવેશ ના આશા ભર્યા
શક્તિ રહે ના–શૌર્ય ના–બુદ્ધ મહીં બળ હોય ના
સાધી શકાય ન પ્રાપ્ત ઇચ્છા, થાય ના સન્માન કંઇ
ગુલામ એ દુનિયા તણો–ગુલામી વિષયોની કરી. ૨

ના સત્યની ઝાંખી થતી–ના સત્ય સમીપે આવતું
ના સત્યના સાધન વડે, ઔદાર્ય એનું દીપતું
પામી શકે ના પ્રેય, એની જિન્દગીનું એ કદી
કલ્યાણ થાય ન એ જીવનનું, વ્યર્થ મહેનત, જે થતી. ૩

શક્તિ ગૂમાવી શરીરની, ઝાંખો જીવનથી થાય છે
ઇશ્વર–પ્રભૂની એ પ્રતિમા, શુષ્ક સાવ જણાય છે
ના યોગ્ય સમયે, જિન્દગી એની કદી ઊભી રહે
સેવા વડે સ્વાતંત્ર્યથી, દુનિયા મહીં દીપે ન એ. ૪

ગૌરવ ભરેલી જિન્દગીનો, અંત વ્હેલો આવતો
નિર્જીવ જેવાં કાર્યમાં પણ વિજય એને વેગળો
તો કાર્ય તે શું મહત્વનાં, કરશે પરાર્થ પ્રકારનાં ?
જે નિજ શરીર ન સાચવે શું સાચવી શકશે બીજું ? ૫

નિજ પ્રાપ્ત દેહ પ્રતિ નથી, જેને વફાદારી કદી
તે શેં વફાદારી બતાવે, અન્ય નિજ બંધુ પ્રતિ ?
બાળક પ્રતિ, પિતા પ્રતિ, વ્હાલાં પ્રતિ–વ્હાલી પ્રતિ ?
દુનિયા મહીં એ જિન્દગી છે માત્ર ત્રાસભરી બધી. ૬

મન, તન બળે, વિષયી નરોનાં વિષ પીવાથી સદા
શાં સ્વાસ્થ્ય એ પામી શકે ? જ્યાં હૃદયમાં ભડકા ભર્યા
હેરાન થઇ, હાયે કરી, એ જિન્દગી ગૂમાવતો
વિષયી સમો ના આત્મઘાતી, આ જગતમાં દેખશો. ૭



(૧૭૦)

## વિયોગિનીના ઉદ્દગાર

છે શૂન્ય આ સંસાર સઘળો, રસિક તવ પ્રતિમા વિના
સુખ સ્વપ્નમાં પણ નહિ પ્રકાશે, દુઃખીણિ છું સર્વથા
પતિ વિન, ચેતનહીન જીવન, ઉમંગ રંગ વિના જતું
છે શુષ્ક કાયા મન ભરીને આંસુનું પૂર વહી જતું. ૧

કંપે છે કાયા કામ બળથી, હામ હારી ધ્રૂજતી
સૂઝતું નથી હું શું કરૂં? છું કામ વિનાની રતિ
પતિ! અતિ વિકલ થઈ વાટ જોતી, 'ક્યારે મળશે નાથજી!'
ક્ષણુ જાય છે, દુઃખ થાય છે કે "નાથ, આવ્યા ના હજી!" ૨

મન, મુગ્ધ થઈ રડતું બિચારૂં, દગ્ધ થઈને ડરી જતું
આ જીવન રંગ વિના જતું, અભિલાષમાં દુઃખ દેખતું
પ્રિય દૂર છો તો ક્રૂર જો, પાસે રહો તો પ્રેમી જો
સાચા હશો પણ સ્વપ્નસમ ભાસો મને, દૂર કાં રહો? ૩

પ્રિયત્તમ! પૂનિત તુજ પ્રેમની ભૂખી ભમું, દુઃખી થઈ
પ્રિયની દશા ન જોવાય, આ તો, આવશો જલદી ફરી
નિઃસર્ગની લીલા બધી જોતાં હૃદય સુખ પામતું
પણ હાય! હું જોઉં બધે, પણ દુઃખ ના જરી વામતું. ૪

સરવે સખી રમતી અહીં, પતિ કંઠમાં વળગી રહી
નિરખી બધાં પ્રિય! દગ્ધ આ, હૃદ શાન્ત, કાન્ત! રહે નહિ
તો કંઈ દયા આ દાસી પર, કરવા હવે તો પધારશો
ને અગ્નિથી પણ આ ભૂંડો વિયોગ તે ન વધારશો. ૫



## (૧૭૧)

# મૃત પ્રિયાનું પ્રેમશ્રાદ્ધ

તું મૃત્યુ પામી કેમ વ્હાલી? આમ અળગી કાં થઇ?
સંબંધ સાંધેલો દઇ તોડી, શું દૂર થવું સખી?
મારૂં હૃદય રડતું બિચારૂં, રે! હૃદય ચેતન જતાં
હું શું કરૂં? તારા વિયોગે, જીવવામાં ના મઝા. ૧

મારૂં હૃદય, કોઇ ક્ષણે, વ્હાલી! તને ભૂલ્યું નથી
ના પ્રેમમાં દીધો દગો, તારૂં હૃદય ત્યાગ્યું નથી
તોયે અલી! તું હૃદય દેવી! આમ શેં રીસાઇ ગઈ?
ના, ના, ઘટે વ્હાલી! તને, આ માર્ગ લેવો ક્રૂર થઇ. ૨

સાંધ્યાં જીવન, સાચાં કરી, પણ આમ તેં છૂટાં કર્યાં
સાથે રમ્યાં, સાથે ભમ્યાં, તોયે બતાવી ક્રૂરતા!
કે ત્યાગ કરીને એકલી ગઇ, એકલો મૂકી મને
તારા વિયોગે, હું જીવું, પણ જીવવું ભારે પડે. ૩

જો આપણે સાથે ત્યજી દુનિયા ગયાં જો હોત તો
પ્રિય! લાભ ઉભયને હતો, વિયોગ પણ દૂરજ હતો
કારણ, વિયોગે સ્વર્ગમાં પણ તું કદી રડતી હશે
ને હું રડું અહીં આંસુ ભરી, તે તું કદી જોતી હશે! ૪

જો ઉભયને રડવું પડે, છૂટાં થઈ, છેટાં રહી
તે પ્રેમનું પરિણામ શું? "આ દુઃખ?" મારી મીઠડી!
ઓ વ્હાલી! વ્હાલી! આ હૃદય, આઘાત એ કેમે સહે?
છે એ બિચારૂં કુમળું-પ્રેમી અને સ્મરવા તને! ૫

તેં મિત્ર, મૃત્યુને ગણ્યું તે શેં ગણ્યું? શાને સખી?
શું તવ હૃદયનું દુઃખ મારાથી હરાતું નહિ અલી?
સાથે સતત સાથે રહ્યાં ને ગાન પણ ગાતાં હતાં
એ સર્વને તું સ્વર્ગ કે'તી, તોયે ગઇ શું સ્વર્ગમાં? ૬

આ હૃદય મિત્ર કને હતું, અહીં સ્વર્ગ રસ પ્રેમે ભર્યું
તેને ત્યજી, એ શુષ્ક જેવા, સ્વર્ગમાં મન શેં વળ્યું ?
હું તો તને આ સ્વર્ગમાં રે'વા, સદા કે'તો હતો
તો તું સદા ધીમે હસી, એ સ્વર્ગમાં રે'તી હતી ! ૭

તોયે તને આ શું ગમ્યું ? શેં ક્રૂર થાવું મીઠડી ?
મારૂં જીવન ખારૂં થયું, જ્યાં દૂર તું મારા અમી !
અલી ! ઓ ! તને હું શું કહું ? તું સમજતી મારી દશા
ઓ સ્વર્ગ ! મારા સ્વર્ગના, તારા વિના રે' ના મઝા ? ૮

સૌભાગ્ય ! તું તો ભાગ્ય મારા હૃદયનું ને જીવનનું
સર્વસ્વ તું મારૂં હતું, તું નૂર—હીર—પ્રભૂત્વ તું
રહી મસ્ત તારા આશ્રયે, હું એકલો જીવતો હતો
હું પ્રેમયોગી, પ્રેમ માટે, પ્રેમને મળતો હતો. ૯

તું સાચી મારી સ્નેહદેવી, અંતરે ન્હાતી હતી
પ્રેમી હતી, તું પૂનિત વ્હાલી, ત્યાગ પણ શીખી હતી
નિઃસ્વાર્થ તારા હૃદયમાં, મારૂં હૃદય રમતું હતું
તારી પ્રતિભાની પ્રસાદી, પામતું વધતું હતું. ૧૦

તું મધુર વચને બોલતી, મીઠી કળી ! તું કયાં ગઇ ?
આશક તને ભૂલે ન તોયે કેમ તું ભૂલી શકી ?
ના, તું કદી ભુલે મને, મારૂં હૃદય એ માનતું
પણ એકલો મૂકી ગઇ, તેથી પડે છે માનવું. ૧૧

પ્રિયજન તને ભૂલ્યો નથી ને ભૂલશે પણ નહિ કદી
ને સ્મરણ કરતો સ્નેહદેવી, એ રડે છે વિરહથી
પ્રીતિ મહીં આવી અનીતિ આજ તેં શાને ગણી ?
વિશ્વાસુને દેવો દગો, એ ન્યાય છે શું મીઠડી ? ૧૨

સંપૂર્ણ

## આ પુસ્તક જેમણે વાંચ્યું છે,

## તેઓ પણ હજુ વાંચવા પ્રેરાય છે !

"ભક્તિ" અને "ભક્તિના ખેલ" એમાં મોટો તફાવત છે. પરમાત્માની ભક્તિ કરવી, એ પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે, પરંતુ સાચી ભક્તિ ભૂલી જઈ, મનુષ્ય જ્યારે જાતને તેમજ જગતને છેતરવા "ભક્તિના ખેલ" આદરે છે, ત્યારે મનુષ્ય જીવનમાં કેવા અનર્થ ઉત્પન્ન થાય છે, તેનું રહસ્ય સમજવા માટે આવી રસમય અને સરલ શૈલીમાં લખાયેલું વાર્તાનું પુસ્તક તમને બીજે ક્યાંય ભાગ્યે જ મળશે. જેમણે વાંચ્યું છે, તેઓએ તેનો બદલ ઉત્તમ અભિપ્રાય આપ્યા છે. આવી શૈલીમાં ગુજરાતમાં એ એક અજોડ ગ્રંથ છે. આજે જ વાંચો.

# "ભક્તિના ખેલ"

ઉત્તરાર્ધ—પાકું સીવેલું બાઇન્ડીંગ, પૃષ્ઠ લગભગ ૫૦૦.

**મૂલ્ય રૂ. ૪—૦—૦**

માત્ર જૂજ નકલો સીલકે છે.

આજે જ લખો:—

**ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી,**

**કલોલ (ઉ. ગુ.)**